"ગુજરાતી"ની ૬૪ મી ભેટ

વાલમનો વીર

# રતનસિંહ






"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
કોટ, મુંબઈ

કિં. રૂ. ૩.  પાકું પૂઠું રૂ. ૩-૧૨-૦

"ગુજરાતી"ની ૬૪ મી ભેટ સને ૧૯૪૭

વાલમમો વીર

# રત્નસિંહ

અથવા

# નાગરોની હિઝરત

લેખક :
હરિશંકર દુર્ગાશંકર દવે
તંત્રી, "તપોવન" માસિક

પ્રકાશકો :
"ગુજરાતી" પ્રેસના માલીકો
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧

સંવત ૨૦૦૩] [સને ૧૯૪૭

કિંમત રૂ. ૩-૦-૦ પાકું પુઠું રૂ. ૩-૧૨-૦

"ગુજરાતી"ની ૬૪ મી ભેટ

સને ૧૯૪૭

વાલમમો વીર

# રત્નસિંહ

અથવા

# નાગરોની હિજરત

લેખક :

હરિશંકર દુર્ગાશંકર દવે

તંત્રી, "તપોધન" માસિક

પ્રકાશકો :

"ગુજરાતી" પ્રેસના માલીકો

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧

સંવત ૨૦૦૩]    [સને ૧૯૪૭

કિંમત રૂ. ૩-૦-૦    પાકું પુઠું રૂ. ૩-૧૨-૦

# 'ગુજરાતી' એ આપેલી ઐતિહાસિક વાર્તાની ૬૩ ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ના. હે.... ... | (૧૮૮૬) | નથી |
| આ. | ગૃહધર્મ ના. હે. .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા એબીસિનિયાનો રાજપુત્ર ઇ.સુ.દેસાઇ | (૧૮૮૬) | નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ ર. અ. મહેતા | | ૦– ૮ |
| ૨ | હિન્દ–બ્રિટાનિયા(રાજભક્તિવિડંબન–આણુ સહિત) ઇ.સુ.દે. | (૧૮૮૭) | ૨– ૦ |
| ૩ | ગગોવિંદસિંહ–વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ ના.હે. | (૧૮૮૮) | ૧– ૮ |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત ઇ. સુ. દેસાઈ | (૧૮૮૮) | ૧– ૮ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ઇ. સુ. દેસાઇ | (૧૮૮૯) | ૦– ૪ |
| ૬ | ટીપુ સુલ્તાન–શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમભાગ) ઇ. સુ. દે. | (૧૮૯૦) | થી |
| ૭ | દિલ્હીપર હલ્લો–ભરતખંડના પરવશપણાનો પ્રારંભ ઇ.સુ.દે. | (૧૮૯૫) | ૨– ૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન Epoch પેસ્તનજી જ. સહા | (૧૮૯૬) | ૨– ૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો વા મો.શા.પડતીનો પ્રા. ક.મો.ઝ. | (૧૮૯૭) | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી–પેસ્તનજી જમશેદજી સહા | (૧૮૯૮) | ૧– ૮ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી–પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ પ્રા.ક. | (૧૮૯૯) | ૨– ૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ–નાના ફડનવીસ વકીલ દેશાઇ ધી. ન. વ. | (૧૯૦૦) | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ ધી. ન. દેશાઇ | (૧૯૦૩) | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ ના. હે. | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ છ. ના. મેશ્રી | (૧૯૦૪) | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર ના. વિ. ઠક્કુર | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન પુ. વિ. મા. | (૧૯૦૬) | ૦–૧૨ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ના. વિ. ઠ. | (૧૯૦૬) | ૦–૧૨ |
| ૨૧ | નંદનવનનો નાશ વા આ તે રામની અયોધ્યા! છ.ના.મેશ્રી | (૧૯૦૭) | ૩– ૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ–લાલજી વેરાગજી ઇ. ઈ. મ. | (૧૯૦૮) | નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ! મો.મ.રે. | (૧૯૦૯) | ૨– ૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ના. વિ. ઠક્કુર | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ ના. વિ. ઠ. | (૧૯૧૧) | ૨– ૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે–મણિલાલ ઇ. દેસાઇ | (૧૯૧૧) | ૨– ૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા–મણિલાલ ઇચ્છારામ દેસાઈ | (૧૯૧૧) | નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ના. વિ. ઠક્કુર | (૧૯૧૨) | ૨– ૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ના. વિ. ઠક્કુર | (૧૯૧૩ | |
| ૩૦ | હમીરહઠ અથવા રણથંભોરનો ઘેરો ના. વિ. ઠક્કુર | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા–રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૫) | ૨– ૦ |

| ક્રમ | પુસ્તક | વર્ષ | કિંમત |
|---|---|---|---|
| ૩૨ | પાટણની પ્રભુતા—કનૈયાલાલ માણેકલાલ મુનશી ... | (૧૯૧૬) | ૩– ૮ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચન્દ્ર અને સુંદરી ના. વિ. ઠ. | (૧૯૧૭) | નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ના. વિ. ઠક્કુર | (૧૯૧૮) | ૨– ૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ—રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૯) | ૨– ૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસ્લામ ના. વિ. ઠક્કુર | (૧૯૨૦) | ૨– ૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ના. વિ. ઠ. | (૧૯૨૧) | ૨– ૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ના. વિ. ઠ. | (૧૯૨૨) | ૨– ૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ના. વિ. ઠક્કુર | (૧૯૨૩) | ૨– ૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ના. વિ. ઠ. | (૧૯૨૪) | ૪– ૮ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ના. વિ. ઠ. | (૧૯૨૫) | ૩– ૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ ના. વિ. ઠ. | (૧૯૨૬) | ૨– ૦ |
| ૪૩ | મુરીદે શયતાન—મલબારનો મોપલા અત્યાચાર ના. વિ. ઠ. | (૧૯૨૭) | ૨– ૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન ના. વિ. ઠ. | (૧૯૨૮) | ૩– ૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને અનેસર ના. વિ. ઠક્કુર | (૧૯૨૯) | ૩– ૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ના. વિ. ઠ. | (૧૯૩૦) | ૨– ૦ |
| ૪૭ | અમરેશરી કટારી—છગનલાલ અમથારામ બ્રહ્મભટ | (૧૯૩૧) | ૨– ૦ |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી છ. અ. | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર જે. હ. મે. | (૧૯૩૨) | ૩– ૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા—માધવલાલ ત્રિભુવન રાવળ | (૧૯૩૩) | ૩– ૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર ન. વ. દ્વિ. | (૧૯૩૪) | ૩– ૦ |
| ૫૨ | મહારાજાધિરાજ મા. ત્રિ. રાવળ | (૧૯૩૫) | ૩– ૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય ન. વ. દ્વિ. | ૧૯૩૬ | ૩– ૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત—નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | (૧૯૩૭) | ૩– ૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી જેઠાલાલ હરજીવન મેહતા | (૧૯૩૮) | ૩– ૦ |
| ૫૬ | જળસમાધિ ગુણવંતરાય આચાર્ય | (૧૯૩૯) | ૩– ૦ |
| ૫૭ | ડગમગતી શહેનશાહત અમૃતલાલ રતનજી ત્રિવેદી | (૧૯૪૦) | ૩– ૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત જેઠાલાલ ના. ત્રિવેદી | (૧૯૪૧) | ૩– ૦ |
| ૫૯ | પિતૃહત્યા ઉછરંગરાય કે. ઓઝા. | (૧૯૪૨) | ૩– ૦ |
| ૬૦ | જીત કોની? ચંદુલાલ એમ. શાહ | (૧૯૪૩) | ૩– ૦ |
| ૬૧ | ઘરની આગ ર. અ. મેહતા | (૧૯૪૪) | ૩– ૦ |
| ૬૨ | પચ્ચીસો વર્ષ પૂર્વેનું હિંદુસ્થાન—નારાયણ વિ. ઠક્કર | (૧૯૪૫) | ૩– ૦ |
| ૬૨ | લીલા યાને ગ્રાનડાનો ઘેરા—જ. વે. વૈ. | (૧૯૪૫) | નથી |
| ૬૩ | મહારાણા પ્રતાપી પ્રતાપ—છગનલાલ અ. બ્રહ્મભટ | (૧૯૪૬) | ૩– ૦ |
| ૬૪ | વાલમનો વીર રત્નસિંહ—નાગરોની હિંમત ... | ... ... | ૩– ૦ |

પાકા પૂઠામાં બાંધેલીની કિંમતમાં છ આના, આઠ આના, બાર આના અલગ વધુ ગણવા.

આખું સૂચિપત્ર મંગાવો. દરેકનું છથી આઠ આના ટપાલ ખર્ચ જુદું

'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસ, સાસૂન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# પ્રસ્તાવના

મારી પ્રથમ નવલકથા 'રજની'નું કલેવર પુરૂં ઘડાઇ જવા આવ્યું હતું, ત્યાં એક મિત્રે 'વાલમનાં વહેતાં વારિ' શરૂ કરવાની દરખાસ્ત મૂકી. તે ભાઇની દરખાસ્ત મેં સ્વીકારી.

મારા અભ્યાસકાળ દરમ્યાન 'ગુજરાતી' સાપ્તાહિકમાં 'રતનજી વીર' નામે ટૂંકી વાર્તા ૧૯૩૬ ના ફેબ્રુઆરી કે માર્ચ માસના અંકમાં પ્રગટ થઇ ત્યારે તે વિશે વિશેષ શોધ કરવાનું મેં શરૂ કર્યું. લાંબા સમયને અંતે ઉપરોક્ત વાર્તાને ઉપયોગી થાય તેવી જેટલી કડીઓ મળી આવી તે, લાંબી પ્રસ્તાવના લખવાનો વિચાર છોડી દીધાના કારણે પ્રસ્તાવનાને અંતે આપી છે. સમયનો વિચાર કરતાં તે સર્વે સમકાલીન જણાયાથી તે બધીએ કડીઓને મણકારૂપે પરોવી સત્ય પાત્રો અને મોટે ભાગે સત્ય ઘટનાઓને વિશેષ મહત્વ આપી વાર્તારૂપે લખી નાખી.

વડોદરા રાજ્યના મહેસાણા પ્રાન્તમાં આવેલું આજનું વાલમ અતિ પ્રાચીન ગામ છે. ચમત્કારપુરી (વડનગર) જ્યારે દશકોશી હતું ત્યારે વાલમનો તેના ઉપનગર તરીકે સમાવેશ થઇ જતો હતો. નગરખંડને આધારભૂત ગણીએ તો પુરાણ પ્રખ્યાત વાલખિલ્ય મુનિઓનો આશ્રમ વાલમ ગામે હતો. અને તે વાલખિલ્યોના નામ ઉપરથી વાલખિલ્યપુર નામ પડેલું તેનું અપભ્રંશ નામ તે આજનું વાલમ. વાલખિલ્યોના પ્રિયદેવ વાલખિલ્યેશ્વરનું પુરાણું મંદિર વાલમના તળાવમાં ધોવાઇને પડી જતાં આજે નવું મંદિર તળાવને તીરે (મૂળ જગાએથી થોડે દૂર) બંધાવવામાં આવ્યું છે. ગામમાં આજનું કૃષ્ણ મંદિર વિક્રમના તેરમા સૈકાથી અઢારમા સૈકા સુધી લક્ષ્મીનારાયણના મંદિર નામે જાણીતું હતું, તે પૂર્વે વરાહના મંદિર તરીકે હતું. (બન્ને મૂર્તિઓ તે મંદિરમાં હાલ હયાત છે. વરાહની મૂર્તિ ખંડિત છે). પુરાણવિખ્યાત વાલખિલ્યોનો આશ્રમ બની ચૂકેલું આજનું વાલમ તેના રહીશને મન ગૌરવનો વિષય છે.

વડનગરના ઉપનગર બનેલા વાલમમાં નાગરોનો વિશેષ વસવાટ હતો. ઇ. સ. ના નવમા સૈકામાં વિશળદેવે વિશળનગર વસાવી નાગરોને ભોજન કરાવી પાનની પટ્ટીઓમાં ગુપ્તદાનપત્રીઓ લખી આપી ત્યારથી તે દાન સ્વીકારનારાઓ વિશલનગરા નાગરો અને ભોજનમાં ભાગ ન લેનારાઓ વડનગરા નાગર કહેવાયા. વાલમમાં બન્ને જાતના નાગરોની વસાહત વાર્તાના સમય દરમ્યાન હતી. તેમનો મુખ્ય ધંધો ખેતીનો હતો.

ઠાકરડાઓનું જોર વાર્તાના સમય દરમ્યાન અનેકધા વધી ગયું હતું. તેમનો જમીનનો મોહ, નાગરોની સારી કમાણી આપતી જમીન તરફ ચોંટયો હતો અને તેમને સતાવવાનું કામ ઠાકરડાઓએ શરૂ કર્યું હતું.

ગામમાં લેઉવા પાટીદારોના ત્રણ વિભાગ હતા–છે. ગામી, ચંદાવત અને વઢવાણા. ગંગજી પટેલ ચંદાવતોનું અને ગોધજી પટેલ વઢવાણાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા.

તપોધન પદ્મનાભ ગામમાં નવોજ આવેલો હતો, તેના પૂર્વજ વિશ્વશર્માએ આદર્શ વાલમમાં વસવાટ કરવાની પ્રેરણા વારસામાં મૂકી હતી માટે.

વાર્તામાં શરૂઆતથી અંત સુધી રમી રહેલો રત્નસિંહ અરઠુડર (હાલનું અંઠોર–તાલુકે સિદ્ધપુર)નો રહેવાસી હતો. રાવ નારાયણની સાથે અહમદશાહે કરેલા વિ. સં. ૧૪૯૪ ના ઐતિહાસિક યુદ્ધ વખતે હાજર રહેલા તે યુવાનને તેનું મોત વાલમ ઘસડી લાવ્યું અને વાલમ ખાતર તે ખપી ગયો.

× × × ×

વાર્તા માટે એકઠી કરેલી વિગતો નીચે મુજબ છેઃ–

(૧) ગામમાં વિક્રમના પંદરમા સૈકામાં ઠાકરડાઓનું જોર હતું અને જમીનનો લોભ સંતોષવા તેમણે જમીનનો મોટો જથ્થો ધરાવતા વિસનગરા નાગરોને સંતાપવા માંડયા.

(૨) સુરત મુકામે મળેલી અખિલ હિન્દ વિસનગરા નાગર પરિષદમાં સાજાપુર (માળવા)ના વતની નાગરોએ પોતે શુદ્ધ વિસનગરા નાગર હોઇ નાગર ન્યાતે તેમનો સ્વીકાર કરવો જોઇએ એવી માગણી રજુ કરતાં પરિષદે રા. બ. ગીરધરલાલ દયારામ મહેતાના પ્રમુખપદે તપાસ કમીટી નીમી. તપાસ અંતે લેખી દસ્તાવેજો અને પેઢીનામાં આધારે સાબીત થયું કે સંવત ૧૪૯૨ ની આસપાસમાં વાલમમાં રહેતા વિસનગરા નાગર ગૃહસ્થ કુકા મહેતાની આગેવાની નીચે ૩૦૦ નાગર કુટુંબોએ વાલમથી હીજરત કરી માળવામાં જઇ વસવાટ કર્યો હતો.

(૩) પાટીદારોના વહીવંચા બારોટના ચોપડે કુકા મહેતાના સમકાલીન ગાંગજીના પુત્રો પૈકી એક સ્વધામ અને એક માળવા ગયો હોવાની હકીકત છે.

(૪) વાલમમાં વસી રહેલા આજના તપોધનોનો પૂર્વજ પદ્મનાભ જ્યોતિષી માળવામાંથી તે સમયે વાલમમાં આવી વસ્યો હતો. કુકા મહેતા સાથેની તેની મૈત્રીના કારણે ઠાકરડાઓએ તેનું નવું ઘર સળગાવી દીધેલું.

(૫) વરસોડા દરબારના વાલમમાંના ચાર વાંટા પૈકી એક વાંટો પદ્મનાભે પોતે બક્ષીસ તરીકે ન સ્વીકારતાં ગામને તેની વ્યવસ્થા કરવાનું સોંપ્યું હતું.

(૬) ઠાકરડાઓના આત ત્રાસથી બચવા નાગરોના ગયા પછી ગામે ભાથી રજપૂતોની બહારથી આયાત કરી હતી, (વિક્રમ સંવતના સોળમા સૈકામાં).

(૭) સંવત ૧૨૩૨ માં પાટણના શૈવમાર્ગી રાજા અજયપાળના જૈનો પરના ત્રાસથી ભવિષ્યના જૈનમાર્ગી રાજાના આગમન પછી શૈવમાર્ગીઓની સ્થિતિ કલ્પી જ્યોતિષી વિશ્વશર્મા તપોધને પાટણ છોડી જૂના ખેરગઢના યુવરાજ સેજકજીનો આશ્રય લીધો. સેજકજીની બીજી રાણીને જન્મેલી કુંવરીનું નામ વાલમ ઉપરથી વિશ્વશર્માએ

વાલમ કુંવરબા રાખેલું અને પોતાની ના છતાં પોતાની પત્નીને સેજ-કજીએ પ્રથમ વખતે આપેલો પાણીદાર મોતીનો હાર બક્ષીસ આપેલો તે હારની નિરૂપયોગિતાની પોતાની પત્નીને ખાત્રી કરાવી તેણે તે હાર કુંવરીના નામકરણ વિધિ પ્રસંગે કુંવરીને ચરણે ધરી દીધેલો.

આ ઉપરાંત રત્નસિંહની ઉપર જણાવ્યા મુજબની હકીકત સાથે સુસંગતતા મેળવવામાં સહાનુભૂતિથી મદદ આપનાર સાજાપુર(માળવા) તપાસ સમિતિના એક સભ્ય રા. મોહનલાલ છગનલાલ દવેનો તેમજ વાર્તાને રસિક બનાવવામાં રાજમાતા, રાજરાણી, જતિનો જંત્ર, સિદ્ધનાથનું ભોંયરૂં અને ઘોડેસવારે આણેલું ઘોડાનું મૃત્યુ એ ઝીણી વિગતો કર્ણોપકર્ણ ઉતરી આવી વાલમ સાથે વાર્તાના સમયમાં જકડા-એલી સાબીત કરી બતાવી વાર્તાને સળંગ અને સુસંગત બનાવવાના કાર્યમાં સારી મદદ કરી છે તે બદલ તથા રંભા, કેશવ, શિવચરણ અને ધડરિયો જેવાં કાલ્પનિક પાત્રોને નાગરોની તે વખતની સ્થિતિનો યથોચિત ચિતાર આપવામાં સહાયક તરીકે લેવામાં આવ્યાં ત્યારે “તે સમયનો યોગ્ય જ ચિતાર આપ્યો છે” કહી પ્રોત્સાહન આપનાર નાગર સજ્જન રા. ભીખાલાલ શંકરલાલ મહેતાનો આ સ્થળે તેમણે વાર્તાને વધુ ઐતિહાસિક બનાવવામાં કરેલી મદદ બદલ ઋણ સ્વીકાર કરૂં છું.

નજદીકના જ ભવિષ્યમાં આ વાર્તાના અનુસંધાનમાં “રાજબા” પ્રગટ કરવાની અભિલાષા છે.

ધાર્યા કરતાં વાર્તા વહેલી પ્રગટ થાય છે તે બદલ “ગુજરાતી”ના વ્યવસ્થાપક સાહેબનો આભાર માનું તો તે અસ્થાને નહિ જ ગણાય.

વાલમ<br>તા૦ ૪-૨-૪૬

હરિશંકર દુર્ગાશંકર દવે

# વાર્તા-નવલકથા

## કથાસરિત્સાગર—ભાગ ૧ લો અને ૨ જો.

નામ પ્રમાંણે આ ગ્રન્થ સુંદર, મનોવેધક કથાઓને સંગ્રહ છે. આ કથાઓ ઉપર તો પ્રો. બેઇન જેવા પણ મુગ્ધ થઇ ગયા હતા અને ટૅાની તથા પેન્ઝરા જેવાઓએ લોભાઇને તેનું અંગ્રેજીમાં પણ ભાષાંતર કર્યું છે. પ્રો. બેઇને તો અનુકરણ પણ કર્યાં છે. આ કથાઓ ઉપરથી સેંકડો બલ્કે હજારો કથાઓ-વાર્તાઓનાં પુસ્તકો રચાયાં છે. દરેક કથા બોધપ્રદ અને સુંદર ભાવવાળી છે. હલકી વાર્તાના ગ્રંથો વાંચવા કરતાં આવાં પુસ્તકો વાંચવાં ફાયદાકારક છે.

પહેલા ભાગમાં ૧ થી ૯ સુધીનાં લંબકો છે અને બીજા ભાગમાં ૧૦ થી ૧૮ સુધીનાં લંબકો (પ્રકરણો) છે. દિવ્ય સૃષ્ટિમાં આપણે ભ્રમણ કરતા નહિ જ ભાસ આ કથાઓ વાંચતાં થાય છે. બૃહત્કથા નામક ગ્રંથ બે હજાર વર્ષપર, શકકર્તા શ્રીશાલિવાહન મહારાજાના રાજકવિ ગુણાઢ્ય જે મહકવિના પદને પામ્યો હતો તેણે ભૂતભાષામાં ૧,૦૦,૦૦૦ શ્લોકોમાં રચ્યો હતો તેપરથી કાશ્મીરવાસી સોમદેવ મહાકવિએ, તેનો સંસ્કૃતમાં ૨૪,૦૦૦ શ્લોકોમાં અનુવાદ કર્યો હતો. તેપરથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એમાં ૯૦૦ અતિ અદ્ભુતાશ્ચર્યથી ભરેલી વાર્તાઓ છે, અને આ ગ્રન્થ એવો તો સર્વોત્તમ છે કે, એમાંથી વસ્તુ (Plot) લઇને ઘણા કવિઓએ મોટાં મોટાં કાવ્યો, વાર્ત્તાઓ ને નાટકો રચ્યાં છે. જેમ મહાભારત પરમ પવિત્ર ગણાય છે, તેમ જ આ ગ્રંથ પણ માન્ય ગણાયો છે. મહાભારત પેઠે એમાં ૧૮ લંબકો છે. મહાભારતમાં જનમેજય સુધીની કથા છે, તે પછીની કથા આ ગ્રંથમાંથી મળી આવે છે. નરવાહનદત્ત નામને ચન્દ્રવંશી રાજા, જે પોતાના દિવ્ય બળથી વિદ્યાધર થયો હતો તેની કથા આ ગ્રંથમાં છે. એ ગ્રંથ ખરેખરો કથાઓ અર્થાત્ વાર્ત્તાઓનો મોટો સમુદ્ર જ છે., કાદમ્બરી, પંચતંત્ર, હિતોપદેશ, દશ કુમારચરિત્ર, વેતાલપચ્ચીસી, વિક્રમચરિત્રા મુદ્રારાક્ષસ, માલતીમાધવ વગેરે કથા તથા નાટકોના વસ્તુ (Plot) એમા સમાવેલાં છે. બે ભાગમાં આ ગ્રંથ છે. પુઠાં પાકા છપાઈ ને કાગળ ઉત્તમ છે. આ **ગ્રન્થ હિન્દુઓની અરેબિયન નાઇટ્સજ છે, રસમાં બલ્કે તેથી પણ ચઢિયાતો છે.**

કથાસરિત્સાગર ભાગ ૧ લો કિ. ૫-૦-૦ અને કથાસરિત્સાગર ભાગ ૨ જો ૫-૦-૦

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ, સર્કલ, કોટ, મુંબઇ-૧

# બાળોપયોગી



## બાળકોનો આનંદ

### કર્તા:—ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ

ગમે તેવા બાળ પુસ્તકો બાળકોનાં હાથમાં મૂકવા પહેલાં 'બાળકોનો આનંદ'ના બે પુસ્તકો બાળકોને આપવાથી તેના જ્ઞાનની વૃદ્ધિ થાય છે. બાળકોનાં જ્ઞાનમાં વધારો કરનાર, નીતિ, વ્યવહાર દેશપરદેશનું જ્ઞાન આપનાર આ સુંદર ગ્રંથ છે. વિદ્યાના વધારા સાથે બાળકોના જ્ઞાનમાં સરળપણે વધારો કરી શકાય તેવા ગ્રંથોની ખોટ ગુજરાતી ભાષામાં આ બે ગ્રંથોથી ઓછી થઇ છે. વડોદરા કેળવણી ખાતાના વિદ્યાધિકારી સ્વ. ખા. બા. જમશેદજી અરદેશર દલાલ તરફથી આ ગ્રંથને કેળવણી ખાતામાં ફેલાવવા માટે આશ્રય મળ્યો. લગભગ પાને પાને બાળકોને ગમી જાય તેવા ચિત્રો છે. પહેલા ભાગમાં ૩૮ વાર્તાઓ અને બીજા ભાગમાં ૨૪ વાર્તાઓ છે. ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૬૭ અને ભાગ બીજાના પૃષ્ઠ ૧૫૨ મળી કુલ ૩૨૨ પૃષ્ઠો છે.

નાના બાળકો માટે આના જેવું સચિત્ર અને મનોરમ, નિર્દોષ અને શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં છપાયલું એકે પુસ્તક નથી, એમ કહીએ તો ચાલે. ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયેલું છે.

**ભાગ ૧ લો, અને ભાગ ૨ જો કિંમત દરેકની ૦–૧૨–૦**

**ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ, સર્કલ, કોટ, મુંબઇ–૧**

# સામાજિક નવલકથાઓ

## એમ. એ. બનાકે

## ક્યોં મેરી મિટ્ટિ ખરાબ કી?

(કર્તા: અમૃત કેશવ નાયક) આ વાર્તામાં એમ. એ.ની પરીક્ષામાં પાસ થયેલો અને તેમાં પોતાની જાતને રદ કરનારા માણેકચંદ નામના વિદ્યાર્થીની હકીકત છે. તે પછી તે એક પારસીની પેઢીમાં રહે છે, અને ત્યાં આગળ જતાં તેની કેવી ઉન્નતિ થાય છે તે દર્શાવ્યું છે. તે ઉપરાંત હિન્દુસમાજના કેટલાક બગાડાનું પણ દર્શન કરાવેલું છે. વાર્તા લોકપ્રિય થઇ પડેલી છે. કીં. રૂ. ૨-૦-૦

## વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ

આ એક મુસલમાન સંસારની સત્ય ઘટનાપૂર્ણ સામાજિક નવલકથા છે. તેની રચના હકીકત એટલી રસપૂર્ણ છે કે એકવાર એક પાનું વાંચતાં બીજું પાનું અને બીજું પાનું વાંચતાં ત્રીજું, એમ મોહ વધતો જાય તેવી વાર્તા છે. વિલાયતનું અનુકરણ કરવા જતાં કેટલીક નુકસાની થાય છે તે આમાં સારી રીતે દર્શાવ્યું છે. કીંમત રૂ. ૩-૦-૦

## સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન

આમાં આપણા કેટલાક થઇ બેઠેલા ધર્માચાર્યોની પોલ ઉઘાડી પાડવામાં આવી છે. ટાલીઆ ગોપાળના કાવાદાવા અને તેનો આખરે થયેલો ફેજ વાંચતાં વાંચનારને કેટલાક પોતાના અનુભવના વિષયો તેમાં નજરે જોયલા જણાશે, અને વાર્તાની રહસ્યમય સત્ય ઘટના નજર આગળ બનેલી લાગશે. કીંમત રૂ. ૩-૦-૦.

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ, સર્કલ, કોટ, મુંબઇ-૧

# ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન

યાને

## કૌટિલ્ય ભગવાન ચાણકયની ચઢતી

આ વાર્તા હિંદુસ્તાનમાં અમર નામના કરી ગયેલ રાજા ચન્દ્રગુપ્ત અને તેના પૂર્વજ રાજાઓના વંશનો રસમય ઈતિહાસ રજૂ કરે છે. 'મુદ્રારાક્ષસ'ના રસીયાઓએ આ ગ્રંથ અવશ્ય વાંચવો જોઈએ. ચાણકયનું બુદ્ધિકૌશલ્ય આ તેનું અલૌકિક રાજવ્યવહારમાં નિરૂપણ અદ્દભુત રીતે આ ઐતિહાસિક નવલકથામાં દર્શાવ્યું છે. આ ગ્રંથ મનોરંજક થવા સાથે બુદ્ધિવિકાસક થયેલો પૂરવાર થયો છે. કીંમત રૂ. ૩-૦-૦.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ મુંબઈ-૧

## વાઘમનો વીર રત્નસિંહ

# અનુક્રમણિકા

# વાલમનો વીર રત્નસિંહ

## અને

# નાગરોની હિઝરત

---

## પ્રકરણ ૧ લું

### આગંતુક

(સોરઠો)

રતન રોળવાં સહેલ, મૂલવવાં મુશ્કેલ છે;
હીરો છે કે પહેલ, પારખનારા પારખે.

સંવત ૧૪૯૦ ના શિયાળાની એક પડતી સાંજ હતી. અતળેશ્વર મહાદેવની સાયં આરતીની તૈયારીઓ મહાદેવનો પુજારી શિવચરણ ઝપાટાથી કરી રહ્યો હતો. આજની તેની ગતિમાં વિદ્યુતનો વેગ હતો, તેના હાવભાવમાં કેવળ શુષ્કતા હતી. તેના મુખપર નરી સખ્તાઇ તરવરી રહી હતી. શિવનાં સ્તોત્ર ગણુગણતા તેના હોઠ ક્વચિત ક્રોધના ફૂત્કારથી ફડફડી ઉઠતા હતા. આજે એ કંઇ ઉતાવળમાં હોય એમ લાગતું હતું, અને એ કારણેજ એની નજર વારંવાર શિવાલયના મંડપની બહારના ઓટલા પર કંઇક ઉત્સુકતા અને કંઇક ગંભીરતાથી વાતોએ વળગેલા લોકો તરફ ખેંચાતી હતી.

'પછી, ગંભીરમલ, એ પીળી કરેણના ફૂલનો શું ભેદ નીકળ્યો ?'

'ભાઇ' ગંભીરે આ સંબોધન જેને કર્યું તે પુરુષ લગભગ ચાળીસી વટાવી ચૂક્યો હતો, તેનો દેખાવ સાધારણ ગૌર હતો. શરીર ભરાવદાર હતું અને સાફ દાઢી ઉપર નીચલા હોઠને ઢાંકી દેતી કાળી મૂછો મુખભાવનાં અમુક ચિહ્નો ઢાંકવા સમર્થ હતી.

'હરભમને પીળું ફૂલ લઇ જતાં જોઇને જ મને વહેમ પડ્યો કે આજે કંઇક છે, મોટાવાસમાં જઇ તે ફૂલ સાથે ઘર દીઠ ફર્યો. નાનાવાસના બહારના ચોગાનમાં બેઠેલા એકેએક આદમીને એ ફૂલ તેણે સુંઘવા આપ્યું ત્યાંથી તે ઉગમણા વાસમાં ગયો. ત્યાં તેણે નાકામાં ઉભા રહીને બૂમ મારી કે 'આજે પીળું ફૂલ સુંઘવાનું છે.' પછી એ સીધો ઘેરે ગયો. હું અહીં આવવા નીકળ્યો ત્યાં સુધી એ ઘરમાંથી બહાર નથી નીકળ્યો.'

'પદમભાઇ !' ગંભીરે ભાઇ કહી બોલાવેલ પુરુષનું નામ પદ્મનાભ હતું. 'આ પીળા ફૂલનો શું ભેદ હશે એ તો નથી કળાતું પણ આજે ઠાકરડા માત્ર લીલા બાગમાં ભેગા થવાના છે.' એક ગોરા જણાતા જુવાને પોતાની માહિતી જણાવી. તેનું નામ કેશવ હતું. જ્ઞાતિએ તે વડનગરો નાગર હતો.

'કેશવ ! તને એ કયાંથી સમજાયું ?' પદ્મનાભે એકાએક કેશવ તરફ જોઇ પૂછ્યું.

'મને–મને શવા-શવજીએ કહ્યું;' બોલતાં પકડાઇ જતો હોય તેમ કેશવ બોલ્યો.

'શવજીએ કે શવાજીએ ?' પદ્મનાભે ચોખવટ માગી.

'શવજીએ કહ્યું.'

'મ્હેં શું કહ્યું ?' કહેતો શવજી મંદિરમાં આવ્યો. તેનું વય બહુ ત્યારે વીસનું હશે. તેના મ્હોંપર કચવાટમાંથી ઉત્પન્ન થતું કુતૂહલ રમી રહ્યું હતું. કેશવ નિરૂત્તર રહ્યો. પદ્મનાભનું ગુસ્સાભર્યું છતાં સંયમશીલ મુખ કેશવ તરફ ફર્યું.

'બોલ, શવજીએ તને શું કહ્યું?'

'કંઇ નહિ.'

'મને ખાત્રીજ હતી કે કેશવનો સાથ આપણને કાશીએ નહિ પહોંચાડે' બધા તરફ જોઇ પદ્મનાભે નિરાશાથી કહ્યું.

'ભાઇ, ત્રિભગ*ના પાદરે આજ બપોરે હરભમ અને કેશવ મળ્યા હતા. એમ મારા ખીમજી કાકાએ, હું અહીં આવતો હતો ત્યારે રસ્તામાંજ કહ્યું' શવજી બોલ્યો.

'ઠીક, કેશવ, જાઓ હરભમ પાસે આજના ફૂલનો ભેદ મધ્ય રાત્રિ પહેલાં મને લક્ષ્મીનારાયણના મંદિરમાં આવી આપી જજો. જો એ ભેદ વખતસર નહિ આવે અથવા જૂઠો નીકળશે તો તમારે આવતી કાલે ખુટામણનું પ્રાયશ્ચિત કરવું પડશે. કેમ કુકા મહેતા?' પદ્મનાભે કહ્યું.

'હા,' કુકા મહેતા જે અત્યાર સુધી શાન્ત બેઠા હતા તેમણે કહ્યું. તેમનો દેખાવ ભવ્ય અને રૂવાબદાર હતો છતાં બોલતી વખતે શબ્દો કાઢતાં મહાજોર આવતું હોય તેમ લાગતું હતું. વિશલનગરા નાગરોના વાલમની ન્યાતના તે એક આગેવાન હતા.

'કેશવ, યાદ રાખવાની જરૂર છે કે વાલમને માથે જ્યારે એક સામટી આફતો ઉતરી પડી છે ત્યારે કોઇ વિશ્વાસુ તરફથી ખુટામણ થાય તો માથે આભ ફાટવુંજ બાકી રહેને? જુઓ, તમારી સેવાની વાલમને જરૂર છે કે નહિ તેનો નિકાલ આવતી કાલે થશે. આજ રાતનો તમારો અહેવાલ તમને ડૂબાડી કે તારી શકશે.'

'પદ્મનાભજી! તમે શું કરશો? માનો કે હું ખુટામણ નીવડયો. તમારી પાસે કઇ સત્તા છે કે જે વડે તમે મને શાસન દેશો? તમારી પાસે કયું દૈવત છે કે જે વડે તમે મને દલિત કરશો? તમારી પાસે કયાં સાધનો છે કે જે વડે તમે મને પરહેજ કરશો? એક પરદેશી કે જેના પગ હજુ ગામમાં સ્થિર થયા નથી તેની શું ગુંજાશ હશે કે તે મને શાસન દેશે? ભીંત ભૂલશો નહિ. પદ્મનાભ, ન જાણો કે

* હાલનું તરભ.

આ બધા માળવાના ગમાર છે.' કેશવની જુવાની તેના બોલેબોલે બોલ દેતી હતી. સાંભળનારા જોઈ રહ્યા. પુજારી પૂજાની ઉતાવળમાં હતો છતાં પદ્મનાભનો જવાબ સાંભળવાની તકને જવા દેવા ઇચ્છતો ન હોય તેમ લાગ્યું.

'કેશવ, નિરર્થક ગાજવું નકામું છે. પરદેશીની કિંમત તું નથી કરી શકયો તેમ આ ગામ નહિ કરે તો પણ પદ્મનાભને મન વાલમ તેનું છે. ન સમજતો કે માળવાથી ભૂખનો માર્યો આશરો શોધતો આવેલો હું એક મામુલી બ્રાહ્મણ છું. ન માનતો કે વાલમ પર તારા એકલાના પૂર્વજોનોજ હક્ક છે. ન ધારી લેતો કે ખુટામણ કરીને પણ વાલમમાં રહી શકાય છે. આવતી કાલે સાંજે આ બ્રાહ્મણના બ્રહ્મત્વનો સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધીમાં તને સુધરી જવાની તક છે. જા, મારે બીજાં કામ છે.'

'હું પણ જોઇશ કે વાલમ કોનું છે. મારૂં કે તમારૂં ?'

'કેશવ, ગામથી ફરી તું શું કરીશ ?' કુકા મહેતા બોલતા હતા.

'તે મારે જોવાનું છે; તમારે નહિ. વળી કોણે કહ્યું કે હું ફૂટયો છું ? ખોટી રીતે શવજી મને બદનામ કરે છે તેની ખાત્રી તમને કે પદ્મનાભને શાને થાય ?' કહી કેશવ ચાલ્યો ગયો.

સ્તબ્ધ બનેલા શિવચરણ પૂજારીમાં પાછું ચેતન આવ્યું. તેણે પોતાનું કામ ચાલુ રાખ્યું. તેના કચવાટનો પાર ન હતો.

'શિવચરણ મહારાજ, અહીં આવો.' પદ્મનાભે પૂજારીને બોલાવ્યો."

'એ...આ દીવો પ્રગટાવી આવ્યો. શિવચરણે જવાબ આપ્યો. તેના ચહેરા પરની સખ્તાઇ ઓગળી ગઇ હતી. સામે નર્યો ભય હોય અને કાયર આદમી જે અદાથી ચાલે તે અદાથી તે આગળ આવ્યો.

'જૂઓ મહારાજ, આજ રાતની આ ખારક પોળની ચોકી તમારી છે એમ માનવાનું છે.'

'કેમ ભાઇ ?'

'મધ્યરાત્રિ પછીથી ગામમાંથી ત્રિભગ તરફ જનારને તમારે રોકવા, ન રોકાય તો સામા થઇ પકડવા. તમારી સાથે હું ત્રણ માણસ મૂકું છું. શવજી, સામંત અને કુંદન.' પછી બધા તરફ જોઇ પૂછ્યું 'કેમ બરાબર છે ને?' કુંદન તરફ જોઇ 'કુંદન આજે ચોકી થશે?'

'હા, હા, કેમ નહિ? શું નાગરોએ બલૈયાં પહેર્યાં છે?' સામંતે કુંદનનો પક્ષ કર્યો. કુંદનનું લાલ લાલ મોંઢું સંધ્યાના આછા થતા તેજમાં વિશેષ લાલ થયું.

'ભાઇ! મારાથી આજ રાત્રે આ મંદિરમાં નહિ રહેવાય' રતોવાઇ જતાં શિવચરણે કહ્યું.

'કેમ? કેમ?' કુકા મહેતાથી પૂછાઇ ગયું.

'હું તો ભાઇ પાપ છૂટી વાત કરીશ. પેલો કેશર કહેતો હતો કે આજે રાત્રે આ મંદિરમાં રહેશો નહિ અને જો રહેશો તો સવારે કાં તો બાંધેલા કે કાં તો મરેલા બહાર નીકળશો.'

'ઠીક, એનો બંદોબસ્ત હું કરીશ.' જાણે કંઇ મહત્વ વિનાની વાત સાંભળી હોય તેમ પદ્મનાભે કહ્યું. 'આરતીની તૈયારી કરો.' બધા ઉઠયા. મંદિરના સભામંડપમાં આવ્યા. વિશાળ સભામંડપ આઠ આઠ માણસોની હાજરી છતાં સૂનો સૂનો ભાસતો હતો. દીપ-જ્યોતો અનેકધા વધી ગઇ હતી. આરતી અને ઘંટડી વજનદાર અને ભવ્ય છતાં ભીમકાય જણાતા શિવચરણના બન્ને હાથોમાં તે રમકડાં જેમ રમી રહી હતી. ઘંટના નાદ અને સ્તુતિના ધ્વનિ વચ્ચે એકતાન અનુભવતી શ્રવણેન્દ્રિય તલ્લીન બને તે પહેલાં તો 'ધબડાક, 'ધબડાક' ના અવાજે શવજીનું ધ્યાન મંદિરના દરવાજા બહાર ખેંચાયું. સામેના વિશાળનગરના રસ્તા પરથી કોઇ ઘોડેસ્વાર મારતે ઘોડે જાણે આરતીમાં સામેલ થવા આવી રહ્યો હતો.

મંદિર પાસે ઘોડી આવી. ઘોડેસ્વાર કૂદકો મારી નીચે ઉતર્યો. મંદિરના વિશાળ દરવાજાના કમાડના કડા સાથે ઘોડીને બાંધી ચોકઠું સાવચેતીથી ઉતારી સાથે લઇ મંદિરમાં ગયો. મંદિરમાં સભામંડપની

અંદર જઇ ચારેગમ જોઇ બહાર આવી, ઓટા પર ચોકડું મૂકી આવી પછી આરતીમાં સામેલ થયો. પદ્મનાભ સિવાય દરેકનું ધ્યાન એ આગંતુકે ખેંચ્યું. આરતી પૂરી થઇ. આસકા લઇ સહુ સભામંડપની બહાર આવ્યા. પદ્મનાભે નવીન માણસને જોઇ પૂછ્યું 'ક્યાંથી આવો છો ભાઇ?'

'આમ વિસનગર પેલી ગમથી.'

'જાતના?

'રજપુત રાઠોડ.'

'નામ?'

'રત્નસિંહ'

'ઠીક, અહીં જ રાત રહેશો કેમ?'

'હાજી, કંઇ વાંધો ન હોય તો.' પદ્મનાભ જવાબ ખાઇ ગયો. તેને આ આગંતુક વિનયી અને સાલસ લાગ્યો. 'આજે રાત્રે આનો ઉપયોગ થાય તો!' એ વિચાર પદ્મનાભને સ્ફુર્યો અને તેણે પૂછ્યું.

'રાજપુત થઇ ધીંગાણે પાછા તો ન પડી જાવને?'

'એ તો સમય આવે સમજાય. બાકી મારા શરીરમાં રાઠોડનું લોહી વહે છે. સવાલ પૂછનારનો જવાબ માગી શકું કે ધીંગાણું ક્યારે ખેલાય છે? અવિનય માફ કરશો.'

પદ્મનાભે પુરૂષ પારખ્યો, અને જવાબ આપ્યો.

'વાહરે! રાજપુત વીર! આજે અમારે તમારા જેવા શૂરવીરોનીજ જરૂર છે. ગામનું રક્ષણ આજ અહીંની ચોકી પરથી કરવાનું છે. અને અનાયાસે આપનું અહીં આવવું થયું છે. એ સુયોગ શુભ નિશાની બતાવે છે. આપ અહીં આરામ કરો. થોડીક વારમાં આપને આ શવજી વાળુ માટે તેડવા આવશે. તેને ત્યાં વાળુ કરી તેની સાથે મારે ત્યાં આવશો. સીધા મારે ત્યાં ન લઇ જવાનો અવિનય નિભાવી લેશો. કારણ કે હું હજુ પરદેશી છું અને શવજીનો જ મહેમાન છું."

'સગવડ માટે આપનો આભાર. આજની ચોકીમાં મને વિશ્વાસથી સ્થાન આપવામાં આપની કુલીનતા જણાય છે. આપને હું જરૂર મળીશ.' રત્નસિંહે ઔપચારિક વાકયો કહ્યાં.

ચાલો ત્યારે 'જય અતલેશ્વર !' કહી પદ્મનાભે રજા લીધી. શિવજી, કુકો મહેતો અને બાકીના પણ તેમની પાછળ ચાલ્યા. બહાર નીકળી પદ્મનાભે કુકા મહેતાના કાનમાં કહ્યું.

'સાચો રજપુત બચ્ચો છે. શૂરવીરતા એની નસોમાંથી નીતરે છે. જાણે એ વાલમ માટે આવ્યો ન હોય !'

'જેવી અતલેશ્વરની કૃપા. શૌર્ય અને ચેતનથી પરવારી ગએલા ગામમાં તમે ચેતન લાવ્યા અને તે જો શૌર્ય લાવે તો ગામનો દહાડો ફરે આવે ખરો !' કુકા મહેતાએ મહાજોરે વાકય પુરૂં કર્યું.

---

## પ્રકરણ ૨ જું

### પદ્મનાભ

(સોરઠો)

બ્રાહ્મણ કુળની રીત, ભણવું પાઠ ભણાવવા,
યજ્ઞ કાર્ય શું પ્રીત, ક્ષાત્ર તેજ ઉજમાળવા.

કુકા મહેતા અને સર્વમંડળીથી છૂટો પડી પદ્મનાભ ગૌરવથી ડગલાં ભરતો લક્ષ્મીનારાયણના મંદિર તરફ વળ્યો. તેના મગજમાં ગામની સ્થિતિના અંકોડા એક પછી એક એરણ પર ઘણુ અથડાય તેમ અથડાયા હતા ? બે માસ પહેલાંનો વિચાર મણકો આવ્યો અને તે ચાલતો છતાં દિવા સ્વપ્નમાં ઉતરી પડયો.

કાજળ ઘેરી આસો વદ દશમની રાત્રિ જામવાની તૈયારીમાં છે. તે વખતે માથે એક પોટકું અને ખંભે એક બાળકને બેસાડી તે વાલમના મધ્યભાગના સરિયામ રસ્તા ઉપર લક્ષ્મીનારાયણનું મંદિર પૂછતો ચાલ્યો જાય છે. તેની સાથે પાછળ ચાલતાં તેની પત્ની અને

પંદરેક વર્ષનો પુત્ર હતો. ચાલ્યા જતા અને માર્ગ પૂછતા આ વટેમાર્ગુ તરફ વાલમના લોકો ન તો કુતૂહલથી કે ન તો સહાનુભૂતિની દૃષ્ટિ થી જોવાને તૈયાર હતા. ન કોઇ જવાબ આપતું હતું. ન કોઇ માર્ગ બતાવતું હતું. ગામ લોકોની આ નિષ્ક્રિયતાએ ખરેખર તેને કુતૂહલ પ્રેર્યું. થાકથી રતોત્રાઇ ગએલી પત્ની અને યુવાનીના અંકુરોથી મુગ્ધતા પામેલો કુમાર ગામની એ ઉદાસીનતા જોઇ નિરાશ થયો. કારણ શોધ્યું જડે તેમ ન હતું, દેખાવ પરથી મંદિર કલ્પી આખરે પદ્મનાભે એક વિશાળ દરવાજામાં પ્રવેશ કર્યો અને પૂજારીને મુકામ માટે પૂછયું. જવાબ મળ્યો. 'પ્રભુનું મંદિર છે. આશરો માગનારને ઓછી ના પડાય છે? આ એના આવકારની ભાષા હતી. વાળુ માટેની સર્વ સામગ્રી જો કે પૂજારીએ આપી પણ બબડતાં બબડતાં, આ હાલત જોઇ પદ્મનાભની આંખે અંધારાં આવ્યાં. માળવામાં મહારાજાની જેમ મહાલતા એ જ્યોતિષીને વાલમની આ નિષ્ઠુરતા અને બેપરવાહી જોઇ કંપ વછૂટયો. આ વાલમ ગામ કે જેનાં વખાણ પોતાના પૂર્વજો તેમના બાપદાદાના મોંએથી સાંભળતા થાકતા નહિ, પોતાને પણ જન્મથી જ ગળથૂથીમાં વાલમનો મોહ પાવામાં આવેલો કે જેને કારણે મોભા-ભર્યું માળવા છોડી પત્નીની ના મરજીને અવગણી એવે વેશે અને દશાએ ગુજરાત તરફ પ્રયાણ આદર્યું હતું. એ લક્ષ્મીનારાયણનું મંદિર કે જેમાં દેવની સ્થાપનાનું મુહૂર્ત જોઇ આપી પોતાના વડવાએ વાલમને માથે એ વખતે એક ઉપકાર ચઢાવ્યો હતો અને જ્યારે તે વડવાએ વાલમને છોડયું ત્યારે ગામે વિદાયનો મહોત્સવ ઉજવેલો. વાલમની આ સંસ્કૃતિ કે જેથી અંજાઇ તેણે જુના ખેરગઢના રાજ-કુમાર સેવકજીની પુત્રીનું નામ વાલમ કુંવરબા રાખેલું? માળવા પણ ક્યાં પોતાનું મૂળ વતન હતું? મારવાડમાંથી માળવા ગએલા પૂર્વજો ખરેખર તો અણહીલપુર પાટણના જ વતની હતાને! ગુજરાત ભરની મહેમાનગીરીનું ખરેખરૂં પ્રતીક આજે વાલમ ઉભું કરી રહ્યું છે કે, તેના મૂળમાં કોઇ બીજી સ્થિતિ ઉપસ્થિત થએલી છે? રાજનીઓ

જેની મૈત્રી ઇચ્છતા તે પૂર્વજોના પુત્રને આજના વાલમનો આશ્રય શોધતો વિચારતાં પદ્મનાભે રોમાંચ અનુભવ્યાં. ત્યાં તેને શું ઓછું હતું કે, વાલમનો મોહ લાગ્યો ? તેની અનેકવિધ વિકાસક્ષેત્રની પ્રવૃત્તિઓને પોષવા અને વિકસાવવા શું ત્યાં તેની પાસે સાધનો ન હતાં ? માણસો ન હતાં ? ધન ન હતું ? અને હવે વાલમમાં તેનું શું ? તેનો સ્વમાનશીલ આત્મા અહીં આ સ્થિતિનો કેમ સ્વીકાર કરશે ? તેનો વિવેકપ્રિય આત્મા આ દેખીતી અસંસ્કારિતા શી પેરે નિભાવી શકશે ? માનવીઓની ઉપરામ અભિલાષાઓને તે શી રીતે ઉત્તેજિત કરી શકશે ? કલાક્ષેત્રમાં વિકાસ સાધવાનું એને શું સાધન મળશે ? અને પુત્ર કામેશ્વરના ચિત્રશોખને તે અહીં શી રીતે પોષણ આપશે ? વૈભવની રેલમછેલ તો નહીં પણ ઇપ્સિત સુખો ભોગવવાની સંપૂર્ણ સગવડો છોડી પતિ સાથે ચાલી આવેલી પત્નીનું શું ? વાસ કરવા યોગ્ય એકાદ ઘર મેળવી આપવાનું સખ્ય પણ અહીંના લોકો કરી શકે એમ લાગ્યું નહીં. વાળુથી પરવારી પૂજારી પાસેથી ગોદડાં માગી લાવી તેણે ત્રણ પથારી તૈયાર કરી, ત્યાં તો મંદિરમાં માણસોનો જમાવ થવા માંડયો. આવનારાઓમાં નર્યો અસંતોષ ભર્યો હતો. એમ તેમના બોલવા પરથી જણાતું હતું. પદ્મનાભે એક જણને પૂછયું 'ભાઇ ! કેમ બધા ભેગા થાય છે ?'

'હમણાં જે હશે તે સમજાશે.' જવાબ સાંભળી પદ્મનાભ ચૂપ થઇ ગયો. તેની પત્ની ઉમા નાના બાળકોને ખોળામાં રાખીને જૂની સ્મૃતિઓને તાજી કરતી જાણે વિચારશૂન્ય બેઠી હતી. અવ્યવસ્થિત ટોળું મંદિરના આગળના ભાગના ચોકમાં વ્યવસ્થિત રીતે બેસીને ગોઠવાઇ ગયું. સામે એક લાકડાની પાટ પર આઠેક આધેડ વયના માણસો પટલાઇના તોરથી બેઠેલા જણાતા હતા. તેમાંના એક ખેડૂત જેવા જણાતા પુરૂષે બોલવું શરૂ કર્યું. સાંભળનારા શાન્ત હતા.

'આ મહિનામાં આ ચોથો બનાવ છે. બ્રાહ્મણના ઘરમાં જ ચોરી થાય અને બીજાઓને કંઇ ન થાય એ એક નવાઇ જેવું તો

છે. છતાં સાચું છે કે છેલ્લાં બે વર્ષોથી બ્રાહ્મણ સિવાયના કોઇના ઘરમાંથી ચોરી થઇ નથી. કારણ સમજાતું નથી છતાં આ દુઃખ તો ગામથી પણ સહન થાય તેવું નથી. આ આફત એકલા બ્રાહ્મણોની નહિ. પણ ગામની ગણાય તેમ મારૂં માનવું છે. તો હવે આપણે એ સંબંધે વ્યવસ્થિત ઉપાય લેવા જોઇએ. અગીઆરસો રૂપિયાની ચોરી એ આખરે તો ગામને જ ખોટ છે ને? કેમ ઘેલાશા?'

'હાસ્તો, કેમ નહિ? તેટલી રકમના વ્યાજમાંથી તો ત્રણ માણસનો સહેજે ગુજારો થઇ શકે.' ઘેલાશા નામે જૈન આગેવાન બોલી ઉઠયા.'

'અમારે માટે હવે બે જ રસ્તા ખુલ્લા છે, કે ઠાકરડાઓ ભેગા અમારે વસવું અથવા તો અમારાં ઘરબાર ઠાકરડાઓ માટે ખુલ્લાં મૂકવાં. એક ભારે શરીરના નાગર ગૃહસ્થ બોલતા હતા.

બેઠેલા ટોળામાં અવિધિસર વાતચીત શરૂ થઇ. અધૂરાં, અણધાર્યાં અને નવાઇ ઉપજાવનારાં વાકયો સંભળાવા લાગ્યાં. પાટ ઉપરના આઠે ગૃહસ્થો પણ માંહોમાંહે વાતે ચઢયા.

'નાગરો લૂંટાય એમાં ગામને શું?' કોઇ કહેતું હતું.

'ગામ તે એવા ચોરોને પકડવા કે દંડ દેવા કયાં નવરૂં છે?' બીજો અવાજ 'એમ કહેતો, ગામનાં છોકરાં રોટલા ખાઇ રહ્યાં. ચોર શોધ્યામાં જ કાંઇ ગામને રોટલા મળે ખરા કે?' બીજા અવાજની એ પૂર્તિ હતી.

'ભલે ને નાગરો લૂંટાય. એ તો એજ દાવના છે. ખરી અણીને પ્રસંગે 'અમે તો બ્રાહ્મણો' કહી વેઠમાંથી ખસી જાય છે અને ખેતી કરવામાંથી તો ઉંચા નથી આવતા. એક બળતાએ વરાળ કાઢી.

'એમાં એમનો શાનો દોષ? ગામે ઉપાય તો કરવો જ જોઇએ. કોઇ ન્યાયી અવાજ સંભળાયો.

પાટ પર ઘેલાશા બોલતા હતા.

'આમને આમ ચાલુ રહે તો નાગરોને ઉપર આભ અને નીચે ધરતી સિવાય કંઇ ન રહે. અરે ધરતી પણ નહિ. પછી શું?'

'મારૂં ચાલે તો હું એકેએક નાગરને ગામ નિકાલ કરૂં' એક ખોખરો અવાજ બોલતો હતો.

'અરે મોંઘાભાઇ! એમ તે કાંઇ ઓછું જ થાય છે? તમારો જમીનનો મોહ હવે ઓછો કરો. એ તો પ્રભુ સૌને સૌનું સોંપી રહે છે. ફક્ત ઇચ્છા કરવાથી જ કંઇ નાગરો ગામ છોડીને ચાલ્યા જાય નહિ અને તમને બધી જમીન મળે નહિ.' પેલા ખેડૂત જેવા આગેવાનભાઇ બોલ્યા.

'અરે ગાંગજીભાઇ! તમે એમને જાણતા નથી. નાગરો જેવી સંપીલી જાતને માથે આજે કેમ આટલો કાળ કોપ્યો છે, તે તમે જાણો છો?'

'ના, કેમ?' ટોળામાં ગાંગજીભાઇ બોલ્યા.

'તેમને અભિમાન ચઢયું છે તેમની ઉંચાઇના મૂલ્યનું અને એ અભિમાન તેમને આ ખાસડાં મારે છે.' મોંઘાભાઇ બોલ્યા.

'ગમે તેમ હોય. પણ આપણે તો ગામભાઇ તરીકે પણ તેમને સહાય કરવી જોઇએ.'

'સહાય કરવાની કોણ ના કહે છે? એક ઝીણો અવાજ આવ્યો.

'પણ તેમણે ગામ પાસે દાદ તો માગવી જ જોઇએ ને?'

'એમાં શાની દાદ માગવાની હોય? કોણ નથી જાણતું કે શું બનવા પામ્યું છે?' ટોળાંમાંથી ઉભા થઇ એક ભાઇ બોલી ઉઠયા. પ્રેક્ષક પદ્મનાભને ગામની આ ન્યાયસભાથી કંટાળો આવ્યો. ગામને માથેની આફત નિવારવાની આ યોજના તેને ખામીભરેલી લાગી. તેનાથી આગળ આવી બોલ્યા સિવાય ન રહી શકાયું 'ભાઇઓ! મારી વાત સાંભળશો?' પ્રશ્ન કરવાની રીત અને પ્રશ્ન કરનાર બન્ને નવીન લાગતાં બધા શાન્ત બની બોલનાર તરફ જોઇ રહ્યા.

'હું પરદેશી છું. અઢીસો વર્ષ પહેલાં આજ મંદિરના દેવની સ્થાપના વખતે અહીં હાજર રહેલા વિશ્વશર્માનો હું વંશજ છું. અને વારસામાં ઉતરી આવતી વાલમની ખ્યાતિ સાંભળી માળવા છોડી આજે અહીં આવ્યો છું. આપ બધા મને તમારામાંનો જ ગણજો.'

'કોણ, વિશ્વશર્માના વંશજ? વાહરે? ધનભાગ્ય અમારાં કે અમારે ગામ આપનાં પગલાં!' ઘેલાશા બોલી ઉઠયા.

'વિશ્વશર્મા તો મોટા જ્યોતિષી ખરૂંને? જેમણે આ દેવની સ્થાપનાનું મુહૂર્ત શોધી આપ્યું હતું તે.' પેલા ભારે શરીરના નાગર ગૃહસ્થ બોલ્યા.

'હા, તેજ વિશ્વશર્માનો હું વંશજ. વાલમની આવી સ્થિતિ મેં સ્વપ્ને નહોતી કલ્પી. આવો વ્યવહાર મેં સ્વપ્ને નહોતો ધાર્યો અને વાલમની ગામસભા આવી હશે એ મારૂં મન અત્યારે પણ કબુલ કરતું નથી, નીતિજ્ઞો માને કે આ ન્યાયની રીત નથી, શાસ્ત્રજ્ઞો માને કે વિવાદની આ રીત નથી. વ્યવહારનિપુણો માને કે કાર્યદક્ષતાની આમાં ઝલક નથી. આવી શોભા વિનાની અને નિર્વીર્ય સભામાં શૌર્યની આભા નથી. વાલમની ન્યાયસભા આવી નહોય.' પદ્મનાભ જરાક થોભ્યો ત્યાં ગાંગજીભાઇએ વચ્ચેથી સાદ પૂર્યો!

'તમારૂં ડહાપણ તમારી પાસે રહેવા દો. અમને અમારી રીતે વિચારવા દો. તમારી સલાહ માગીએ ત્યારે આપજો.'

'મને ખાત્રી જ હતી કે કોઇક તો એમ કહેવાનું જ. ગાંગજીભાઇ! વાલમની આ સાચી નીતિરીતિ નથી. તેનો આ સાચો વ્યવહાર નથી, કોણ શું કહે છે તે પૂરૂં ન સંભળાય–ન સમજાય ત્યાં એકસામટા અનેક બાજુથી સૂરો આવી નર્યો ઘોંઘાટ ઉભો કરે તેમાં તમે કઇ રીત જુઓ છો?'

'ત્યારે ભાઇ! અમારો રસ્તો સાચો ન હોય તો તમે બતાવશો કે અમારે કેમ કરવું?' ઘેલાશાએ સોનેરી માર્ગ માગ્યો.

'મારી ફરજ છે. વાલમ માટે મારી ફરજ છે. મારી વિદ્યા, મારૂં જ્ઞાન, મારૂં સાહિત્ય વાલમને ચરણે ધરવું એ મારી ફરજ છે.'

'દોઢડાહ્યો ન જોયો હોય તો!' ટોળામાંથી એક બોલી ઉઠયો.

'ના, ના, તેમને કહેવા દો. આપણે કંઇ ઉકેલ લાવી શકતા નથી એ તો કોણ નથી જાણતું? પિંડે પિંડે મતિર્ભિન્ના.' એક વિદ્યાના શોખીન વિદ્વાનમાં ખપતા બ્રાહ્મણભાઇએ ઝંપલાવ્યું.

સૌ શાન્ત થયા. પદ્મનાભે બોલવા માંડ્યું.

'ગામની આગળ કોઇ પ્રશ્ન નિકાલ માગતો હોય ત્યારે આવી હોહા કરતી સભા ભરવી તે અનાર્યતા છે. સુઘડ ગામે પોતાના ગામને એક વ્યવસ્થિત કુટુંબના રૂપમાં ફેરવી નાખવું જોઇએ. ગામની દરેક જાતની પ્રજાના સહકાર અને સંમતિથી ગામને સફળતાથી સત્ય માર્ગે દોરી શકે તેવા આગેવાન પુરુષની શોધ કરી તેને આગળ કરવો જોઇએ અને તે પુરુષના કહ્યા મુજબના અને કોઇ પણ જ્ઞાતિના લોકોને કહેવાપણું ન રહે તેવા જથાસરના આગેવાનો ગામે ઉભા કરી આપવા જોઇએ. આમ મુખ્ય આગેવાન અને બીજા જથા વાર આગેવાન મળી બહુ બહુ તો આ ગામમાં દસ માણસો હોવા જોઇએ. દરેક જથાના આગેવાનને માથે મુખ્ય આગેવાને ફરજ નાખી દેવી જોઇએ. અને તે ફરજ તેણે સત્ય નિષ્ઠાથી બજાવવી જોઇએ. મુખ્ય આગેવાનને જ્યારે ગામને માટે જરૂર પડે ત્યારે જથાના આગેવાનો મારફત જથા દીઠ અમુક માણસો મળે તેવી વ્યવસ્થા દરેક જથાએ કરી રાખવી જોઇએ. જરૂર પ્રસંગે મુખ્ય આગેવાન જથાના આગેવાનોની સહાયથી જે તે બાબતનો નિકાલ બહુમતિએ કરે અને તેના એ નિકાલને ગામે માન્ય રાખવો જોઇએ. ચોરીના અને એવા જ પ્રકારનાં બીજાં કામો પકડવા માટે અથવા બંધ થાય તેવા ઉપાય લેવા માટે જથાના આગેવાનોએ જથામાંથી મુકરર માણસોની સહાયથી રીતસરની ટોળીઓ ઉભી કરી ચોરોને કે ધાડપાડુઓને જીવતા અથવા મરેલા પકડી ગામના આગેવાનો સમક્ષ શિક્ષા-દંડ દેવા હાજર કરવા જોઇએ. ગામને આવી જ રીતે નિર્ભય બનાવી શકાય.' પદ્મનાભ થાક ખાવા ઉભો.

'ભાઇ! તમારૂં નામ શું? રીત તો સારી બતાવી. જેટલી ગળે ઉતરે છે તેટલી જ વ્યવહારમાં મૂકવી મુસ્કેલ લાગે છે.' ગાંગજીએ કહ્યું.

'મારૂં નામ પદ્મનાભ, એ રીત બીલકુલ અસંભવિત નથી. અખતરો કરવો હોય તો આજે જ અજમાવો અને જુઓ કે

એકજ માસમાં તમારી આગળ આવતી ચોરીની બૂમો ઓછી થાય છે કે નહિ.'

'ઓછી થાય એમાં શું દહાડો વળે? સદંતર બંધ થવી જોઇએ.' પેલા જાડા ગૃહસ્થ બોલતા હતા.

'એમ પણ થાય જો વ્યવસ્થા જળવાય તો' પદ્મનાભે કહ્યું.

'એ વ્યવસ્થા જાળવવીજ મુશ્કેલ છે ને! આ તે કયાં રાજાનું લશ્કર ધાર્યું કે હુકમ થતાંજ તૈયાર રહે!' મોધાભાઇ બોલી ઉઠયા.

'એ વ્યવસ્થા પણ જળવાય.'

'ગામ તરફથી તમને આ કાર્ય પાર પાડવાનું સોંપવામાં આવે તો તમે કરો કે કેમ?' ગાંગજીભાઇએ ધડાકો કરતા હોય તેમ ગામની વતી પૂછી દીધું.

'જરૂર પણ હું માગું તેમ માણુસોની મને સહાય મળવી જોઇએ.' પદ્મનાભે પૂરૂં કર્યું.

'કબુલ, તમારે જોઇએ તેટલા માણુસો અમારે પૂરા પાડવાં, પછી કૈં છે?' ઘેલાશાએ છાછીઉં કર્યું.

આમ પદ્મનાભે ગામની વ્યવસ્થાની જવાબદારી અનાયાસે પોતાને શિરે વહોરી લીધી. જેને ઉભા રહેવા સ્થાન ન હતું તેને મહત્વની જવાબદારી સોંપાઇ. પાટપરના આગેવાનોએ પદ્મનાભને પોતાની પાસે વહાલથી બોલાવીને બેસાડયો. તેની રહેવા ખાવાની જોગવાઇ સંબંધે પૂછપરછ કરી અને ગાંગજીભાઇએ પદ્મનાભને મહેમાન તરીકે પોતાને ત્યાં લઇ જવાની ઉત્કંઠા બતાવી. જાડા ગૃહસ્થ કુકા મહેતાએ પોતાની મહેમાનગીરી સ્વીકારવા આગ્રહ કર્યો. પદ્મનાભે 'હાલ તો અહીંજ ઠીક છે. પછી જોઇશું. એકાદ રહેવા લાયક ઘર મળી જાય તો સારૂં, બધી પીડા એની મેળે ટળે' એમ સૂચવ્યું. એના જવાબમાંજ ગાંગજીભાઇએ પોતાની હિંમતથી લક્ષ્મીનારાયણના મંદિર સામે વાવ પરના મહાદેવની જોડેજ રહેવા લાયક સુખ સગવડવાળું ઘર ગામની જવાબદારી ઉપર તૈયાર કરાવી એકજ માસમાં પદ્મનાભને સોંપી દીધું. આખો માસ તેણે

લક્ષ્મીનારાયણના મંદિરનું આતિથ્ય સ્વીકાર્યું, ગામનો એ મોંઘો મહેમાન બન્યો.

વિચાર સ્વપ્ન પુરૂં થયું, અને પદ્મનાભથી સગર્વ બોલી જવાયું 'ત્યારથી આજ સુધીમાં એક પણ અનિષ્ટ બનાવ બન્યો નથી એમાંજ આ નવીન વ્યવસ્થાની સફળતા છે.' મૂછમાં હસતા પદ્મનાભે પોતાની નજર સામે ચાલ્યા આવતા ગાંગજીભાઇને જોયા, અને તેને સાંભર્યું.

'આજે એ નવીન વ્યવસ્થાની કસોટી છે.' વ્યવસ્થાના નામથી બે માસથી મુંઝાતા ઠાકરડાઓ આજે તેમાં ગાબડું પાડવા માગતા હતા.

'કેમ પદ્મભાઇ! શા સમાચાર છે?'

'સૌ સારૂં છે ભાઇ! દેવની કૃપા છે કે ખરે અવસરે ખરાં માણુસો આપણને મળી જાય છે. આજે અતળેશ્વરની કૃપાથી એક રાજપુત વીર ગામની સેવા માટે આવી પહોંચ્યા છે.'

'એમ કે? ત્યારે તો બહુ સારૂં. પણ આજે કંઇક તમારા માણુસોમાં ધમાલ લાગે છે, શવજી કંઇક કહેતો હતો.'

'હા, છેજ. આજે આપણી નવીન વ્યવસ્થાની કસોટી છે.'

'આપણી કહી તમે તમારી મોટાઇ વધારો છો. ખરી તો અમારી વ્યવસ્થા તમે કયાં નથી જાણતા?'

'પણ આખરે તો એ નવી છતાં વાલમનીજ વ્યવસ્થા છે તો આપણી કેમ નહીં?'

'એમાં પણ તમારી વડાઇ છે ને!'

'મારી વડાઇ? ત્યારે શું વાલમને મારૂં નથી બનવા દેવું?'

'કેમ નહિ? તમે વાલમના છો ત્યાં વાલમ તમારૂં કેમ નહિ?'

'હાં, જુઓ ત્યારે, વાળુ કરીને મંદિરમાં આવશો તો આજે નવુંજ જાણવા મળશે.'

'એમ? જરૂર આવીશ,' કહી ગાંગજીભાઇએ વિદાય લીધી. પદ્મનાભ પોતાને ઘેર આવ્યો. સીધી, સાદી છતાં ઘરરખ્ખુ પત્ની પોતાના પ્રતીક સમો પુત્ર કામેશ્વર અને દેવના ધામથી ભૂલો પડેલો

હોય તેવો લાડકો પુત્ર પતો* જોઇ પદ્મનાભનું હૈયું હીલોળે ચઢ્યું. તેનું ઉપરથી વજ્ર સમું હૈયું ઘરમાં વજ્રમણિ દૂર કરી સુકોમળ પુષ્પ સમું ખીલી ઉઠતું. રાજા મહારાજાઓના વૈભવ અને તરંગીઓનું કલ્પનાસુખ પણ તેને પોતાના આ નિરાડંબરભર્યા ગૃહસંસારમાં પ્રવેશતાંજ તુચ્છ લાગતાં.

---

## પ્રકરણ ૩ જું

## લક્ષ્મીનારાયણના મંદિરમાં

(સોરઠો)

**જરઠ મરથને ન્હાય, જોબન ધીંગાણું ચહે;**
**સતી શીલને ન્હાય (જેમ) સાગર જળ શશીને ચહે.**

રાત્રિના પ્રથમ પહોરે શવજીએ રત્નસિંહ સાથે લક્ષ્મીનારાયણના મંદિરમાં પ્રવેશ કર્યો ત્યારે મંદિરના સભામંડપમાં બેસી પદ્મનાભ કોઇ ખેડૂત જેવા લાગતા યુવાન સાથે વાતચીત કરી રહ્યો હતો. શવજી રત્નસિંહને લઇ બારણામાંજ થંભીને બેસી ગયો. તેના મતે પદ્મનાભ તે ખેડૂત સાથે મહત્વની વાતચીત કરી રહ્યો હતો. વાત ધીમા, અતિ ધીમા અવાજથી થતી હતી અને તે શવજીને કે રત્નસિંહને કાને નહોતી આવતી. તે કાને ન આવે એટલે દૂર રહેવામાંજ શવજીને પોતાની નૈતિક ફરજનું પાલન લાગ્યું.

થોડીવારે પદ્મનાભે પેલા પુરૂષને રજા આપી. ત્યારે શવજીએ રત્નસિંહને સભા મંડપ તરફ સાથે લીધો. પદ્મનાભ શાન્ત ચિત્તે વિચાર કરતો બેઠો હતો. તેનું ભવ્ય લલાટ દીપકના તેજમાં ચમકી રહ્યું હતું.

"આવો રત્નસિંહ! મ્હેં તમને મારે ત્યાં આવવાનું કહ્યું હતું પણ ઘણુંખરૂં હું અત્યારે મંદિરમાંજ બેસું છું. તમને ધક્કો તો પડ્યો જ

---

* ખરૂં નામ પતેશ્વર.

હશે.' 'નારે, હું તેમને સીધા અહીં લઇને આવ્યો છું,' શવજીએ જવાબ આપ્યો. 'સારૂં હવે બન્ને બેસો, જુઓ, આજ રાતનો આપણે હવે વિચાર કરવાનો છે. ઠાકરડાઓને મન આજ રાતનું જેટલું મહત્વ છે, તે કરતાં આપણને આપણી યોજનાનું વિશેષ મહત્વ છે.'

'તમે હુકમ આપો. તેનો અમલ કરવા અમે સોળ માણસો તમારા હાથ નીચે તૈયાર છીએ. વધારેની જરૂર હોય તો અત્યારે જ મારા બાપુને કહી વ્યવસ્થા કરી લાવું.' યોજનાની સફળતાની આશામાં શવજીએ કહ્યું. 'ના, ના, ગાંગજીભાઇ પાસેથી વિશેષ માણસો મેળવવાની જરૂર નથી. આપણે સોળમાંથી કેશવ જતાં પંદર અને રત્નસિંહ આવતાં સોળ માણસો તેમના કાવત્રાને પહોંચી વળીશું. જુઓ, તમારી બંનેની તથા સામંત અને કુંદનની ગોઠવણ અતળેશ્વરમાં કરી છે. પેલા શિવચરણનો વિશ્વાસ પડતો નથી. તેને બીજું કામ સોંપીશું, તમારે કરવાનું એટલું જ કે ત્રિભગથી બીજા પહોરે આવનાર વટે-માર્ગુઓ આશ્રય માગે તો તેમને આપવો પણ તેમને છૂટા ન થવા દેવા. ચાર કરતાં તે વધારે હોય તોજ સામંતને તમારે રાખવો નહિ તો સામંતને છૂટો કરી મારી પાસે મોકલી દેવો.'

'ભાઇ ! તમે તો કહેતા હતા કે, ત્રિભગ તરફ જનારાઓને પકડવા કે મારવા. પછી વિચાર કેમ ફેરવવો પડયો ?' શવજીએ પૂછ્યું.

'વિચાર ફેરવ્યો નથી. ફુટેલ પૂજારીને ભુલાવામાં નાખવાની એ રીત હતી. ઠાકરડાઓને સમાચાર મળી ચૂકયા હશે કે મેં શિવચરણને શું કહ્યું છે.'

"શું પૂજારી પણ ફૂટયો છે ? બદમાસ નહિ તો !"

'હોય એ તો લોભ એ વસ્તુ જ એવી છે.'

'શાનો લોભ ?'

'ધનનો.'

'કેવી રીતે ?'

'પદ્મનાભનું કાસળ કાઢવાના કાવત્રામાં મદદ કરે તો કેશવ અને શિવચરણને ઠાકરડાઓની એક વર્ષની લૂંટ બક્ષીસ મળવાનો એકરાર થએલો છે.'

'હોય નહિ!' શવજી આશ્ચર્યથી બોલી ઉઠયો.

"તદ્દન સાચું. પણ એ તો મુશ્કેલ છે તે બન્ને પક્ષોને માટે. પદ્મનાભ એમ કંઇ રસ્તામાં સૂતો નથી કે કેશવ અને શિવચરણ તેને ઉપાડી જાય! આપણે તો અત્યારે આજનો વિચાર કરવાનો છે. ઠાકરડાઓએ ભૂલ કરી છે. પીળું ફૂલ બે બાગમાં છે. ગામના પશ્ચિમના બાગમાં અને લીલા બાગમાં. ઉગમણા વાસના ઠાકરડાઓ ત્રિભગવાળા લીલા બાગે ભેગા થશે. અને બાકીના બે વાસના ઠાકરડા પશ્ચિમના બાગમાં મળવાના છે. કેશવે આ રચના રચી આપી હોઇ મુલાકાતીઓમાં ભાગલા પાડવાની આ યોજના હજુ સુધી બીજા કોઇના ખ્યાનમાં આવી નથી. તેમાં કેશવનો સ્વાર્થ છે."

"ત્યારે તો બે બાજુએ જુદા જુદા ઠરાવો થશે." રત્નસિંહને શવજીએ આજની વાતથી તે જાણતો હતો તેટલો માહિતગાર કર્યો હતો, તેથી તેણે શંકા દર્શાવી.

"વાત સાચી છે. લીલા બાગમાં અને પશ્ચિમના બાગમાં ઠરાવો જુદા થશે પરંતુ ચોરી માટેનું નિશાન તો બન્ને પક્ષે એક જ છે. અને તે કુંદનનું જ ઘર. કુંદનને આજે ચોકી આપવી નથી. તેની જગા રત્નસિંહ સાચવશે."

'જો એમ જ હોય તો કુંદનને કેમ ચેતવવો નહિ?" શવજીએ પૂછયું.

'ચેતવવાની જરૂર નથી. આપણી રચના જ એવી છે કે ઘરમાં ગયા પહેલાં બન્ને પક્ષના માણસો પકડાઇ જાય.'

'કવી રીતે?'

'જુઓ,' આજુબાજુ જોતાં પદ્મનાભે કહ્યું. 'લીલા બાગના ઠરાવથી આવનારા ચાર માણસો બીજા પહોરે આવી અતલેશ્વરમાં મુકામ કરશે. તેમને કેશવે ખાત્રી આપી છે કે શિવચરણ મહારાજ રાત્રે

મંદિરમાં રહેનાર નથી. બરાબર મધ્યરાત્રિએ તેઓ મંદિરમાંથી નીકળી ચોપાટીઓમાં આવેલા કુંદનના રહેવાના ઘરમાં પાછલા ભાગથી પછાત તોડી પ્રવેશ કરે, તેમની આ યોજના તારે અને રત્નસિંહે ધૂળમાં મેળવવાની છે. તમારે તેમને અતલેશ્વરમાં જ રોકી રાખવાના છે.'

'ને પશ્ચિમવાળાઓનું શું ?'

'તેમને માટે વાલખિલ્યેશ્વર આગળ ગીરધરની, ટોડાપોળ આગળ રણવીરની અને નેમીનાથ આગળ ગંભીરની ચોકીઓ મૂકાશે. અને છતાં જો ધાર્યા કરતાં બીજો જ રસ્તો તે લેશે તો કુંદનના ઘર ફરતી પદ્મનાભ પોતે જ ચોકી કરશે'. પદ્મનાભે કહ્યું.

'અરે, એવું હોય! બીજા કયાં મરી પરવાર્યા છે કે તમે એ જોખમભર્યું કામ લેશો ?' શવજીએ કહ્યું.

'એમ નહિ. મારે પણ કંઈક તો કરવું જ જોઈએ ને !' હસીને પદ્મનાભે કહ્યું. રત્નસિંહે તે હાસ્યમાં નિશ્ચયના ઓળા જોયા.

'કુંદનના પાડોશી મોંઘા કાકાને અને તેમના દીકરાને એ કામ સોંપાય તો ?' શવજીએ થોડોક વિચાર કરી કહ્યું.

'ના, ના, તેમને તો જાણ પણ ન પડવી જોઈએ કે કોણ શા માટે શું કરી રહ્યું છે. નહિ તો બધી બાજી ઉંધી વળી જવા સંભવ છે.' પદ્મનાભે ચોકસાઈ દર્શાવતાં કહ્યું.

'અતળેશ્વરના આશ્રિતોને રાત્રે મંદિરમાં બાંધીને હું તમારી સાથે આવું તો બને કે નહિ ?' રત્નસિંહે માગણી કરી.

'હા, તેમ બને પણ સામંતને હું સાથે રાખવાનો જ છું. એટલે તમે મારી સાથે નહીં હો તો પણ ચાલશે.'

'ના, ના, સામંતને તમે મારી પાસે મોકલી દેજો, રત્નસિંહ ભલે તમને સાથ આપે.' સામંત દગાખોર નીકળે એવા ભયથી શવજીએ રત્નસિંહની દરખાસ્તને ટેકો આપ્યો. પદ્મનાભે મુંગા રહી સંમતિ આપી.

'તમે સોળ માણસોની વાત કરો છો તે સોળે જુવાન છે?' રત્નસિંહે જાણવા ખાતર પૂછ્યું.

'તેમાં એક વૃદ્ધ છે અને તે હું. બાકીના બધા ઉછળતા લોહીના છે અને એક મહિનાની તાલીમ પછી કાવત્રાં શોધવામાં એટલા પાવરધા બની ગયા છે કે હવે તો કાવત્રું ફોડવું તે એમને મન રમત વાત છે. ધીંગાણે ઉભા રહેવા તેમનું મન મહિનાથી તલપી રહ્યું હતું ત્યારે આજે માંડ નહિ જેવો અવસર તેમને પ્રાપ્ત થયો છે. અને તે અવસરને તેઓ કેટલા હર્ષથી વધાવે છે તે તો આપણે હવે પછી જોઈશું.'

'એ તો યુવાન લોહી. ધીંગાણે હાથમાં ન રહે. ઈડર ઉપરની યવન બાદશાહની ચઢાઈ સાંભળી ખેતરમાંથી બારોબાર ઘોડીએ ચઢી હું ઈડર તરફ દોડી ગયો હતો. મારાં માબાપ મને હજુ શોધતાં હશે કે રત્નસિંહ ક્યાં?'

'શું કહો છો? આવી રીતે તમે ઘરમાંથી નાઠા છો?' પદ્મનાભે આશ્ચર્યથી કહ્યું.

'અને હજુ ઘેરે જવાનું મન થતું નથી. એક જ બીક લાગે છે. હું એકનું એક સંતાન હોઈ માબાપ મને ફોસલાવી પટાવી ધીંગાણાથી દૂર નાસતો કરે તો? એજ કારણે અરઠુઠર*ને આજથી છ વર્ષ પહેલાં પ્રણામ કર્યાં છે. હવે જવામાં મને સાર નથી લાગતો. માબાપે મન વાળી દીધું હશે. પ્રભુ સૌનો બેલી છે.'

'રાજપૂત વીર! શૂરાતનથી પોષાયા લાગો છો. નહીંતર આવા વિચારો સાધારણ રજપૂતના ન હોય. ધીંગાણા તરફનો પ્રેમ અને ખડીઆમાં ખાંપણ લઈને ફરવું એ તો તમારા જેવાથી જ થાય.' પદ્મનાભે કદર કરતાં કહ્યું.

'અને શું તમે વાલમના આપણા વીરોને ઓછા ગણો છો? તમે માગો અને કોણ માથું નથી આપતું ત્યાં ખબર. ભાઈ! રત્નસિંહને વખાણતાં તમારા એક અવાજે જીંદગી ઓવારી જતા વાલમના યુવાનોને ભૂલી જાવ મા.' શવજીએ માઠું લગાડતાં કહ્યું.

* આજનું ઐઠોર.

'એમાં તમારી બેકદર જેવું કંઈ નથી. યુવક માત્ર ધીંગાણે આગળ ધપવા માગે છે. પાછળ રહે એ તો મારા જેવા ઠરેલા લોહીવાળા આધેડ ભાઈ, વાલમના યુવાનો ધીંગાણે પાછા હઠે છે એમ હું શી રીતે કહી શકું ? કસોટી એજ પારખાં હોય ને !' પદ્મનાભે શવજીને મનાવતાં કહ્યું. ત્યાં તો ગીરધર, રણવીર, અને ગંભીર આવી પહોંચ્યા. શવજીએ તેમને તેમનો કાર્યક્રમ સમજાવી દીધો. શૌર્યભર્યા કુતૂહલથી ઉત્સુક એ યુવાનોએ સોંપાએલા કાર્યનો હર્ષથી સ્વીકાર કર્યો અને પૂછ્યું.

'જીવતા ન પકડાય તો મરેલા ગામ આગળ રજુ કરી શકીએ કે કેમ ?'

'ના, એમ ના બનવું જોઈએ. આખરે તો એ તમારા જ ભાઈ છે. કાલે એક થવાનો પ્રસંગ આવે તે વખતે આવાં ખૂન બહુ વગોવાય. માટે પકડીને જ સોંપી દેવા. આપણે તેમને બુરૂં કરતાં અટકાવવાનું કામ કરવાનું છે. મારવાનું નહિ.' પદ્મનાભે ચોખવટ કરી.

'ભલે, પણ દાઝ તો એવી ચડે છે કે હાથમાં આવે તો અધમૂઆ તો કરી જ નાખીએ.' ગીરધર બોલ્યો.

'જો, જો, ભૂલતા. એ પણ વાલમનું પાણી છે. તમારા કરતાં એ વધારે અભિમાન ધરાવતા હશે.' પદ્મનાભે ચેતવણી આપી.

'ભલેને ધરાવે. વાલમનું પાણી ગમે તેમ પીધું હશે પણ પદ્મનાભની પ્રેરણાનું પાણી જ્યાંસુધી તેમણે પીધું નથી ત્યાંસુધી અમે તેમને અમારી હારમાં ગણવા તૈયાર નથી.' ગંભીરે ગંભીર બનીને કવિત્વ પ્રગટાવ્યું. પદ્મનાભને હસવું આવ્યું. રત્નસિંહ પદ્મનાભની હસતી મુખમુદ્રા જોઈ રહ્યો. તેને પદ્મનાભમાં અદ્ભુત યોદ્ધાનો ભાસ થયો. 'શું પદ્મનાભે યુદ્ધ ખેડયું હશે ? ના, ના, એ તો ફક્ત આભાસ જ હશે. આવો બ્રાહ્મણ યુદ્ધ ચઢે પણ ખરો ? ત્યારે બ્રાહ્મણોમાં ક્ષાત્ર તેજ કેમ ઝળકતું હશે ? આજના બ્રાહ્મણો ક્ષત્રિયરૂપ ધારે તો ? અનેક પરશુરામો યવનોનું બીજ સરખું રાખે કે ?' રત્નસિંહ વિચારે ચઢયો.

'આવો ગાંગજીભાઈ !' એ પદ્મનાભના અવાજે રત્નસિંહને સતેજ કર્યો.

'આ આપણા નવીન મહેમાન રત્નસિંહ ભાઇ.' ગાંગજીભાઇને રત્નસિંહે શવજીના પિતા તરીકે ઓળખ્યા. તેમનું નામ તેણે શવજી પાસેથી રસ્તામાંની વાતચીત ઉપરથી જાણી લીધું હતું.

'આવો ભાઇ! તમારા જેવા શૂરવીરોની આજે બહુ જરૂર છે. અણીને અવસરે તમે આવ્યા છો ત્યારે અમે તમારો ઉપકારજ શીરે ચઢાવીએ છીએ. પ્રભુ તમને તમારાં કામમાં સહાય કરે. કેમ પદ્મભાઇ! પછી તમે બધું કામ ગોઠવી દીધું કે શું?'

'હા, એ તો બધું નક્કી થઇ ચૂક્યું છે, કામની સોંપણી થઈ ગઇ છે એટલે વધુ વિગતો સવારેજ જાણવા મળશે. આજની રાત પૂરી થવા દો. જાવ ગીરધર, રણધીર, આપણા ભાઇઓ સાથે કામે ચઢી જાઓ. શવજી, રત્નસિંહને લઇ તમારે ઠામે જાઓ. અને કહ્યા મુજબ સામંતને મારી પાસે મોકલજો' પદ્મનાભે તેમને રવાના કર્યા. હર્ષભર્યા શૂરવીરોમાં ખપવાની આશામાં ને આશામાં ત્રણે જણા ઉતાવળે ચાલી નીકળ્યા. શવજી રત્નસિંહને ગામના રસ્તાઓથી અને ભાગોથી પરિચિત કરતો અતળેશ્વર તરફ જવા નીકળ્યો. પદ્મનાભના આજ સુધીના કામથી મુગ્ધ બનેલા ગાંગજીભાઇ આશ્ચર્યથી પદ્મનાભ તરફ જોઇ રહ્યા. પદ્મનાભ હાથની આંગળીઓના વેઢા ગણી રહ્યો હતો. ગાંગજીભાઇએ આશ્ચર્યથી પૂછ્યું 'કેમ, શું કરો છો, બ્રહ્મદેવ?'

ઝડપથી આંગળાંના વેઢા ગણતાં પદ્મનાભ બોલ્યા.

'આ છોકરો વાલમ માટે સર્જાયો છે.'

'કોણ? કયો છોકરો?'

'પેલો, શવજી સાથે હમણાં ગયો તે.'

'કેમ?'

તે વાલમ માટે મરવાનો છે. વાલમ પર તેનો ઉપકાર રહેશે. છતાં જેને માટે તે મરશે તેને આ છોકરા પ્રત્યે માન નહિ હોય."

'આવું વળી કયાંથી લાવ્યા?' હસી પડતાં ગાંગજીએ કહ્યું.

'મારૂં જ્યોતિષ અને રત્નસિંહની મુખરેખા કહે છે.' પદ્મનાભે કહ્યું.

## પ્રકરણ ૪ થું

### કારણ શોધાય છે

(સોરઠો)

**જે જેથી નવ થાય, તે તે કો હિ નવ કરે;**
**હંસ મત્સ્ય નવ ખાય, જે બગલો સ્વાદે જમે.**

**શાન્ત** મંદિરના એક ખૂણા તરફ પૂજારીએ ધીમે ધીમે આવી બેસવાની જગા કરવા માંડી. ત્યાં તો ગાંગજીએ તેને કહ્યું.

'અરે મહારાજ! મારે ઘેર જઇ કહી આવો ને કે આવતી કાલે જુવારના મોટા ખેતરમાં વાઢ કરવાનો છે, માટે મજુર કરવાનું મોહનને જઇને કહી આવે."

પૂજારીએ 'હા, જાઉં' કહી ઉઠી ચાલવા માંડયું. મંદિરમાં ફરીથી નીરવતા વ્યાપી રહી. ચાલ્યા જતા પૂજારીના પગના અંગુઠાના 'પટ, પટ' થતા અવાજ સિવાય બીજો અવાજ ન હતો સંભળાતો. ગાંગજીએ એ નીરવતાનો ભંગ કરતાં કહ્યું.

'પદ્મભાઇ! આ ઠાકરડાઓ માટે તમે શું ધારો છો? આપણી રીત સફળ થશે ખરી?'

'સફળતા કે નિષ્ફળતાનો આધાર તેના કામ કરનારાઓની બાહોશી ઉપર રહે છે. આ ઠાકરડાઓ તો એમજ ધારે છે કે નાગરો ગામમાં ન હોય તો સારૂં, સાથે સાથે હું પણ.'

'એમ કેમ? તમારે માટે શું?' અચંબો પામી ગાંગજીએ કહ્યું.

'તેમના ચાલતા કાર્યમાં હું વિઘ્નરૂપ છું એમ તેઓ માને છે. તેમનું ચાલે તો મને આ ગામમાંથી જીવતો કે મરેલો આ ઘડીએજ કાઢી મૂકે. પણ તેમ કરવું તેમને સહેલું નથી લાગ્યું એટલે જ આડી રીતે કામ લીધું છે.'

'શી રીતે?'

'શિવચરણ પૂજારી અને કેશવને પક્ષમાં લઇ તેમણે આપણા બચાવના તરકીબો જાણી લેવાની બાજી રચી છે, અને તેમની જ મારફત મને જીવતો ગુમ કરવાની તેઓ તરકીબ રચે છે.'

'શું કહો છો? આ બધું કયાંથી જાણ્યું?'

'મારાજ માણસો મારફતે. સોળ માણસ કરતાં વધુ માણસોને ઉપયોગ મેં કર્યો નથી અને આ હકીકત આજેજ જાણી.'

'જો એમજ હોય તો અમારે ને તમારે ચેતતા રહેવું જોઇએ. ઠાકરડાઓનો ભરોંસો નહિ. કયે વખતે શું કરી બેસે તે ન કહી શકાય.'

'તેઓ કયે વખતે શું કરશે તે હું સમજું છું, માટેજ હું નિશ્ચિંત છું. તેમની ગુંજાશ નથી કે તેમનું ધાર્યું કરી મને ગુમ કરી શકે.' પદ્મનાભે ગૌરવથી ઉમેર્યું.

'અજબ હિંમત, પદ્મભાઇ!'

'હા, પણ એક વસ્તુ મને હજુ સુધી સ્પષ્ટ નથી સમજાતી કે કુંદનનું ઘર આજે પાંચમી વખતે કેમ ઠાકરડાઓનું લક્ષ્ય બને છે? તે ઘર સાથે તેમને એટલો બધો શું વેરભાવ છે? નથી કુંદનના ઘરનાં માણસો ખેતી કરતા કે નથી તેમને જમીન, પછી તેમને સતાવવામા તેઓ કયો લાભ જોતા હશે?'

'હા, એ વાત વિચારવા જેવી છે, શું આજે તેજ ઘર ઉપર તેમની ચોટ છે?' ગાંગજીએ પૂછ્યું.

'હા, વળી મળેલી ખબર પ્રમાણે ધનમાલની ચોરી થવાની નથી પણ માણસ ચોરાશે એમ લાગે છે.' પદ્મનાભે ગંભીરતાથી કહ્યું.

'શું આ તમે સાચું કહો છો? બે વર્ષ પહેલાં જ એવો બનાવ બન્યો હતો, કુંદનના બાપને તે લોકો જીવતો ઉઠાવી ગએલા, બહુ શોધ્યો અને ન જડયો. પાંચ દિવસ પછી ગામના આથમણા સિમાડાના ખાલી કુવામાંથી તે બેભાન અવસ્થામાં મળી આવ્યો હતો. તેને પૂછતાં તેણે જણાવેલું કે બે કાળી આંખો સિવાય કંઇ ન દેખી શકાય એવાં માણસો વચ્ચે તેને રહેવું પડયું હતું અને તેને કુવામાં છોડી મૂકતાં

કહી દીધેલું કે નાત કે ગામની પંચાતમાં એક અક્ષર પણ બોલીશ તો બીજી વખત પાણીથી ભરેલા અવાવરૂ કુવામાં ઉપરથી ધકેલી દેવાશે. આ બીકથી તે જીવ્યો ત્યાં સુધી ગામ કે નાતની પંચાતમાં તે ગયો નહિ અને એજ મહાચિંતાએ તેનો પ્રાણ લીધો.' આજે કોણ ચોરાવાનું છે?

'એ નક્કી નથી. ઠાકરડાઓ એક રીતે તો ભૂલ ખાઇ બેઠા છે.' 'પીળા ફુલ'ની સંજ્ઞાએ તેમનામાં સ્થળભેદ ઉભો કર્યો છે. એટલે બે બાજુએ મળતા માણસો શું શું ઠરાવ કરે છે, તે હવે જોવાનું છે. હું માનુ છું કે, લીલા બાગમાં મળનારાને બાતમી મળી જશે કે, કુંદન ખારડપોળની ચોકી ઉપર રહેવાનો છે. એટલે તેના ઘરમાં બીજાં માણસોમાં તેની પત્ની અને તેની વિધવા મા રહ્યાં. આ બે પૈકી એકને ઉઠાવવાની તેઓ વેતરણ કરશે. પણ તેના મૂળમાં શું? તે બેમાંથી કોણ પંચાતમાં જાય તેમ છે?'

'એજ જોવાનુ છે ને? એટલું સમજાતું હોત તો પછી ગુજરાતના સુહ્રાના દિવાન ન બની બેસત આપણે પદ્મભાઇ!' પદ્મનાભનો સ્વમાનશીલ આત્મા આ વાક્યે ઘવાયો. તેણે માન્યું કે ગાંગજીને મન એ ટાણાની કંઇ કિંમત નથી.

'હા, જુઓ હું માનું છું કે, એમ થવામાં બે કારણો મુખ્યત્વે હશે. પહેલું કારણ એ હોઇ શકે કે કુંદનનું ઘર નાતના પટેલનું ઘર છે. ઠાકરડાઓને નાગર ન્યાત સાથે વેર છે, એટલે ન્યાતના પટેલને જ પહેલાં સંભાળવો એ તેમની નીતિ હોય. બીજું કારણ એ હોઇ શકે કે, જીવતા જીવને ઉપાડી જઇ તેની કિંમત લઇ પાછો આપવો. કારણ કુંદન પાસે ધન છે, જમીન નથી'.

'એમ માની લઇએ છતાં મન આગળ ચાલતું નથી. ધન લેવું હોય તો ધન ચોરે. માણસ ચોરી તેનું ધનથી વળતર શા માટે કરે?' ગાંગજીભાઇએ આંખ ઝીણી કરી કહ્યું.

'ત્યારે છેલ્લું એકજ કારણ હવે આપણે માનવાનું રહ્યું કે કુકા મહેતાના ભત્રીજા કુંદનનું ઘર કાકાની કડવી જીભનો ભોગ થઇ પડયું

હશે. મને આજેજ સમાચાર મળ્યા છે કે, 'ઠાકરડાઓને નાક લીટી ખેંચાવી ગુજરાત બહાર ન મૂકી આવું તો 'નાગર ન્યાતનો હું પટેલ મટી જાઉં.' એમ કુકા મહેતાએ શરૂઆતમાં કહેલું. તે તેમના મોંમાં પાછું મુકાવી ગુજરાત બહાર કુકા મહેતાને કાઢવાની ત્રેવડ ઠાકરડાઓના ત્રણે વાસ મળીને કરતા હોય તો બનવા જોગ છે.' સાધારણ વાત કરતો હોય તેમ પદ્મનાભ બોલ્યો.

'આ વાત કોણ લાવ્યું? મને તે અક્ષરે અક્ષર સાચી લાગે છે. નાગરોનું ગુમાન તેમને દુઃખ આપે છે, એમાં તો શક નથી, પરંતુ કુકા મહેતા જેવા વ્યવહારૂ અને ઓછા બોલા આગેવાન પણ જ્યારે એ વચનો કુંદનના બાપના મરણ વખતે બોલેલા તે શબ્દોએ ઠાકરડાઓ ઉપર અસર કરી હશે, અને પરિણામે આજે પાંચમી વખત કુંદનના ઘરનો વારો આવ્યો હશે.

'ગમે તેમ હોય આપણે તો બનતો પ્રયત્ન કરી તે થતું અટકાવવું જોઇએ. કુંદન ઘરમાં નથી એમ માની ગેરલાભ લેવાની તેમની વૃત્તિઓ આગળ ન વધે માટે કુંદનને અતળેશ્વરની ચોકીમાંથી મુક્ત કરી ઘરે રહેવાનું મેં સૂચન કર્યું છે. એટલે તે લોકો કદાચ ફાવશે તો પણ કંઇ લાંછન દેનાર બનાવ બનવા નહિ પામે.'

'મારૂં માનવું છે કે ઠાકરડાઓ સાથેનો આ કલહ નાગરોએ ઉદાર દીલથી પતાવી દેવો જોઇએ. તેમને એક જ વસ્તુ જોઇએ છે. તેમના ગુજરાન માટે સારી જમીન, નાગરોએ એક યા બીજા કારણે ઠાકરડાઓ પાસેથી કેટલીક સારી જમીન પચાવી પાડી છે. તે કારણે તેમનામાં આ ઝેર રેડાયું છે. નાગરો જો ઉદારતા દાખવી એ પચાવેલી જમીન જ પાછી આપી દે તો હું માનું છું કે ફરીથી તેમને આ કલહમાં ઉતરવાની જરૂર ન પડે.' ગાંગજી બોલ્યા.

'ના, હવે તો એમ પણ નથી રહ્યું, ગાંગજીભાઇ! હવે તો તેઓ એટલી હદે આવી ચૂક્યા છે કે તેમના આ કલહનું મૂળ કારણ હવે કારણ તરીકે નથી રહ્યું. કારણ તરીકે રહ્યું છે ફક્ત વૈમનસ્ય. કુદરતે વાઘના ભક્ષ માટે શિયાળ બનાવ્યાં ત્યારે વાઘ ક્ષુધાની તૃપ્તિ માટે

નહિ પણુ વગર ભૂખે પણુ શિયાળ મારવા માંડ્યાં અને આખરે તેમની સ્થિતિ શિકારી અને શિકાર જેવી થઇ પડી. ઠાકરડાઓને મન હવે તો એ હરામ ચસ્કો પડ્યો. તે કદિ ન છૂટે.'

'તો પછી શું થાય? ઓછા જ કંઇ નાગરોથી ઠાકરડાઓના વાસમાં જઇ ધરફોડો કે ઢોર અને માણુસો ઉપાડી જવાશે? કેટલુંક તેમણે સહન કરવું પડશે, કેટલીક આપણે મદદ કરવી પડશે અને કેટલીક તેમણે હોશિયારી રાખવી પડશે.'

'એ સાચું પણુ તમે કૈં નવીન જાણ્યું છે?'

'શું?'

'પંડયેશ્વરની પોળમાં વિશ્વનાથને ત્યાં નવા આવેલા મહેમાન તમે જોયા છે?'

'ના, કોણુ છે?'

'નાગર છે, શુદ્ધ નાગર છે, અને નાગરને ત્યાં ઉતર્યા છે,' હસતાં હસતાં પદ્મનાભે કહ્યું.

'હોય તેમાં નવું શું?'

'નવું એ જ કે ઠાકરડાઓએ નાગરોની મહેમાનગીરીઓ આદરી અને નાગરો—એવા ભોળા ન હોવા જોઇએ છતાં—ભોળા છે કે ઉંડી તપાસ કર્યા વિના અજાણ્યાને ઘરનો ગણી ભર્યા ભાદર્યા ઘરમાં ઘરના માણુસની જેમ હરતો ફરતો કરી દે છે.'

'છે કૈં નવા જુની?'

'હા છે જ. પણુ એમાં કંઇ કારણુ નથી જડતું કે ઠાકરડા આટલી હદે શા માટે જાય!'

'કેમ?'

'વિશ્વનાથની કન્યા રંભાને ઉડાવી જવાના કારણે એ ભયંકર તરકીબ રચાઇ હોય એમ લાગે છે.'

'તો પછી બધો ભેદ તમે ખુલ્લો કેમ નથી કરતા?'

'મને હજુ શંકા છે કે વખતે મારી ધારણુા ખોટી પડે તો નાગરો મને દ્વેષભાવથી જોતા થાય. હજુ પાકી ખાત્રી પછી હું સર્વ

વ્યવસ્થા કરીશ. રત્નસિંહ એ કામને લાયક મને લાગે છે અને જરૂર એ કામ તે પાર પાડશે એમ તેની બુદ્ધિ ચકાસતાં મને સમજાયું છે.'

'એવાં કામમાં કારણ શોધવા બેસીએ તો કૈં મેળ ન ખાય. કન્યા ગયા પછી કારણ જડે તે શા કામનું?'

'ના એવું નજ બને. છતાં એમાં કાંઇ ગૂઢ કારણ સંતાએલું છે. અને તે મને તો કેશવનું લાગે છે. કેશવ હવે આપણા ગામનો થોડા દિવસનો મહેમાન છે. એમ મળતા સમાચાર ઉપરથી જણાય છે. છતાં આજ રાત્રે તેની ખબર.'

'કેમ, આજે તેનું શું છે?'

'મારી ટોળીનો એ કેશવ ફૂટયો છે. ત્રણ કારણે ધનલોભ, સ્ત્રીલોભ અને અસૂયા.'

'એ બધું શી રીતે મેળવશે?'

'મને ઠાકરડાઓને સોંપી ધન મેળવશે. કેટલું ખબર છે! બાર માસની લૂંટ! નવા નાગર મહેમાન પોતાના મિજમાનની કન્યા ઉઠાવી કેશવને સોંપશે અને કેશવ ગામ છોડી દૂરદૂરનાં ગામમાં જઇ મેળવેલાં ધન અને સ્ત્રી વડે પોતાનો નવો સંસાર સજશે.'

'કેશવ તો વડ નગરો નાગર છે.'

'રૂપઘેલો માનવી નાતજાતનાં બંધનો સ્વીકારે ખરો કે?'

'ત્યારે કેશવની શી કસોટી કરી તમે તેને લીધેલો?'

'મેં લીધો એજ સારૂં કર્યું છે કે તે ફાવટમાં નથી. બીજા કોઇને સોંપાયો હોત તો હાથમાં ન રહેત એટલુંજ નહિ પણ વધુ પ્રપંચો આપણી અજ્ઞાનતામાં રમી જાત.'

'એ પણ સાચું. આજ રાત્રે એની શું ખબર?'

'પીળા ફૂલનો ભેદ એ જાણે છે અને આપણી ગુપ્ત હકીકતો તેણે સામા પક્ષને પહોંચાડી દીધી છે. મેં તેને પીળા ફૂલનો ભેદ મધ્ય રાત્રિ સુધીમાં મને આવી કહેવાનું જણાવ્યું છે. અને જો તેમ નહીં થાય તો આવતી કાલે ગામના ન્યાય પંચે તેનો ન્યાય કરવાની દરખાસ્ત હું રજુ કરીશ.'

'પદ્મભાઇ! આપણી કંઇ ભૂલ તો નથી થતીને કે જે કારણે કુંદનનું ઘર લુંટાઇ જાય?' શંકા દર્શાવતાં ગાંગજીભાઇએ કહ્યું.

'નહિ એક પણ ભૂલ થવા સંભવ નથી. કુંદનના ઘરને ફરતી છેવટની ચોકી મારી છે.'

'શું કહો છો?' હર્ષમાં આવી જઇ ગાંગજીએ કહ્યું: 'તમે પણ અજબ છો પદ્મભાઇ!'

'એમાં અજબ શાનો?'

'હું પણ આજે તો તમારી બહાદુરી નજરે જોવા આવું. જ્યોતિષનો ધંધો કરનાર બુદ્ધિના યુદ્ધમાં જેવા દાવ ખેલે છે તેવા હાથોહાથની લડાઇ વખતે બચાવના દાવ ખેલે છે કે નહિ?'

'ના, એ નહિ બને. હું એટલી ગુપ્ત રીતે ચોકી કરવા માગું છું કે હું બચાવ કરૂં છું એ હકીકત સામાવાળાને નિષ્ફળતા મળ્યા કરશે છતાં સમજાશે નહિ, તમે આવશો તો આપણે બન્ને જાહેર થઇ જઇશું.'

'ભલે, તો એમ રાખો, પણ આવી તકરારોનો અંત જલ્દી આવી જાય એમ કરવું જોઇએ.'

'એ તો થશેજ.'

પૂજારી સમાચાર કહી પાછો આવ્યો. ગાંગજીભાઇએ રજા લીધી. દૂરદૂર શિયાળવાના રડવાના અવાજ આવ્યા. રાત્રિનો પ્રથમ પહોર પૂરો થયો હતો. ચપળતાથી પદ્મનાભ ઉભો થયો. કોઇના આવવાની રાહ જોતો હોય તેમ પીઠપર અદબ વાળી ગૌરવભરી ચાલે તેણે મંદિરના સભામંડપમાં આંટા મારવા શરૂ કર્યા. પૂજારીએ તે જોયું. અને ઘણા દિવસના પરિચયથી જાણીતા થએલા એ અદ્ભુત પુરુષે પોતાની ઓરડી તરફ ચાલવા માંડયું.

થોડીકવારે મોઢે બુકાની બાંધી એક ઠીંગણો માણસ મંદિરમાં દાખલ થયો. પદ્મનાભે તેના મ્હોં તરફ નીચા નમી કાન ધર્યો. આવનાર પુરુષે તેના કાનમાં એક શબ્દ કહ્યો અને આવ્યો હતો તે રીતે કોઇ પણ બાજુએ જોયા સિવાય ચાલ્યો ગયો.

પદ્મનાભે નીરાંતે આસન ઉપર લંબાવ્યું.

---

# પ્રકરણ ૫ મું

## અભિસાર

( સોરઠો )

**પ્રણયી જીવનનો સ્નેહ અભિસારથી દીપતો;**
**મૃદુ હૈયાને છેહ, કેશવ તેં શાને દીધો!**

'રાત્રિનો પ્રથમ પહોર તો આમ પૂરો થયો પણ હજુ એમનાં દર્શન થયાં નહિ.' દૂર શિયાળવાં રડતાં સાંભળી અલકાએ મનને કહ્યું. આમ્રવૃક્ષોની ઘટામાં રાત્રિએ આવવું અલકાને મન દુષ્કર થઇ પડયું હતું. પણ પ્રણયી કેશવનો સંદેશો હતો એટલે બીક, સભ્યતા, અને વ્યવહારનિપુણતાને પણ બાજુએ મૂકી તે રાત્રિએ પ્રથમ પહોર સમાપ્ત થયા પહેલાં ગામની ઉત્તરે આવેલા આંબાવાડિયામાં આવી ઉભી હતી.

'કેટલું સુંદર નામ? 'કેશવ.' અને હૃદય, જાણે વિકસેલ ગુલાબનું ફૂલ. આવો પ્રેમી પતિ તરીકે સ્વીકારી લઉં તેમાં ગ્રામામાસીને શા માટે ઓછું આવતું હશે? નથી તેનામાં એકે ખોડ, નથી તેનામાં રૂપ રંગની ખામી. માંડ વીસ વર્ષના યુવાનને મારૂં હૃદય અર્પણ કરી હું તેની હૃદયેશ્વરી બનું તેમાં બીજાઓ શા માટે આડે આવતા હશે?' અલકાનું હૃદયમંથન આગળ વધતું હતું.

'પદ્મનાભે આજે ગામને એક મથાળે લાવી મૂકયું છે. તેની ટોળીમાં મારો કેશવ કેટલો મહત્વનો અને આદર્શ પાઠ ભજવે છે? તેના વિના પદ્મનાભને ઘડી પણ ચાલતું નથી. જાણે પાર્થનો સારથી કૃષ્ણ! કેશવ, કેશવ, મુજ હૈયાના આધાર, પ્રણયના સ્વામી અને જીવનના નાથ, તારે માટે હજારો જન્મનું તપ પણ ઓછું પડે ત્યાં તું મને પ્રથમ જન્મેજ પ્રાપ્ત થયો.' આંબાવાડિયામાં સહેજ ખડખડાટ થયો અને તેણે મનને પૂછ્યું 'આવ્યા?' દૂરથી કોઇનાં પગલાં સંભળાયાં 'કોણ હશે એ?' અંધારી રાતે કોઇ દેખાતું ન હતું. પગલાં

તદ્દન નજીક આવ્યાં. તે દિશામાંથી એકાએક અવાજ આવ્યો. 'અલકા! આવી પહોંચ્યો છું.' નજીક આવેલા કેશવને અલકા ભેટી પડી.

'વહાલા! આટલી બધી વાર?'

'કેમ બહુ વાર થઇ?'

'અરે શું! હું તો વાટ જોતી થાકી નિરાશ થઇ ગઇ. ત્યારે પગલાં સાંભળ્યાં.' કેશવને લપેટાતી અલકા બોલી.

'અલકા! આજે તો બહુજ ધમાલમાં હતો, સારૂં થયું કે તને બોલાવેલી એ યાદ આવ્યું. નહિ તો લીલા બાગમાંથી સીધો પશ્ચિમના બાગે પહોંચી ગયો હોત.'

'એટલો મારો શું વાંક હતો?' વહાલથી અલકાએ પૂછ્યું. તેનું લલાટ ઉંચું કરી મૃદુતાથી કપોલપર હસ્ત ફેરવતાં કેશવ બોલ્યો.

'ઠાકરડાઓ તે બે બાગમાં મસલત કરનાર છે. તેની ગુપ્ત બાતમી મેળવી લાવવાનું પદ્મનાભે મને સોંપ્યું છે.' કેશવે અર્ધ સત્ય ઉચ્ચાર્યું. અને અલકાને ગાઢ આશ્લેષ દીધો.

'મૂઆ ઠાકરડાઓ; આમ ભાગી અને ક્યાંથી મસલતો કરવા ભેળા થાય છે. કેટલા પ્રયત્નોએ આમ મળીએ ત્યાં તેમની કંઇક તો આડખીલી હોયજ.' કેશવને ખભે લટકી રહીને અલકાએ કહ્યું.

'ગામને ખાતર, પ્રેમનો પણ ભોગ આપવો પડે. અલકા!'

'જરૂર પડે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છું, પણ આમ વારે ઘડીએ મહા મહેનતે થતા મેળાપમાં વિઘ્ન આવે, તે મને નથી ગમતું.' કહી અલકાએ કેશવને ગાઢ આશ્લેષ દીધો.

'અલકા! તેથી પણ મારી કામગીરી પૂરી થતી નથી.' તેને પટાવતાં કેશવ બોલ્યો.

'વળી શું બાકી છે?'

'પેલા વિશ્વનાથને ત્યાં મહેમાન આવ્યા છે. તે ક્યારે જવાના છે, તેની પણ મારે તપાસ રાખવાની છે.'

'એમાં તે શું, એ તો મને ખબર છે. મારા માસાને આજે જ તેમણે કહ્યું હતું કે, હજુ ઓછામાં ઓછા દશ દિવસ તો થશે જ,' અલકાએ વાત કહી સંભળાવી.

'પણ એ તો અમારી ધારણાથી અવળું થયું ગણાય.' કેશવે બાજી હાથ કરવા પાસો ફેંક્યો.

'કેમ ?'

'પદ્મભાઇની ગણત્રી મુજબ તો તે આજે જ રવાના થાય તો ઠાકરડાઓ સાથે સુલેહ જલદી થાય તેવા યોગ છે.'

'એમ કે ?'

'હા, વળી મારી પાસે બીજી પણ બાતમી છે કે જો તે આજે જ અને અત્યારે જ ચાલ્યા જાય તો આપણાં લગ્નનો યોગ જલ્દી થાય એમ છે.'

'એ શા ઉપરથી કહો છો ?'

'હું જો વિશ્વનાથના મહેમાનને આજે જ મોકલી દેવામાં સફળ થાઉં તો પદ્મનાભે તારા માસાને મનાવી આપણાં લગ્ન કરી દેવડાવવાનું માથે લીધું છે.' કેશવે જાળ પાથરી દીધી.

'શું કહો છો ?'

'મારા સમ, અલકા ! મને તો હવે સ્વર્ગ એ આંગળ જ દૂર ભાસે છે.' અલકાને વધારે લલચાવવા કેશવે કહ્યું.

'પણ એ મહેમાન આજે જાય કેમ ?' વિચાર કરતી અલકા બોલી.

'ઉપાય મારી પાસે છે, પણ તેનો અમલ કરવો તારે હાથ છે.'

'શું ?'

'કેશવ નામે એક વિસનગરનો બ્રાહ્મણ તે મહેમાનનો ખાસ મિત્ર છે. તું જો તે મહેમાનને અત્યારે જઇ એમ કહે કે, 'આજે રાત્રે બીજો પહોર પૂરો થતાં પહેલાં વિસનગરનો કેશવ તમને તેના કારણે બોલાવે છે. તો બધું કામ પતી જાય.' કેશવે અલકાને ચાવી આપી.'

'પણ એમ કરવાથી કાંઇ વિઘ્ન તો નહિ આવી પડે ને ?' અલકાએ ગભરાતાં કહ્યું.

'ના, પણ તારે આ વાત તેને ખાનગીમાં કહેવી. તારી ઉત્તર તરફની બારી અને તેની મુકામની મેડીની બારી અડીઅડીને છે. તેને જગાડી અત્યારે જ તું એટલું કરી શકે તેમ છે.' કેશવે રસ્તો બતાવ્યો.

'તે તમે શી રીતે જાણ્યું?' આશ્ચર્ય પામતાં અલકા બોલી.

'મારૂં કામજ એવું શોધી કાઢવાનું છે.' હસતાં હસતાં કેશવે કહ્યું.

'તમારી આ યોજનામાં ગામને કાંઇ ધક્કો પહોંચે તેમ નથી ને?'

'જરાપણ પણ નહિ, પદ્મભાઇએ ઘડી કાઢેલી યોજના છે.' ધૂર્ત કેશવે કહ્યું.

'પછી આપણાં લગ્ન કરાવી આપવાનું પદ્મનાભે માથે લીધું છે?' અલકાએ મૂળ વાત પકડી.

'હા, માથે લીધું છે એટલુંજ નહિ પણ વચન આપ્યું છે.' કેશવે અલકાને વિશેષ દાબી.

'તો અત્યારે જ એ કામ પાર પાડી દઉં.' અલકાએ એક હાથ છૂટો કરી ચપટી વગાડવાનો ચાળો કર્યો.

'પણ સંદેશો કહેવામાં કુશળતા વાપરવાની જરૂર છે. જે શબ્દો હું કહું એજ તારે કહેવાના છે, ભૂલ ન થાય.' કેશવે તાકીદ આપતાં કહ્યું.

'ફરીથી કહો જોઉં?'

'આજે રાત્રે બીજો પહોર પૂરો થતાં પહેલાં વિસનગરનો કેશવ તમને તેના કારણે બોલાવે છે.' 'તેના કારણે' શબ્દો પર ભાર દઇ કેશવે અલકાના ખભે હાથ દીધો.

'બરાબર યાદ રહ્યું.' અલકા એ શબ્દોને પી ગઇ.

'જો કામ પાર પડે તોજ આપણાં લગ્નનું પતે એમ છે.' અલકાને ચીમકી આપતાં કેશવે કહ્યું.

'મીન મેખનો ફેર ન પડે, ગામને કારણે તમે આટઆટલું સહન કરો અને અમારાથી એક સંદેશો પણ ન પહોંચાડી શકાય?' કહી અલકાએ ગર્વથી ડોક ટટ્ટાર કરી.

'ગામના કામમાંજ આપણું કલ્યાણ છે, અલકા!' અલકાને ફોસલાવતાં કેશવ બોલ્યો.

'તમે સાચવજો ઠાકરડાઓમાં ફરતાં કોઇ ઇજા ન કરી બેસે તે.' અલકાએ કેશવને તેની પોતાની સંભાળ રાખવા કહ્યું.

'મને તો અલકા કંઇજ થનાર નથી.' ગર્વમાં કેશવે કહ્યું.

'આ નિરવ રાત્રિ અને શૂન્ય પ્રકાશમાં માનવીએ માનવી અચાનક ભેટી પડતાં ભયની આશંકા જાગી ઉઠે અને તેમાં અવિચારી કૃત્ય થઇ જાય એ સંભવિત છે.' અલકાએ શંકા દર્શાવી.

'અલકા! નિઃશંક રહે. એક બાજુ ઠાકરડાઓનું ઝુંડ અને બીજી બાજુ પદ્મનાભની ચોકી, કોણ ચઢે તે તને ખબર છે?'

'કેમ નહિ? કોણ નથી જાણતું કે પદ્મનાભની અચૂક દૃષ્ટિ આગળ વિશેષ વિચારવાનું હોતુંજ નથી?' અલકાએ ખાત્રી દર્શાવી.

'તો જલ્દી કર, હું પણ પશ્ચિમના બાગે જઇ આવું.' કહી અલકાને ગાઢ આશ્લેષ સાથે કપોળ પર ચુંબનોની ઝડી વરસાવી કેશવે તેને છૂટી કરી. પ્રણયમસ્ત અલકા પ્રણયીનું સોંપેલું કાર્ય પાર પાડવાના ઉત્સાહમાં ઘર તરફ ઝડપથી ચાલી નીકળી. રાત્રિનો ભય તેને ડરાવતો નહતો. નિરવતા તેને અસર કરતી ન હતી. તે બીચારીને શું ખબર કે તેની બેસવાની ડાળ કેશવ તેના પોતાના હાથે કપાવી રહ્યો હતો! પ્રિયતમના કાવત્રાથી અનભિજ્ઞ અલકા! તું તારૂં સુખ દરિયામાં ડુબાડવા જાય છે કે શું?'

અને કેશવ! 'પ્રિયતમા' કહી તેને દગો દેવા માટે ભયંકર કાવત્રું રચી ગામ અને નેતાનો વિશ્વાસ ભંગ કરવાના પંથે પળતાં કેમ ન અચકાયો?

---

## પ્રકરણ ૬ ઠું

## રાત્રિના મહેમાનો

(સોરઠો)

જેવા જગના લોક, તેવા થઇ રહેવું પડે;
કાગ કલંધર હોય, કોયલ તેને છેતરે.

**રાત્રિનો** બીજો પ્રહર પુરો થવાની તૈયારી હતી. ગીરધર પોતાના માણુસો સાથે વાલખિલ્યેશ્વર આગળ આવી બેઠો હતો. નેમીનાથ આગળ ગંભીરમલે પોતાની ચોકી શરૂ કરી દીધી હતી. ટોડાપોળને નાકે રણુવીર અધીરાઇથી ફેરા ખાઇ રહ્યો હતો. લક્ષ્મીનારાયણના મંદિરમાં પદ્મનાભ સામંતની રાહ જોતો બહાર જવાની તૈયારી કરી બેસી રહ્યો હતો. ત્યારે અતલેશ્વરમાં સામંત, રત્નસિંહ અને શવજી માંહોમાંહે વાર્તા કરી રહ્યા હતા. શીળો તાપ મંદિરના આગળના ભાગને અજવાળાથી ભરી દેતો હતો. સામંત બોલતો હતો.

'ધનના ઢગલા ઉપર બેઠેલો સાપ એમ સપડાયો. અને કુકા મહેતાને બધો વહીવટ સોંપી તેને પોતાના મૃત્યુનો રસ્તો શોધી લેવો પડયો.'

'હવે બંધ કરને એ લવારો, રત્નસિંહને સાંભળવાના અને સમજવાના ઘણા અવસર આવશે. આજ અણીના વખતે આવી વાતોથી જાહેરાત શું કરે છે?' શવજીએ કહ્યું.

"બરાબર છે. હવે એ વાત બંધ કરો, મધરાત થવા આવી અને પદ્મભાઇની ધારણા કંઇ ખોટી ન હોય." રત્નસિંહે વસ્તુસ્થિતિ સમજાવતાં કહ્યું. બાજુમાં બાંધેલી ઘોડીએ હણુહણાટ કર્યો. રત્નસિંહ ઉઠી તેની તરફ ગયો. ઘોડીને કોઇની વાસ આવતી હોય તેમ વરંડા તરફ મોં ઉંચું કરીને હણુહણાટ કર્યા કરતી હતી. રત્નસિંહ કંઇક સમજયો. પાછો આવી તાપણી આગળ આવી બેઠો. થોડીકવાર કોઇ બોલ્યું નહિ. ઘોડીનો એકધારો હણુહણાટ ચાલુ રહ્યો. આખરે સામંતથી ન રહેવાયું. તે ઉઠયો અને અમસ્તું આડું કરેલું દરવાજાનું

બારણું ઉઘાડી બહાર નીકળ્યો. ત્યાં સામેથી ચાર માણસો ખભે નાના રૂમાલ નાખી આવતા સામા મળ્યા.

'ક્યાંથી આવો છો ભાઇ?' સામંતે પૂછ્યું.

'ત્રિભગથી.' આવનારમાંથી એકે જવાબ આપ્યો. અંદર ઘોડીએ હણહણાટ બંધ કર્યો.

'અત્યારે ભાગી રાતના કેમ?'

'જરૂરી કામે. શું કરીએ ભાઇ? પીડા કાંઇ ઓછી છે? પણ અત્યારે હવે ગામમાં જઇ ક્યાં ઘર ઉઘડાવીશું એમ ધારી તમને બોલતા સાંભળી અમે અહીંઆં આવ્યા. તમારી જેમ અમે પણ રાત અહીં કાઢીશું.' પેલાઓમાંના એકે કહ્યું અને બધા દરવાજા આગળ આવી ઉભા.

'હા, આવો ભાઇ! તમે પણ ઠીક અમારી મદદે આવ્યા. ત્રિભગથી આવો છો? જૂઓ ત્યારે, અમે ત્રણ છીએ ભેગા તમે ચાર મળી સાત થયા. હવે વાલમના નાકામાંથી નાસનાર નાસશે શી રીતે? ભાઇ તમે અમને મદદ કરશો?' સામંતે મત પૂછ્યો.

'શાની મદદ?' આવનારમાંના એકે પૂછ્યું. તેણે પોતાના સાથી તરફ અંધારામાં પણ જોઇ લીધું.

'આજે અમારા ગામમાં ચોરી થવાની છે અને ચોર લોકો આ પોળથી ત્રિભગ તરફ મધરાત પછી નાસશે એવી અમને ખબર મળી છે.'

'એમ? જરૂર અમે મદદ કરીશું.' આવનારમાંથી બે ઉત્સાહથી બોલી ઉઠ્યા.

'ચાલો ત્યારે' નવીન આગંતુકોમાંના બે જણાએ એકબીજાના હાથના આંગળાં દબાવી સંકેતથી જાણે કહી દીધું કે 'હવે ફાવ્યા આપણે.' સામંતે ભોળાભાવે બધાંને તાપણી તરફ દોર્યા. રત્નસિંહ બાકી રહેલું છેલ્લું લાકડું અગ્નિમાં નાખી રહ્યો હતો તેણે આવનારાઓને આવકાર આપ્યો અને સામંતની વાતની જાણે પૂર્તિ કરતો હોય તેમ બોલ્યો-

"તમે પણ ક્યાં મોતમાં ઓરાવાને આવ્યા ? અમારાં એકલાનાં કમનસિબ અમે નિભાવી લેત, ભાઇ! તમે ક્યાં ધીંગાણે સામેલ થવા અચાનક આવી પુગ્યા ?'

'શું કરીએ એ તો જેવા લેખ લખેલા,' આવનારમાંના ઉંચા જણાતા એક ભાઇએ કહ્યું. 'તમારી તેવી અમારી વલે.'

'હા, એ તો છેજ ને!' શવજી કંઇક યુક્તિ શોધતાં બોલ્યો.

'અરે! રત્નસિંહ તમે પણ કેવા માણસ છો? આ તાપણું પતી ગયું છતાં વાળુ કરવાનો વિચાર સરખો કરતા નથી. પછી અંધારે શું કરશો ?'

'કંઇ નહિ હવે રહેવા દોને ભાઇ! આ ભાગી રાતના વાળુને શું કરવું છે? વાત પકડવા મથતાં રત્નસિંહે કહ્યું. તેને વહેમ રહેતો હતો કે કાચું તો કપાઇ જતું નથી ને ?'

'એમ તે ચાલે? કેટલા દિવસનો થાક હશે? કોણ જાણે ક્યારેય ખાધું હશે. વળી હમણાં તો દોડાદોડીમાં ઉતરવાનો પ્રસંગ આવી લાગશે ત્યાંસુધીમાં થોડુક પેટભેગું કરી લો. ઠીક કામ આપશે.' સામંતે સમજાવતાં કહ્યું.

'વિચાર તો નથી છતાં ચાલો આ તાપણું રજા માગે છે. ક્યાં બેસીશું ?'

'ક્યાં શું? અરે મહારાજની ઓરડીમાં તમારી થાળી છે, ત્યાં. લાવો હું દીવો કરી દઉં. કહી શવજી ઉઠયો. ઓરડી ઉઘાડી, કોડીઉં લઇ આવ્યો. રજા લેતા, અગ્નિમાં ચકું તરણું મૂકી સળગાવી તે વડે દીવો પ્રગટાવ્યો અને રત્નસિંહનો હાથ ઝાલી દબાવી ખેંચ્યો 'ચાલો હવે દીવાને અજવાળે તમારૂં પતાવી લો.'

'અરે! હું એકલો? મહેમાનોને મૂકી મનેજ જમાડવામાં તમારી ગૃહસ્થાઇ સમાઇ છે ?'

'અરે! હા, ચાલો ભાઇઓ તમે પણ ભુખ્યા થયા હશો. થોડોક નાસ્તો કરી લો.' સામંતે આગ્રહ કરતાં નવા આવનારાઓને કહ્યું.

'નારે, અમારે તો અત્યારે કંઇ ન જોઇએ. સાંજનું વાળુ કરે અમને ઝાઝો વખત થયો નથી.' પેલા ઉંચા માણસે ખુલાસો કર્યો.

'અરે ! તો પછી હું ખાવા માટે જ નથી સરજાયો કે વેળાકવેળાએ પણ બેસી જાઉં. શવજીભાઇ ! દિવાને રજા આપી દો. થાળી ભલે ઠરી જાય. જે જેનું નસીબ.' રત્નસિંહે મર્મની વાત સમજતાં કહ્યું.

'અરે એવું કેમ કરો છો ? શું અમારા સ્વાગતમાં કાંઇ ખામી છે કે આમ ભૂખે પેટે રાત કાઢવાનો નિશ્ચય ઉતાવળે કરી બેસો છો ?' સામંતે વીનવતાં કહ્યું.

'નારે સામંત ! એમાં સ્વાગતનો સવાલ નથી. સોબતીઓ સાથે બેસી ભોજન લેવામાં હું ટેવાએલો છું. છેલ્લાં છ વરસમાં એક પણ દિવસ એવો નથી ગયો કે મેં એકલાએ બેસી ભોજન કર્યું હોય, માટે એકલા બેસી જમવું મને રૂચશે નહિ.' સ્પષ્ટ બનતાં રત્નસિંહ બોલ્યો.

'તો ભલા માણસ એમ ચોખવટ કરો ને, ચાલો અમે બધા તમારી જોડે બેસીએ છીએ પછી છે કંઇ ?' સામંતે કહ્યું અને પેલા નવા આવનારાઓ તરફ જોયું. તે બધા કોઇ મુંઝવણ અનુભવતા હોય એમ લાગ્યું.

'ના, ભાઇ ના. મારે એ ન જોઇએ. મારી થાળી સરખે ભાગે વહેંચી લેવા તૈયાર હો તો મારે જમવું છે. બાકી મારો વિચાર નથી, નથી ને નથી.'

'તો પછી ખાઓ અગર ન ખાઓ સરખું જ છે. તમારો ભાગ શું રહેશે ?' શવજીએ વાતમાં વાસ્તવિકતા ઉભી કરી.

'હા ખરૂં છે. તમે તો ભૂખ્યાને ભૂખ્યા જ રહેવાના. માટે ભાઇ ! સીધી રીતે જમી લોને !' નવીનમાંથી એકે આગ્રહ કરતાં કહ્યું.

'ના, એમ તો મારે જમવું જ નથી.'

'હશે, ચાલો ભાઇઓ આપણે એ ભૂખ્યા મહેમાનનું માન જાળવીએ.' કહી રત્નસિંહ તરફ જોઇ તેણે કહ્યું. 'પછી ભૂખ લાગે ત્યારે કોઇને નિંદશો નહિ.'

પેલો ઉંચો માણસ ઉઠવામાં આનાકાની કરતો હોય એમ લાગ્યું. શવજી દીવાને અંદર લઇ ગયો. સામંતે પેલાઓને ઉઠાડયા. કચવાતે મને પેલો પુરુષ ઉઠયો અને સર્વે ઓરડીમાં દાખલ થયા. વાતાવરણ એટલું બધું વાસ્તવિક હતું કે પેલાઓને ઉત્પન્ન થતો શક જડ મૂળમાંથી ભૂંસાઇ જતો હતો. એક રાતે નવા આવનારાઓને નીરાંત હતી. સામંત, શવજી અને રત્નસિંહ વાલમમાંથી ત્રિભગ તરફ જનારાઓને પકડવા બેઠા હતા. એ વસ્તુ સત્ય નીવડી હતી. અને એ સરળતાના હર્ષમાં તેમને વધુ વિચાર કરવાનું મન થાય તેવું વહેમી વાતાવરણ અહીં હતું નહીં. હાજર રહેલાઓ સ્પષ્ટતાથી વાત કરતા હતા. અને મહેમાનની જેમ પોતાનું સ્વાગત કરતા હતા.

પવનની સામી બાજુએ દીવો ગોઠવી શવજીએ થાળી લાવી રત્નસિંહ આગળ મૂકી. પોતે બારણા નજીક ઉભો. સામંતે થાળીમાંની સુખડી લઇ દરેકને સરખે ભાગે વહેંચી દીધી. શવજીનો ભાગ આપતાં તેણે કહ્યું.

'હવે લેને તારો ભાગ. નહિતર રહી જશે. બારણા આગળ કયાં સુધી ઉભો રહીશ?'

સુખડી લઇ પાછા વળતાં એકાએક શવજીના હાથની ઝપટથી દીવો ઓલવાઇ ગયો. ઓલવાતા દીવાની જ્યોત દેખાતી બંધ થાય તે પહેલાં તો પેલાઓએ ઓરડીમાંથી બે જણને નાસી બહાર નીકળતા જોયા. બારણામાં ઉભેલો શવજી બારણાનું એક કમાડ બંધ કરી બીજાને બંધ કરવા સાંકળ ખેંચતો હતો. પેલાઓ સમજ્યા તે પહેલાં એટલું થઇ ગયું. પેલા ઉંચા આદમીએ ઝડપથી બંધ થતું કમાડ ઉભા થતાં પકડયું. પણ તેની ઉભા થવાની ગતિ અને કમાડની ગતિ એક દિશાની હોઇ, બંધ થએલા કમાડ અને બંધ થતા કમાડ વચ્ચે તેનું માથું આવી ભીંસાઇ ગયું. કમાડ બંધ થતું અટકી ગયું. પછી તો અંદરના ૭ હાથોએ બળ કરી કમાડ પાછું ખેંચી લેવા પ્રયત્ન કર્યો; પણ એકલા રત્નસિંહનું કાંડાબળ તેમના સમગ્ર બળને મુકાબલે ચઢી જાય તેમ

હતું. ત્યાં તો શવજી અને સામંત વધારે હતા. ચગદાએલું માથું, કમાડની ભીંસ ઓછી કરી સરળતાથી અંદર ધકેલી દઈ સામંતે કમાડ જોરથી ખેંચાવ્યું. બંધ થતા કમાડનો કચડાટ અવાજ થયો. તેજ ઘડીએ અંદરના ત્રણે જણના મ્હોંમાંથી "સુઉ......ઉ"નો સામટો અવાજ નીકળી ગયો.

'ગરમ ગરમ સુખડી ખાશો નહિ ભાઈ ઠંડી થવા દેજો.' આગળાં ચગદાતાં પેલાઓએ કરેલા અવાજને જુદા જ રૂપે બહાર લાવતાં સામંતે કહ્યું.

બહારથી સાંકળ દેવાઇ ગઇ.

'રત્નસિંહ! ચાલો મારી સાથે. શવજી તું અહીં બેસ. હું હમણાં આવ્યો.' કહી સામંતે રત્નસિંહને સાથે લીધો.

લક્ષ્મીનારાયણના બહારના ઓટલાપર પદ્મનાભ અધીરાઈથી સામંતની રાહ જોતો હતો, સામંતે આવી સમાચાર આપ્યા. "સારૂ" કહી પદ્મનાભે સામંતને પાછા જવા રજા આપી. રત્નસિંહને મંદિરમાં બેસવાનું સૂચવી પહેરેલાં સાદાં વસ્ત્રો સાથે તેણે ચોપાટીઆ તરફ ચાલવા માંડયું. રત્નસિંહ આભો બની ગયો. તેનાથી બોલાઈ ગયું.

'કંઇક તો સાથે રાખો?'

'મારે શસ્ત્રની જરૂર નથી.' કહી તેણે બે હાથ કોણીમાંથી ઉંચા કર્યા.

'મારી જરૂર પડશે?'

'જરાએ નહિ. હું થોડી વારમાં પાછો આવું છું.'

અંધારૂં અતિ ગાઢ થતું જતું હતું. સામેનું માણસ આવતું કળી શકાય એટલો પણ તારાઓનો ઉજાસ નહતો. ચોપાટીઆ નજીક જતાં ટોડા પોળ સામેથી અવાજ આવ્યો. 'કોણ?'

'ગુલાબ' કહી પદ્મનાભે ચાલવા માંડયું. કુંદનનું મકાન આવ્યું. બારણા આગળ ઘડીભર થોભી તેણે પાછળના ભાગ તરફ ચાલવા માંડયું. કોઇના પણ મકાન સાથે સંધાયા વિનાના એ મકાન ફરતે

ચારે બાજુ સહેલાઈથી ફરી શકાય તેમ હતું. પદ્મનાભે એક આંટો પૂરો કર્યો. પાછલા ભાગની મેડીમાં દીવો બળતો હતો. કુંદન અને તેની પત્ની જાગતાં હોય તેમ લાગ્યું. પતિ પત્નીની એકાંતિક વાતચીતથી વૃદ્ધોએ, વડીલોએ દૂર રહેવું જોઈએ એમ માનનાર પદ્મનાભથી ત્યાં ઊભા ન રહેવાયું. કારણ કે કુંદનની પત્ની બોલતી હતી.

'ન કહેવું હોય તો ભલે પણ આખરે તો તમારે મને મનાવવા વારો આવશે.' પદ્મનાભ પછીતથી ખસી ગયો અને ઉત્તર તરફ જ ભીંતને ટેકો દઈ થોડીક વાર વાત સાંભળવા ઉડતા મનને કાબુમાં રાખવા પ્રયત્ન કર્યો. વાર્તાલાપ આગળ વધતો જતો હતો. પદ્મનાભ કાને શબ્દો ન સંભળાય તેની ખાસ કાળજી રાખવાનો મનને આદેશ આપી રહ્યો હતો. ત્યાં બાજુમાં કોઈનો પગરવ સંભળાયો. 'કોણ હશે?' સાવધ બનતાં તેણે વિચાર્યું અને શરીર ન દેખાય તેમ સંતાઈ રહી તેણે બારણા તરફ જોયું.

એક પુરુષ આકૃતિ ધીમેથી બારણા સુધી આવી અટકી ગઈ.

'સામંત હશે? રત્નસિંહ હશે?' તેણે વિચાર્યું.

'ના, ના, તે અત્યારે હોય નહિ. સામંત આજ્ઞાધારી હતો. રત્નસિંહ અજાણ્યો હતો. તે બેમાંથી એકે આવી રીતે આવે નહિ. ત્યારે આ એકલું કોણ?'

અટકેલી આકૃતિ આગળ વધી. ધીમેથી તેણે બારણાની બહારની સાંકળ બંધ કરી અને અંધારામાં કંઈક શોધતી હોય તેમ દૃષ્ટિ રાખી પદ્મનાભ તરફ આગળ વધી. પદ્મનાભ વિશેષ સાવધ બન્યો. આવનાર સાવધાનીથી ચાલી રહ્યો હતો. બે ડગલાં દૂર અને પદ્મનાભે એ આકૃતિ ઓળખી. એક ડગલું આગળ વધી તેણે બન્ને હાથ પહોળા કરી આકૃતિને બાથ ભરતાં કહ્યું.

'કેમ, ભાઈ કેશવ! તું પીળા ફૂલનો ભેદ કહેવા અહીં મારી પાછળ આવ્યો છે કે શું?'

ધાર્યા કરતાં ઉલ્ટી પરિસ્થિતિ જોઇ કેશવ મુંઝાયો. તેણે ધાર્યું હતું પદ્મનાભને પૂરો કરવાનું, પણ પોતેજ બંધનમાં ભીડાયો હતો. જવાબ આપ્યા વિના તેણે છૂટવાનાં ફાંફાં માર્યાં. પણ પદ્મનાભના હાથ સાંકળ બની તેને વિશેષને વિશેષ જકડતા હતા.

'મૂકી દે,' વધારે ભીંસાતાં કેશવથી બોલી જવાયું.

'પદ્મભાઇ! મૂકી દો એને ભલે એ મારો મહેમાન બને.' પાછળથી અવાજ આવ્યો.

'કોણ, રત્નસિંહ? અહીં કયાંથી?' પદ્મનાભને આશ્ચર્ય થયું.

'આ તમારા મહેમાનની પાછળ' કહી રત્નસિંહે કેશવનો કબજો લીધો. આ અવાજોએ કુંદનને સાવધ કર્યો. પાછલી બારીમાંથી તેણે નીચે જોયું. બારણા આગળના ભાગમાંથી અવાજ આવતો હોય એમ લાગ્યું. ઝડપથી તે નીચે આવ્યો, બારણું ખોલવા તેણે બહુ પ્રયત્ન કર્યો પણ બહારથી બંધ બારણું ઉઘડયું નહિ. પદ્મનાભે તે જોયું અને બહારની સાંકળ ઉઘાડી કુંદનને બહાર લીધો.

'કોણ, ભાઇ? તમે અત્યારે?'

'હા, તારો મહેમાન થવા, કેશવ પણ સાથે છે. તેને માટે લાંબી મહેમાનગીરી જોઇશે. માટે જા, રણવીરની ચોકીમાંથી બે જણને અહીં બોલાવી લાવ અને તેને કહી દે કે નેમીનાથ અને વાલખિલ્યેશ્વરની ચોકી વેરી નાખવાનું ગંભીર અને ગીરધરને કહી ઘેર જઇ નીરાંતે ઉંઘે. અહીં કોઇએ આવવાની જરૂર નથી.' કુંદન ગયો. થોડી વારે તે બે માણસો સાથે પાછો આવ્યો. પદ્મનાભે કેશવની સુપરત તે બન્નેને કરી રત્નસિંહ સાથે તેમને અતળેશ્વરમાં મોકલ્યા. અતળેશ્વરમાં શિવજી અને સામંત તાપણું કરી નીરાંતે તાપતા હતા. ઓરડીમાં પુરાએલા મહેમાનો તરફનો કોઇ કોલાહલ સંભળાતો ન હતો. એકલા કેશવને સાચવવાનું કામ આ પાંચ જણ માટે હવે મુશ્કેલ નહતું. મંદિરના થાંભલા સાથે કેશવને બાંધી ચોકીદારો આખી રાત તાપણીએ તાપીને ગાળવાના ઇરાદાથી વાતોએ વળગ્યા. કુંદનને સુવાની રજા આપી પદ્મનાભે ઘર

તરફ ચાલવા માંડ્યું. મંદિર આગળ એક બુકાનીવાળો માણસ કંઇ સમાચાર કહેવા ઉભો હતો. પદ્મનાભે તેને નજીક બોલાવ્યો.

'શું ખબર છે?'

'પેલો નાગર મહેમાન તેના યજમાનની યુવાન કન્યા રંભાને બેભાન બનાવી મધ્ય રાત્રિએ ઉઠાવી ત્રિશલનગર તરફ ચાલતો થયો છે. કેશવ તેને આપણા સિમાડા સુધી મૂકી આવ્યો છે.'

'તેં તેને કેમ જવા દીધો સુંદર?' પદ્મનાભે જરા આવેશમાં આવી જઇ પૂછ્યું.

'સાથે આપણો કેશવ હતો માટે,' સુંદરે ખુલાસો કર્યો. તેનાથી વધુ ન બોલાયું.

'સારૂં. અત્યારે જ અતળેશ્વરમાં જઇ શિવજીને કહે કે રત્નસિંહ અને સામંતને મારી પાસે મોકલે, આ વાત કોઇને કહીશ નહિ.'

સુંદર ગયો. પદ્મનાભને પોતાની ગણત્રી ઉંધી વળતી જણાઇ. હજુ તો એ મહેમાન બીજા દસ દિવસ વધુ રોકાવાના સમાચાર ચોક્કસ બાતમીથી મળ્યા હતા. ત્યાં અચાનક આ શું? તેને એકદમ ખબર પડી. કેશવ વાલમ સાથેનો સંબંધ પતાવી વાલમથી જલ્દી છૂટો થવા માગતો હતો.

થોડીવારે સામંત અને રત્નસિંહ આવી પહોંચ્યા. પદ્મનાભે તેમને હકીકત કહી અને નાસનાર જો જીવતો પકડાય તો ઠીક નહીંતર છેવટે મરેલો પણ લાવવાનું કહી તેની પાછળ મોકલ્યો. દિવસ ઉગ્યા પહેલાં પત્તો ન લાગે તો જ્યાં દિવસ ઉગે ત્યાંથી પાછા વળવાનું તેણે તેમને સૂચન કર્યું.

અશાંત પદ્મનાભ ઘેરે જઇ પથારીમાં આળોટયો. પણ સવાર સુધી તેને ઉંઘ ન આવી. તેને એક બાજુથી મળેલો વિજય દગાખોર માણસ દગાથી હાર આપી, બીજી બાજુથી છીનવી લેતો હતો.

---

## પ્રકરણ ૭ મું

### ન્યાય સભા

(સોરઠો)

**આંધળીઆની આંખ, પંગુના ટેકા સમો;**
**ન્યાય તણો દેનાર, આ ભવ સુખે ભોગવે.**

સવારે તો ગામ આખામાં વાત ફેલાઇ ગઇ હતી કે, કુંદનના ઘર ઉપરની ઠાકરડાઓની નેમ પાર પડી ન હતી, કેશવે દગો દીધો હતો. મહેમાન બનેલો મીજમાની કન્યા ઉઠાવી ગયો હતો. અતળેશ્વરમાં કેશવ અને બીજા ચાર કેદ થએલા હતા.

સૂર્ય ઉગી સરખો થયો ત્યાં તો સામંત અને રત્નસિંહ નિરાશ મુખે પાછા આવ્યા. પદ્મનાભે તેમને મોંઢેથી સમાચાર સાંભળ્યા કે, આગળ નાસનારનો પત્તા ન હતો. પદ્મનાભ નિરાશ થયો.

ગઇ રાત્રે પકડાએલાઓને ન્યાયસભા સમક્ષ રજુ કરવાનું કામ હવે પદ્મનાભનું હતું. કારણ કે તેને સોંપાએલા વિભાગનું એ કાર્ય હતું. શવજીને બોલાવી તેણે ગાંગજીભાઇને ખબર આપી સભાને માટે અનુકૂળ વખત નક્કી કરવા જણાવ્યું. ગાંગજીભાઈએ માણસ મોકલી આઠે સભ્યોને તરત જ લક્ષ્મીનારાયણના મંદિરમાં મળવાનું જણાવી દીધું.

વિશાળ ચોગાનમાં નહિ જેવા ગામ લોકોની હાજરી જણાતી હતી. ખેતીની મોસમનો એ પ્રતાપ હતો. ચોગાનના એક ભાગ પર પથરાયલા પાથરણા ઉપર નવ સભ્યો આવીને બેઠા.

મંદિરમાં પકડાએલા ચારે ઠાકરડાઓ ત્રિભગના હતા. અને તેમને છોડાવી લઇ જવા સારૂ ત્રિભગના ઠાકરડાઓના દશેક આગેવાનો પણ પદ્મનાભને મળી ચૂકયા હતા. પદ્મનાભે તેમને ન્યાયસભા વખતે હાજર રહેવા કહેલું એટલે તે પણ સભા વખતે એક બાજુ ખૂણા પર આવી બેસી ગયા હતા.

ન્યાયાધિકારી નવે સભ્યો પૂર્વ તરફના મોંએ અર્ધ વર્તુલાકારે બેઠા હતા. વર્તુલના જમણા છેડે ઘેલાશા અને ડાબે છેડે પદ્મનાભ

હતા. વચ્ચે કુકા મહેતા અને તેમની એક બાજુ ગાંગજીભાઇ તથા બીજી બાજુ મોંઘાભાઇ હતા. ન્યાય તુલાના મેરૂ સમા કુકા મહેતા સંક્ષુબ્ધ છતાં સાવધ હોવાનો ડોળ કરી બેઠા હોય એમ જોનારને લાગ્યા વિના રહે તેમ ન હતું. આજની સભાનું પ્રમુખસ્થાન તેમનું હતું.

તે ઉપરાંત કેટલાક વૃદ્ધ પુરુષો સામે મોંઘે બેઠેલા હતા. વચ્ચે પ્રમાણમાં બહુ વિશાળ નહિ એટલી જગા રાખવામાં આવી હતી. કુકા મહેતાએ પદ્મનાભને પકડાએલા માણસોને હાજર કરવાની સૂચના કરી, તેનો અમલ દૂર ઉભેલા સામંતે કર્યો અને કેશવ તથા ત્રિભગવાસી ચાર ઠાકરડાઓને એકજ દોરડાથી બાંધીને દોરતો રત્નસિંહ હાજર થયો. સભ્યોએ ધ્યાનથી એ પાંચે બંદીવાનોને નિહાળ્યા. પદ્મનાભે સભા જોગું નિવેદન કર્યું.

'છેલ્લા બે દિવસથી મને મારા બાતમીદારો મારફત સમાચાર મળતા હતા તે મુજબ આપણી નવીન વ્યવસ્થા પદ્ધતિને કુંદનનું ઘર ફાડીને ઠોકર આપવાના હેતુએ ગઇ કાલે 'પીળા ફૂલ'વાળા બાગમાં ઠાકરડાઓની મંત્રણા–સભા મળનાર હતી. રોકેલા ખાસ માણસ મારફત સમાચાર મળ્યા કે સંકેત ચિહ્ન 'પીળું ફૂલ' બે બાગમાં હોવાથી લીલા બાગમાં મળનારી મંત્રણા–સભા બે ભાગે વહેંચાઇ ગઇ હતી. લીલા બાગની મંત્રણાને વિશેષ મહત્વ આપી મ્હેં અતળેશ્વરમાં ચોકી મુકી અને ત્રિભગથી મધ્ય રાત્રિ પછી થએલ સંકેત મુજબ આવતા માણસોને ત્યાં પકડાવી દીધા. પશ્ચિમ તરફથી આવનાર માણસો માટે ત્રણ ટોળી મેં ચોકીમાં મૂકેલી પણ તે બાગની મંત્રણામાં કેશવે મને છક્કડ આપી કુંદનનું ઘર ફાડવાની જવાબદારી વહોરી લીધેલી હોવાથી કેશવને પકડયા પછી મારે એ ચોકીઓ વીખેરી દેવી પડી. સામે ઉભેલા ચારે ઠાકરડા ત્રિભગના વતની છે. વાલમના ઠાકરડાઓએ જાતે આ વખતે સાહસ ખેડવામાં જોખમ જોયું લાગે છે, એટલે તેમણે આ ભાડૂતી કે શિકારસ્થી માણસો ઉભા કર્યા છે, તે માણસો તરફ ફક્ત દયા સિવાય બીજો ભાવ મને તો નથી આવતો. કેશવ

ફુટેલો છે. કુંદનના ઘરમાંથી તેની પત્નીને ઉઠાવી જવાના કાવત્રામાં એ સામેલ બન્યો હતો. કુંદનને અતળેશ્વરની ચોકી સોંપાઇ એ સમાચારે તેને હરખઘેલો કરેલો અને પોતે એકરોજ કુંદનના ઘરમાંથી તેની પત્નીને ઉઠાવી લાવશે એવી પશ્ચિમના બાગમાં તેણે બાંહેધરી આપી હતી. કુંદનના ઘર ઉપર હુમલો થવાના સમાચાર મળેલા એટલે મેં કુંદનને ચોકીમાંથી મુક્તિ આપી હતી. આ સમાચાર શિવચરણથી અજ્ઞાત રહેલા એટલે તે કેશવ જાણવા પામેલો નહિ. ગઇ કાલે સાંજેજ આપણા ગામમાં નવા આવેલા રાઠોડ રજપૂત રત્નસિંહે ગઇ રાતે સારૂં કામ કરી મને મદદ કરી છે. ત્રિભગથી આવનાર ચારે ઠાકરડાઓને તેમણે આગળથી યોજના ઘડી રાખી તેમાં સપડાવ્યા હતા, અને કોઇ જાતની હોહા વિના પૂજારીની ઓરડીમાં તેમને પૂરી દીધા હતા. તેમને પૂર્યા પછી સામંત અને રત્નસિંહ મારી પાસે આ મંદિરમાં આવ્યા. મેં રત્નસિંહને અહીં રાખી સામંતને રજા આપી કુંદનના ઘરનો રસ્તો લીધો. મારા ગયા પછી થોડીક વારે રણવીરની ચોકીનો સંકેત શબ્દ હું બોલ્યો તે પ્રમાણેજ બોલી કેશવ મારી વાંસે આવી લાગ્યો. તે સાવધ હતો છતાં અંધારાનો લાભ લઇ મેં તેને કુંદનના બારણા નજીક બાથમાં લીધો. પાછળથી રત્નસિંહ આવ્યા. કોલાહલ સાંભળી કુંદન નીચે આવ્યો. બીજા બે માણસો બોલાવી તેમની સાથે રત્નસિંહ અને કેશવને અતલેશ્વર મોકલી હું મંદિરમાં પાછો આવ્યો. ત્યારે મને સમાચાર મળ્યા કે કેશવે વિશ્વનાથ પંડયાની યુવાન કન્યા રંભાને બેભાન બનાવી ઉઠાવી જવામાં તેના નાગર–ખરી રીતે ઠાકરડા–મહેમાનને મદદ કરી હતી અને નદી સુધી તેમને વળાવી ગામમાં પાછો આવ્યો હતો. સામંત અને રત્નસિંહને મેં નાસનાર પુંઠે મોકલ્યા પણ સવાર સુધી કંઇ પત્તો ન લાગવાથી પાછા આવ્યા. ત્રિભગના કેદીઓને છોડાવવા તેમના ગામના માણસો આવેલા છે અને અહીં હાજર છે એટલે સભાએ તે બાબતનો નિકાલ કરવાની જરૂર છે.'

પદ્મનાભે બોલવું પૂરું કર્યું. દૂર બેઠેલા વૃદ્ધો પૈકી વિશ્વનાથ પંડયાની આંખમાંથી ડળક ડળક આંસુ ટપકતાં હતાં. તેને તેની પુત્રી રંભાનું આમ આંખમાં ધૂળ નાંખી કરાએલું હરણુ સાલતું હતું. કેશવ તરફ તેણે ઝેરભરી દૃષ્ટિ નાખી.

થોડીવારની શાન્તિ પછી કુકા મહેતા સર્વ સભ્યોને ઉદ્દેશી બોલ્યા. 'પદ્મભાઇના કહેવા ઉપરથી સમજાય છે કે વાલમના ઠાકરડાઓએ કુંદનના ઘરમાંથી ચોરી કરવાનો ત્રાગડો રચ્યો. તેમાં ભૂલથાપથી પડેલા બે ભાગ પૈકી એક ભાગની વતી કુંદનની બૈરીને ઉપાડી જવાની જવાબદારી કેશવે સ્વીકારી બીજા ભાગે તે કામ કરવા ભાડુતી માણસો રોકયા. પણ બન્ને પક્ષોનું કામ એકજ હતું. પદ્મનાભે કુંદનને ચોકીમાં રોકયો છે. એ બાતમી કેશવે ઠાકરડાઓને પૂરી પાડી ગામનો ગુન્હો કર્યો છે. ઠાકરડાઓ સાથે ભળી જઇ તેણે ગામને દગો દીધો છે. ગામની કન્યાનું હરણુ કરવામાં સહાયતા આપી તેણે ગામની આબરૂને હડહડતું અપમાન પહોંચાડયું છે. વળી ગઇ કાલે પદ્મનાભને ખોટી બાતમી આપી જુદે માર્ગે દોરવાનો પ્રયત્ન કરવાનુ અતલેશ્વર સમક્ષ તેણે મહાન પાતક કર્યું છે. તેણે વિશ્વાસનો ભંગ કર્યો છે. દુશ્મનોને સહાય કરી ગામને મહાન ઉપાધિમાં ઉતાર્યું છે. વળી પોતાને મળેલી અધૂરી બાતમી પૂર્ણ કરવા માટે તેણે શિવચરણ પૂજારીને ફોડયો છે. આ સર્વ આરોપો કેશવ ઉપર આવે છે. અને તે સર્વ પદ્મનાભે કરેલા નિવેદન ઉપરથી સાબિત થાય છે. તો આ ન્યાયસભાએ તેને યોગ્ય શિક્ષા કરવી જોઇએ.'

'કેશવનો આજનો ગુન્હો બહુ ભારે છે અને તેને યોગ્ય શિક્ષા થવીજ જોઇએ.' ઘેલાશાએ કહ્યું.

'કેશવ,' આડું જોઇ ઉભેલા કેશવે મોંઘજીભાઇ સામે જોયું. 'તેં આ ગુન્હો કર્યો છે એમ કબૂલે છે ?'

'હા, પદ્મનાભે કહેલું બધું સાચું છે. તમે મને સજા કરો. મારે સજા જોઇએ છે. એવી કપરી સજા જોઇએ છે કે ગામ સાથે નો મારો સંબંધ સદાનો તૂટે. 'કેશવ કહ્યું.'

'હા, ગામ સાથેનો સંબંધ તોડવામાં પણ તું સ્વાર્થ સાધવા માગે છે. રાત્રે ઉંઘતી રંભાને ગામ બહાર, હદ બહાર કાઢી તારે ત્યાં જઇ સુખે સંસાર ભોગવવો છે કેમ?' પદ્મનાભે ધડસ્ફોટ કરતાં કહ્યું. વિશ્વનાથ પંડયા પર જાણે વજ્ર પડયું. સભ્યો ચકિત થયા. કેશવનું મોં ચીલું થયું છતાં જવાબ તો આપ્યો જ.

'એ વાત ખોટી છે. રંભા માટેના કુવિચારો મેં સેવ્યાજ નથી. તમે મારા ઉપર ખોટું આળ મુકો છો.'

'તો રંભાને તું કયાં મોકલવા ચાહે છે? અને શા માટે તેનું હરણ કરાવ્યું?' ગાંગજીએ પૂછયું.

'તે મારી ખાનગી વિગત છે. હું અહીં તેની ચોખવટ કરવા નથી માગતો.'

'સારૂ તો કબૂલ તો કરે જ છે ને કે કુંદનની બૈરીને ઉઠાવી જવાની જવાબદારી તેં સ્વીકારેલી અને પાસે રહીને રંભાનું હરણ કરાવ્યું?' ઘેલાશાએ પૂછયું.

'હા, એ બન્ને કામની જવાબદારી મારી છે.'

'તો પછી કેશવ તો તેની નાત સાથેનો સંબંધ બંધ કરવાની નાગર ન્યાતે આજથી જ વ્યવસ્થા કરવી.' ગાંગજીએ કહ્યું.

'રંભાનો જ્યાં સુધી પત્તો ન લાગે ત્યાં સુધી કેશવને મારી દેખરેખ નીચે રાખવાની ન્યાયસભાએ મને રજા આપવી જોઇએ. અને રંભાનો પત્તો લાગ્યા પછી તેની હકીકત સાંભળી કેશવનો આખરી ન્યાય આ સભાએ કરવો. રંભાની શોધ માટે ગઇ રાત્રે મેં નક્કી કરેલા સામંત અને રત્નસિંહને આ સભાએ વિશેષ શોધ કરી રંભાને પાછી મેળવવાનું કાર્ય કરવાની સોંપણી કરવી. અને સભાએ આગળથી નક્કી કરેલા નિયમ મુજબ તે પાછળ થનારા ખર્ચની જવાબદારી વહોરી લેવી.' પદ્મનાભે કહ્યું.

'કેટલા દિવસ લાગશે. રત્નસિંહ?' ઘેલાશાએ ગણત્રી માગી.

'જો ઘોડી સાબદી રહે તો બહુબહુ તો ત્રણ દિવસ. ચોથા દિવસે તો પૃથ્વીના પડમાંથી પણ બાતમી લાવી ઉભો રહીશ.' રત્નસિંહે કહ્યું.

'શાબાશ વીર !' ગાંગજીએ કહ્યું 'હવે પેલા ઠાકરાઓનું. ક્યાં ગયા ત્રિભગના આગેવાન ઠાકરડા ?'

દૂર બેઠેલા દરેક માણસો ઉભા થઇ આગળ આવ્યા.

'તમારા માણસોએ કોઇ પણ કારણસર અમારા અંદરઅંદરના વેરમાં વચ્ચે ઉભા રહી વધારો કરવાનો પ્રયત્ન કરેલો છે. ગામમાંથી પારકી બેરી ઉઠાવી જવાની જવાબદારી વહોરી લીધેલી છે. એ હકીકત સાચી છે કે નહિ તેની ખાત્રી કરી તમે તેમને પૂછીને કરી લો' કુકા મહેતા બોલ્યા.

પેલા આગેવાનોએ બંદીવાનો તરફ જોયું. ચારે જણા નીચે મોંએ ઉભા હતા.

'તે લોકો કબૂલ કરે છે ને ?' ધેસાજી બોલ્યા.

'હા.'

'જુઓ ત્યારે,' ન્યાય કરવાનો વારો હવે ગાંગજીભાઇનો આવ્યો.

'આ ગામ સાથેનો તમારો આ વહેવાર શરમજનક છે તેની તો આ ગુન્હેગારોનાં મોઢાં સાક્ષી પૂરે છે. તેઓ પસ્તાતા હોય તેમ લાગે છે. એટલે હવે પછી વાલમના આ માંહેમાંહેના ઝગડામાં તમે અને તમારા ગામના સર્વ ઠાકરડા ભાગ નહિ લો એવી બાંહેધરી જો તમે આપતા હો તો આ માણસોને અમે કોઇ જાતની સજા વિના છોડી મૂકવા તૈયાર છીએ. કારણ કે તેઓ બીજાના ઉશ્કેર્યા આગળ થયા છે. મૂર્ખ છે.'

'હા, અમે અમારી જવાબદારીથી કહીએ છીએ કે હવે પછી આ ગામના અંદર અંદરના ઝગડામાં અમારા ગામનું કોઇ નહિ ઉતરે.' એક આગેવાન બોલ્યો.

'છતાં જો ઉતરશો તો વાલમની હદ સાથે જોડાએલી તમારી જમીનમાંથી વાવેલા બીજ જેટલું પણ તમે પાછું નહિ લઈ જઈ શકો. છે કબૂલ ?' મોંઘજીએ કહ્યું.

'હા, કબૂલ છે.' પેલાઓએ કહ્યું.

'બસ ત્યારે ઠાકરડાઓને મુક્ત કરો અને કેશવને પદ્મનાભને હવાલે સોંપો. રત્નસિંહ અને સામંતને હવે પછીથી રંભા જડતાં સુધીના થનાર ખર્ચની જવાબદારી આ સભા વહોરી લે છે.' કુકા મહેતાએ સભાનું કામ સમેટતાં કહ્યું.

નવે સભ્યો ઉભા થઇ ગયા. વૃદ્ધો ધીમે ધીમે ઉઠયા અને સભા વિખરાઇ ગઇ. કેશવને રાખવા માટે પદ્મનાભે લક્ષ્મીનારાયણ મંદિરની એક ઓરડી પસંદ કરી. અને વખતોવખત દેખરેખ રાખવાનું કામ શિવજીને સોંપ્યું. રત્નસિંહ પદ્મનાભની રજા લઇ સામંતને ત્યાં ગયો. મધ્યાહ્ન થવાને હવે થોડી વાર હતી.

---

## પ્રકરણ ૮ મું

## સામંતને ત્યાં

(સોરઠો)

શુરવીરો પૂજાય જે ઠાણે આફત અડે;
લડે, પડે શિર ઘાવ તો પણ પાછા નવ પડે.

જ્યારે સામંત રત્નસિંહને સાથે લઇ ઘરે આવ્યો ત્યારે તેને ત્યાં બેઠેલો ડાયરો ઉઠવાની તૈયારીમાં હતો. સામંતના વૃદ્ધ પિતા અને યુવાન ભાઇઓ ડાયરાને વિદાય આપવાની તૈયારીમાં હતા. ત્યાં અચાનક રત્નસિંહ સાથે સામંતનું આગમન થતાં ઉઠવાને તૈયાર થએલા રજપૂતો નીરાંત જીવે 'આવો, આવો' કહીને બેઠા.

રત્નસિંહે દરેકની સાથે વિધિવત્ 'રામરામ' કર્યા અને આખા ડાયરાને નમસ્કાર કરી સામંતની સાથે એક બાજુ બેસી ગયો. સામંતે

તેની ઓળખ આપી. સામંતે આપેલી ઓળખથી તો રત્નસિંહને બધાએ ઓળખ્યો પણ ડાયરાને રત્નસિંહ વિશે વિશેષ જાણવાનું મન હતું. કારણ પદ્મનાભની નજરે રત્નસિંહ મહત્વનો માણસ હતો. નવેસર કસુંબા ઘોળાવા માંડ્યા. કસુંબા પ્રેમીઓની આંખોની ફીકાશમાં પણ લાલસાની રતાશ ઝગી ઉઠી.

એક વૃદ્ધે રત્નસિંહને પ્રશ્ન કર્યો.

'અરઠુઠરના વતની છો ત્યારે અમારી નજરે તો આજે પહેલાજ પડો છો!'

'એ ગામ સાથે આપણો સંબંધ શો કે નવજવાનોને પણ આપણે ઓળખી શકીએ?' બીજાએ ટાપસી પૂરી.

'ના. ના એમ નથી. સત્તર વર્ષની ઉમરે, આજથી લગભગ છ વર્ષ પહેલાં તેમણે અરઠુઠર છોડી ઇડરની વહાર કરેલી. એટલે આપણે તેમને જોયા હોય છતાં ભૂલીજ જવાય ને!' સામંતે રત્નસિંહ પાસેથી જાણેલી હકીકત રજુ કરી.

'તે શા માટે વહાર કરેલી?' એક અવાજ આવ્યો. રત્નસિંહે નમ્ર છતાં મરદાનગીભર્યા અવાજે કહ્યું.

'ઇડરના રાવનારાયણ ઉપર ગુજરાતના અહમદશાહે ચઢાઇ કરી છે અને રાવનારાયણ ભીડમાં છે એવું મેં સીમમાં કામ કરતાં સાંભળ્યું ત્યારે નજીકમાં ચરતી ઘોડી પર વગર પલાણે સ્વાર થઇ માબાપની રજા લીધા વિના લડાઇનો રસ ચાખવા ઇડર તરફ ચાલી નીકળ્યો. તે વખતનો આજે પાછો આવું છું.'

'ઓ હો! એ તો બહુ કહેવાય, એવું તે રાવ સાથે તમારૂં શું સગપણ વહી જતું હતું કે આમ એકાએક નાઠા?' સામંતના બાપે પૂછ્યું. 'લડાઇ જોવાનો મને મૂળેથી જ શોખ હતો. ધીંગાણાનું નામ સાંભળી મારૂં લોહી ઉકળી આવતું. ગામમાં પણ ન્યાયની તકરાર કરવામાં હું પહેલો ઉભો રહેતો અને અન્યની તકરારમાં પણ આગેવાનીભર્યો ભાગ લેતો. મારા પિતાને હું એકનો એક બાળક હતો. મારૂ

શૂરાતન આપવાનો મુકાબલો મને મળી જાય તે પહેલાં તેમણે મને સંસારની નાગચૂડથી બાંધવાનો સંકલ્પ કર્યો. જે સાંજે એ હકીકત મેં જાણી તે રાત્રે મને ઊંઘ ન આવી. પિતાને સમજાવવાના પ્રયત્નો કરવાનો મનમાં સંકલ્પ કર્યો. પણ લાગ્યું કે તેમના હેતભર્યા શબ્દો આગળ મારી હઠ ઓગળી જશે. મારો સંકલ્પ ભુંસાઇ જશે. આખી રાત અનિદ્રામાં વીતાવી સવારે ખેતરે ગયો. ત્યાં ઇડરના યુદ્ધની વાત સાંભળી. ત્યારે વિચાર કરવાનો વખત ન હતો. પિતાની રજા મળવાના સંજોગો ન હતા. હૃદય કઠણ કરી ઇડરનો પંથ ઝાલ્યો. પાસે હથિયાર ન હતાં. પુરાં વસ્ત્રો ન હતાં. પણ તે બધું ઇડરમાંથી મળી આવ્યું. અને રાવનારાયણનો હું સાથી બન્યો.'

'તો પછી રાવની છાયા ત્યજી પાછા વતન ભણી કેમ ચાલ્યા આવ્યા ?'

'રાવ નારાયણની ઢીલપ સહન ન થાય તેવી હતી. તેમના દીર્ઘ-સૂત્રીપણાથી હું થાક્યો અને બીજેજ વરસે તેમની સેવા મેં ત્યજી. ત્યાંથી વર્ષ પૂર્વે નાગરોએ ત્યજેલા વડનગરમાં આવી પાંચ વર્ષ ગાળ્યાં. પણ ત્યાંનું વાતાવરણ નીરસ અને નિરૂત્સાહી હતું. પળે પળે ગામને યવનોનો ભય લાગતો હતો અને એ અકલ્પિત ભયમાં કેટલાં એ માણસો શોકાતુર અને સ્વાર્થઘેલાં થઇ ફરતાં હતાં. માનવતા ઓથાઇ ગઇ હોય એમ વડનગરને નિહાળતાં આપણને થાય એવું આજનું વડનગર બની ગયું છે. વાતાવરણમાં રસ લાવવા અને ઉત્સાહ પ્રગટાવવા મેં મારાથી બનતા પ્રયત્નો કર્યા પણ લોકો મારામાં વિશ્વાસ મૂકી ન શકયા. અને વિશ્વાસ ન હોય ત્યાં ન રહેવું જોઇએ એવું ભાન મને પાંચ વર્ષ પછી થયું. આખરે મેં વડનગર છોડયું.'

'તમારી વાત રસિક બનતી જાય છે રત્નસિંહજી! પાંચ વર્ષ પછી તમને એ ભાન કેમ આવ્યું તે કહેવામાં વાંધો ન હોય તો જણાવો. બે ઘડી આનંદ.' સામંતના મોટા ભાઇએ કહ્યું.

રત્નસિંહે આજુબાજુ જોઇ ખાત્રી કરી લીધી કે સ્ત્રીવર્ગમાંનું કોઇ નથી. પછી તેણે બોલવા માંડયું.

'વડનગરમાં હું વાણીઆઓના લત્તામાં રહેતો હતો. દરેકની સાથે મારી મિત્રતા હતી અને દરેકને હું કહેતો કે ભય આવી પડશે ત્યારે હું પ્રથમ માથું આપીશ. માટે જ્યાં સુધી મારૂં માથું સલામત છે ત્યાંસુધી તમારે સૌએ તમને સલામત માનવા. વાણીઆ મોઢે 'હા' 'હા' કર્યા કરે છે. પણ રક્ષણની ચિંતા રાતદિવસ તેમને છોડે નહિ. એવામાં એક બનાવ બન્યો. એક વાણીઆની જુવાન કન્યાએ મારી સાથે નાસી આવવા પોતે તૈયાર છે માટે મારે તેને લઇ જવી એમ મને સમજાવ્યું. મેં તેને સમજાવી અનીતિનો માર્ગ છોડવા માટે બહુ કહ્યું પણ તેણે ન માન્યું. મેં તેને ધુતકારી કાઢી મૂકી અને પ્રભુ તેને સારી બુદ્ધિ આપે એવી મેં રાત્રે પ્રાર્થના કરી. સવારે તે કન્યાએ તેનાં માતપિતા આગળ જાહેર કર્યું કે રાત્રે મેં તેને ફોસલાવી નસાડી જવાનો પેતરો રચ્યો હતો. અને તેમાથી તે પોતાની ચાલાકીથી બચવા પામી હતી. બનાવટી હકીકતોએ અને વિઘ્નસંતોષી વ્યક્તિઓએ તેમાં ચોક્કસતા મૂકી. આમ મારા પર ખોટું આળ આવ્યું. મારા નેકદિલ મિત્રોએ મને ગામમાં ન રહેવાની સલાહ આપી અને મેં વતનની વાટ લીધી. ગઇ કાલે અતળેશ્વરની સંધ્યા આરતી ટાણે હું ગામમાં આવ્યો ત્યારે ગામની બે પ્રભાવશાળી અને મુરબ્બીવટ સાચવી શકે તેવી વ્યક્તિઓ મંદિરમાં જોઇ. અને અહીં રહેવામાં મારી શક્તિને યોગ્ય કસોટી મળશે એમ મને લાગ્યું. મેં રહેવા રજા માગી અને અનાયાસે મળી ગઇ. હવે અરઠુઠરનો મોહ મને નથી. વૃદ્ધ પિતાની વૃદ્ધાવસ્થા, તેમનાં છેલ્લાં દિવસોમાં તેમજ ઇચ્છા ઉપરવટ જઇ, બગાડવા મન નારાજ છે. મારાથી તેમની મને પરણાવવાની ઇચ્છા પૂર્ણ થઇ શકે એમ નથી. એ કારણે જ હવે મારો વતનનો મોહ ઘટી ગયો છે.'

'એ પણ સારી વાત છે કે તમે અણીને વખતે અમારા કામમાં આવ્યા. અમારા પદ્મનાભ અને કુકા મહેતા તમારા માટે સારો અભિપ્રાય ધરાવે છે. હવે તો તમે પદ્મનાભની ટોળીમાં સામંતના સાથી બન્યા

એટલે તમારે પણ સામંત સાથે અમારે ત્યાં જ રહેવાનું.' સામંતના પિતાનો વૃદ્ધ અવાજ ફરીથી સંભળાયો.

'હાજી, હું અને સામંત મિત્રો બની ચૂકયા છીએ. પણ આરામ અમારા નસીબમાં નથી. અમારે માથે આકરી ફરજ આવી છે, અને તે કામ મારે અને સામંતે કરવાનું છે.'

'ક્ષત્રિયવટ તો એમ જ શોભે. ઘરમાં બેસી વાતો કરે કંઇ દહાડા વળે ખરા કે!' એક વૃધ્ધે ફરજનું ભાન સચેત કરી આપ્યું.

'આજના રાજપૂતોમાં ક્યાં હવે ક્ષત્રિયવટ જેવું રહ્યું છે!' અફીણના ઘેનથી ઘેરાએલો એક ધીમો અવાજ આવ્યો.

'ક્ષત્રિવવટ? કોણ કહે છે કે ક્ષત્રિયવટ જેવું રહ્યું નથી? ગુજરાત છોડી બહાર ફરી વળો. રાજપૂતોની વીરભૂમિ રજપુતાનામાં જાઓ. ત્યાં તમને મારવાડ અને મેવાડનાં રાજપૂતશૌર્ય આંજી દેશે. જ્યારે તમે રાજપૂતોની શૌર્યકથાઓ બારોટોને મોઢેથી સાંભળશો ત્યારે તમારૂં હૈયું કામ કરતું બેસી જશે. રાજપૂતવીરોનાં શૌર્ય તમે નજરે જોશો ત્યારે તમારી આંખે હેરત પામી જોવાનુ કામ ભૂલી જશો અને એ યોદ્ધાઓનાં વીરત્વનાં પરિણામ તમે જાણશો ત્યારે તમારી કલ્પના તમને ફરી જતી લાગશે. અને સોરઠ જોયું છે? ત્યાંનાં રાજપૂત વીરોનાં પરાક્રમ તમે નજરે જોયાં છે કે કાને સાંભળ્યાં છે? ધર્મ, ન્યાય નેક અને સદાચારનાં રખવાળાં પાછળ સેંકડોની સંખ્યામાં રાજપૂત વીરોની જ્યાં આહુતિઓ અપાય છે, એ ગરવા સોરઠનાં રણાંગણો તમે જોયાં છે! શું જોઇને તમો કહો છો કે આજે ક્ષત્રિયવટ જેવું ક્યાં રહ્યું છે? વાલમને માથે ઉતરતી આફત આટઆટલા રજપૂત યુવાનો વાલમમાં હોવા છતાં દૂર કરી શકાતી નથી તેમાં તમે કહી એ નિરાશા મૂળ રૂપે હશે કે 'આજે ક્યાં ક્ષત્રિયવટ જેવું રહ્યું છે!' ક્ષત્રિય થઇ ક્ષત્રિયવટ નહિ કરી શકો તો પછી ક્ષત્રિય નામ શાનું સાર્થક થશે? શું પદ્મનાભ, કુકા મહેતા, ગાંગજીભાઇ, મોંઘાભાઇ કે ઘેલાશા તમારી વતી હથિયાર ઉપાડશે? સૌએ સૌનું કાર્ય બજાવવા

તત્પર રહેવું જોઇએ. આજે જુવાની પાર ઉતરેલા પદ્મનાભ પણ પોતાના શૌર્યનો સ્વાદ સામાવાળાઓને ચખાડવા છાનામાના એકલા, કુંદનના ઘરની ચોકી કરવા નીકળ્યા હતા. અને મેં નજરે જોયું કે તેમણે કેશવને આબાદ રીતે સપડાવ્યો હતો. આમ એક બ્રાહ્મણ પણ ઉતરતી જુવાનીમાં શૌર્ય દાખવી શકે છે ત્યારે જેની નસોજ શૌર્યથી ભરેલી છે તેવા રજપૂતો યુવાન છતાં ધીંગાણે પાછા કેમ વળશે? હું જોઇ શકયો છું કે વાલમના આ આંતર કલહના શમનમાં રજપૂતોનો ઉલટભર્યો સાથ નથી. ફાળે પડતા ચોક્કસ માણસો આપ્યા સિવાય તમે તેમાં કશું કર્યું નથી. નહીંતર પચાસ ઘર રજપૂતોનાં હોય છતાં ઠાકરડાઓ શાના જોર કરી જાય? ભલેને પછી તે સાતસો હોય. કેમ સામંત?' રત્નસિંહે સામંત સામે જોઇ બોલવું બંધ કર્યું. ઝનુનમાં બોલતા રત્નસિંહના મોં સામે અજાયબીથી જોઇ રહેલા સામંતે ફકત માથું હલાવી રત્નસિંહની વાતને ટેકો આપ્યો.

'અમારાથી બનતા માણસો અમે તૈયાર કરી આપ્યા છે. વસ્તીના પ્રમાણમાં આપણે માણસોએ કંઇ ઓછા નથી આપ્યા.' એક વૃદ્ધ લાગતા રજપૂત બોલ્યા.

'એ વાત સાચી છે પણ શૌર્યના વારસદારોએ વીરત્વ દર્શાવવાને ટાણે ઘરોઘરથી એક એક યુવાન કેમ ધકેલી ન દેવો જોઇએ? મારે એ કહેવાનું છે.' રત્નસિંહના આ શબ્દોએ પેલા વૃદ્ધનું મોં ઢીલું કરી દીધું.

'રત્નસિંહની વાત વિચારવા જેવી તો છે.' સામંતે પોતાનો સૂર પુરાવ્યો.

'એમ હોય તો આજે સાંજે આપણે ચોરે મળીએ અને કાલથી જ વિશેષ માણસોની ભરતી કરી દઇએ. "એક યુવાન બોલ્યો.

"હા, હા, બરાબર છે. એમ જ કરીએ. વળી ગામના દુઃખ વખતે કામ નહિ આવે તો પછી આપણા હથિયાર ક્યારે કામ આવશે!" એક બીજો યુવાન ગાજી ઉઠયો.

સાંજે બધાઓએ મળવાનું નક્કી કરી ડાયરો ઉઠયો. રત્નસિંહ અને સામંતે પોતાની કામગીરી બતાવી સાંજે હાજર નહિ રહી શકાય એમ જણાવ્યું. ડાયરાએ તેમની ફત્તેહ ઇચ્છી.

રત્નસિંહ સામંત સાથે આવ્યાની જાણ થતાં બે કાળી કીકીઓ ઘરની ભીંતમાં રાખેલી ઈંટની જાળમાંથી ડાયરા સામું જોઈ રહી હતી. તે કીકીઓએ રત્નસિંહની મુખમુદ્રાનાં ધરાઈ ધરાઈને પાન કર્યાં છતાં દર્શન માટેની તૃષા તૃપ્ત થઈ નહિ. ડાયરો ઉઠયો એ ભાન થતાં બંને કીકીઓ ધીમેથી ત્યાંથી ખસી ગઈ ત્યારે સ્મૃતિ ચિહ્નમાં ફકત બંગડીઓનો રણકાર સંભળાયો. ઘરમાં પેસતાં જ સામંતના વૃદ્ધ પિતાએ સાદ કર્યો.

'રાજુ! પગ ધોવાને પાણી લાવો.' અને યૌવનને ઉંબરે આવી ઉભેલી રાજબા–સામંતની બહેન–સંકોચાતી સંકોચાતી પિત્તળના ચમકતા કળશમાં પાણી ભરી લાવી ઉભી. રત્નસિંહે રાજબા સામે જોયું. તેને લજ્જા, નિર્દોષતા અને સૌંદર્યની ત્રિવિધ રેખાઓ રાજબાના મુખપર રમતી દેખાઈ. રત્નસિંહ નીચું જોઈ ગયો. સામંતે એ વૃત્તિ-વિનિમય તરફ અજાણતા દાખવી નજરને બીજી તરફ દોડાવી મૂકી.

થાળીઓ પીરસાઈ. સામંત અને રત્નસિંહ જમવા બેઠા. રાજબાને પીરસવાનું સોંપાયું. નિર્દોષ છતાં લજ્જા યુકત ભાવોથી સંકોચ પામતી રાજબાએ મહેમાન બનેલા રત્નસિંહને જમાડયો. સામંતે આગ્રહ કરી કરી રાજબા પાસે પીરસાવ્યું. એ મીઠી મહેમાનગીરીનાં મુઝવણ ભર્યાં ગલગલીઆં રત્નસિંહે જાણે પ્રથમ જ અનુભવ્યાં હોય, તેમ તેને શરમ અને મૂકભાવોએ જકડી લીધો. આગ્રહનો તેનાથી પ્રતિકાર થઈ શકયો નહિ. અને ધાર્યા કરતાં–જરૂર કરતાં તેનાથી વધારે ખવાઈ ગયું. પરિણામે દિવસે ઉંઘવાની ટેવથી બીલકુલ નહિ ટેવાએલા રત્નસિંહને નિદ્રાએ ઘેર્યો અને તેનાથી ઉંઘી જવાયું. ઉંઘમાં તેને રાજબાનો ગોરો ગોરો હાથ કંસાર પીરસી રહ્યો હતો.

નમતા બપોર થયા. રત્નસિંહ અને સામંત તૈયાર થઈ ગયા. બન્ને મિત્રોએ ઘોડાં પલાણ્યાં. અને માથે લીધેલી ફરજ અદા કરવાની તત્પરતાથી ઘોડાં દોડાવી ગયા. રાજબાએ બન્ને વીરોની અંતર તલના ઉંડાણમાંથી સફળતા ઇચ્છી.

---

## પ્રકરણ ૯ મું

### શોધમાં

( સોરઠો )

જતિ, સતી ને સિદ્ધજન, આપમેળ પરખાય;
અગમ વદે જે આપથી, કદિ ન ખોટાં થાય.

ગાઢ ઝાડીમાં બે ઘોડેસ્વાર ઝડપથી ઘોડાં દોડાવી રહ્યા હતા. સૂર્યનાં કિરણો મહાપ્રયાસે પ્રવેશ પામે એવી ઝાડી દોડતાં ઘોડાંઓની ચામડીને ઉઝરડી રહી હતી. સ્વારોના પગ છોલાઇ જતા હતા. તેમ છતાં સીધે માર્ગે ઘોડાં દોડાવવાની સ્વારોને પડી નહતી. તેઓ વાતના રસમાં એટલા નિમગ્ન હતા કે બહારના જગતની તેમને સ્મૃતિ રહી નહતી.

'અને આખરે ગામ આખામાં રૂપસુંદર કન્યાને કેશવે ઉઠાવી.'

'કેશવે એમ કરવાનું કારણ શું? જો એને માગણી કર્યે એ કન્યા મળતી હોય તો.'

'માગણી કર્યે રંભા એને શાની મળે? રંભાનો બાપ વિસનગરો નાગર અને કેશવ રહ્યો વડનગરો.'

'એમ? ત્યારે તો રંભાને મેળવવાના મોહમાં કેશવે તેનું હરણ કરવાનું કાવત્રું રચાવ્યું.'

'તેમ કરવામાં તેનો રંભા તરફનો મોહ એકલોજ કારણરૂપ નથી પણ પશભાઇ તરફનું વેર પણ કારણભૂત છે.'

એ વેર કયું? પરદેશી સાથે વળી વેર કેવું?'

'તેની તમને હવે સમજ પડશે.'

'કેમ?'

'તમે હજુ અજાણ્યા છો. ગામમાં એક પક્ષ એવો છે કે પશ-ભાઇનું આવવું અને તેમનો અહીંનો કાયમનો વસવાટ તેને બીલકુલ રૂચતો નથી. ઠાકરડાઓ ભલે લૂંટી જાય, ભલે વિસનગરા નાગરો

ઘરબાર વિનાના થઇ જાય, એક વખત તો ભલેને આખું ગામ મદદ માટે બૂમ મારે અને કોઇ જગાએથી મદદ ન મળે, તે વખતે લવાદ બની ગામમાંના બન્ને પક્ષો વચ્ચે સુલેહ કરાવી માન ખાટી જવું. આમ પોતાની મોટાઇ ખાતર ગામને વિઘ્નમાં નાખનારો પક્ષ અત્યારે પૂરેપૂરો જાગૃત બની પદ્મભાઇને પોતાના વિરોધી ગણી છૂપાં કાવત્રાં કરે છે. કેશવ એ પક્ષનું હથિયાર બન્યો છે.'

'સામંત! જો એમ હોય તો પછી સમય આવે પદ્મભાઇએ પણ ચેતતા રહેવું જોઇએ.'

'તેમાંજ મારી અને તમારી ભૂલ છે. રત્નસિંહ! પદ્મભાઇ તો એમજ માને છે કે જો એવી આફત આવશે તો પ્રભુનો દરબાર તેમને માટે શું ખોટો છે! જો કે તેઓ સાવધ રહે છે છતાં હથિયાર નથી રાખતા. તેમને તેમની જ્યોતિષ વિદ્યા ઉપર વિશ્વાસ છે.

'ત્યારે તો પદ્મભાઇ આ હકીકત જાણતા હશે.'

'જરૂર જાણે છે, તેમનાથી આ ગામમાં થતી એક પણ હકીકત અજાણી નથી રહેતી.'

'ત્યારે રંભાનું હરણ થયું છતાં તેઓ કેમ કંઇ બોલ્યા નહિ? એ વાત તે જાણતા તો હતાજ.'

'રત્નસિંહ! એમાં પણ આપણી કંઇક ગેરસમજ છે. પદ્મભાઇની ગણત્રી સાચી હતી. રાત્રે આપણે અતળેશ્વરથી તેમની કને ગયા ત્યારે તે જબ્બર મુંઝવણમાં હતા એમ તેમના ચહેરા ઉપરથી મને લાગ્યું હતું. પણ તમે અજાણ્યા હતા એટલે તમને એ કામ સોંપી શકાય તેમ નહતું. વળી કેન્દ્રનું સ્થળ સનું મૂકી શકાય નહિ તે કારણે તમને મંદિર સોંપી અતલેશ્વરમાં શવજી સાથે એકાદ માણસની આવશ્યકતા ધારી મને ત્યાં પાછો મોકલ્યો અને કેશવ દ્રોહીજ બની રહેશે એવી સંપૂર્ણ ખાતરી તેમને નહિ હોય. કદાચ વતનને ખાતર પણ તે પોતાનો પાપી વિચાર દૂર કરે એવી તેમની માન્યતા હશે. આ કારણોએ તેમણે પોતાની ગણત્રી મુજબ વ્યવસ્થા કરી રંભાનો બચાવ ઇશ્વરાધીન રાખ્યો હશે.'

'પદ્મભાઇએ રણ ખેડયું હોય એમ લાગતું નથી છતાં તેઓ ધીંગાણા વખતે જરાપણ મુંઝાય એવા નથી. કોઇપણ બાબતનો ઝડપી નિર્ણય તે કરી શકે છે. એમાંજ એમની સફળતા સમાએલી લાગે છે.'

'કોઇપણ કામ કરવામાં તે પ્રથમ મન સાથે નિર્ણય કરે છે. પછી સફળતા નિષ્ફળતાનો મોહ ત્યજી દે છે. કાર્ય પાછળ જાતને ખુવાર કરે છતાં પરિણામ શૂન્ય મળે તોપણ તેમના મનમાં જરાપણ નિરાશા છંટાતી નથી.'

'રંભાના પિતાની નાતમાં કંઇ લાગવગ ખરી?' રત્નસિંહે સીધો સવાલ કર્યો.

'હા, કેમ નહિ? સારામાં સારી લાગવગ. જો એ ધારે તે આજે આખી નાતને વડનગરા નાગરને સામે ઉશ્કેરી મૂકે.'

'એમ નહિ. કદાચ રંભાનો પત્તો આપણને મોડો મળે તો પછી રંભા માટે એ સારૂં ઘર ગોતી શકે ખરો?'

સામંત ઘોડી પર સ્થિર થઇ ગયો. તેને આ વિચાર પ્રથમજ સમજાયો.

રંભાનો પત્તો તાત્કાલિક ન લાગે તો તેની શું દશા થાય? નાગર-સમાજ તેને સ્વીકારે કે નહિ એ મુંઝવણનો ખ્યાલ તેને નવોજ આવ્યો.

'એ તો કંઇ કહેવાય નહિ, ન્યાત ઠરાવ કરે તે ખરો.'

દૂરથી રૂપેણનો સફેદ પટ દૃષ્ટિગોચર થયો અને રત્નસિંહ ઘોડીની પીઠપર ટટ્ટાર થયો. ચોગમ ફરતી નજર નાખી તેણે એક ઉત્સુકતા ભરી દૃષ્ટિ સામંત તરફ ફેંકી.

'સામંત! નદીને સામે પાર માણસો હોય એમ લાગે છે.'

'અરે રત્નભાઇ! અત્યારે માણસો તો હશે પણ એમાં રંભા ન હોય.'

'રંભા નહિ હોય પણ કદાચ તેનો પત્તો તો આપશે ને!'

'એ પણ ચોક્કસ શી રીતે કહી શકાય?'

'એ તો જોશે વિશ્વાસ.'

વાતવાતમાં નદી આવી. કટિપુર પાણીમાં બન્ને સવારોએ ઝંપલાવ્યું. ભરવેગે સરતી ઘોડીઓ સામે કાંઠે નીકળી ગઇ. નદીનો પટ

ઘણો પહોળો નહતો. કાંઠે બેઠેલાં ત્રણ માણસોમાં એક સ્ત્રી હતી, એક પુરુષ હતો અને એક ચૌદેક વરસનો બાળક હતો. પુરુષ બાળકને કંઈક સમજાવી રહ્યો હતો. બાળક જાણે હઠયોગ સાધ્યો હોય તેમ એક જ જવાબ આપતો હતો 'ના'.

નિરાશાથી સામંતે બેઠેલા પુરુષને પૂછ્યું.

'ક્યારના અહીં બેઠા છો?'

'બપોરના અહીં આવીને બેઠા છીએ. પણ ભાઈ આ છોકરો માનતો નથી.'

'શું માનતો નથી?' રત્નસિંહે પૂછ્યું.

'એને ગુરુના ચેલા થવાનું ઘેલું લાગ્યું છે. કોઈ હાથ જોનારાએ તેને કહ્યું છે કે તે જબરો મહંત થશે અને એના ચેલાઓ આખા દેશમાં એના નામનો ડંકો વગડાવશે. આ વાતને એ પકડી બેઠો છે, અને ઘરમાં રહેવાની ના પાડે છે.'

'તમે કઈ બાજુથી આવો છો?' વાતને ઝોક આપતાં રત્નસિંહે પૂછ્યું.

'આમ વડનગર તરફથી આવીએ છીએ. કાલ સાંજથી છોકરાએ રઢ લીધી છે. અને મનાવ્યો માનતો નથી.' પેલા પુરૂષે કહ્યું.

'રસ્તામાં કોઈ સ્ત્રી અને પુરૂષને તમે જોએલાં?'

'ના, કોઈ અમને મળ્યું નથી.'

'તમે ઘેરથી ક્યારે નીકળેલા?'

'દિવસ ઉગ્યો અને અમે નીકળ્યાં છીએ. રસ્તામાં બહુ સમજાવ્યો પણ આ ભગો* એકનો બે થતો નથી.' પુરુષની વાત સાંભળી રત્નસિંહે મો ફેરવ્યું.

'ત્યારે સામંત! વડનગર તરફથી આપણને પત્તો મળવો મુશ્કેલ છે. એ તરફ એ નહિ જ ગયાં હોય.'

'કોણ નહિ ગયું હોય? અને કહો ને?' પેલા છોકરાએ પૂછ્યું.

---

* પાછળથી મહંત ભીમજીરા.

'તારે શું કામ છે ? તું તારે બાવો બનવાની વાત કર્યા કરને !' ચીડમાં સામંતે કહ્યું.

'હા, હું બાવો બનીશ ત્યારે તમે મને પૂજતા આવશો. એ ભૂલતા નહિ.' હસતાં હસતાં છોકરાએ કહ્યું

'અરે, બાવાજી ! ત્યારે અમને કહોને કે અમારા ગામની એક છોકરી અને બહાર ગામનો એક પુરૂષ બન્ને નાસીને ક્યાં ગયાં છે ?' રમુજ કરતાં રત્નસિંહે પૂછ્યું.

'તમારા ગામનું કોઇ નાસી ગયું નથી.' તોરથી બાળકે જવાબ આપ્યો.

'ના બાવાજી ! મારા ગામની છોકરી નાસી ગઇ છે.' સામંતે રમુજમાં ભાગ લેતાં કહ્યું.

'હવે બરાબર કહ્યું. તેમને શોધીને તમારે શું કરવાનું છે ?' છોકરાએ પૂછ્યું. રત્નસિંહ અજાયબ થયો. પેલા પુરુષે કહ્યું.

'અરે ભાઇ ! એને કંઇ પૂછશો નહિ. તમે તમારે મારગે જાઓને ! અમને દુઃખીઆને શા માટે વધારે દુભવો છો ?'

'હું તમને કહું છું કે હવે હું પાછો નહિ વળું. શા માટે તમે મને વળગી રહ્યા છો ?'

'અરે, બેટા ! પણ આમ નાવડી ઉંમરે ઘર છોડી જવાથી તને શું ફાયદો થશે ? હજુ તો હવે ઉગે છે. પેલા પુરુષે કહ્યું.

'હા બાપા ! હું હજુ હવે ઉગું છું ત્યાં તમે મારે માથે સાવકી મા લાવી મૂકી અને હવે કહો છો કે તું હજુ હવે ઉગે છે. તને શું દુઃખ છે ?' છોકરાએ કહ્યું.

'બેટા ! તારી સાવકી માતને શું દુઃખ આપે છે કે તારે આમ કરવું પડે છે !'

'સાવકી મા દુઃખ ન આપે એટલે મારે તમારૂં ઘર ન છોડવું ? તમે પેલા હાથ જોનારને મોઢે ગઇ સાલ સાંભળ્યું હતું ને કે 'જ્યારે આ છોકરાનો બાપ નવી વૈરી કરશે ત્યારે છોકરો બાવો થવા ચાલ્યો

જશે. ત્યારે એનું બોલ્યું ફોક કરવું હતું તો શા માટે નવી બૈરી કરી? જ્યારે તમે નવી બૈરી કરી ભવિષ્ય સાચું પાડવા માટે તૈયાર થયા છો તો પછી મહંત બની દેશમાં ડંકો વગડાવવાનો મોહ હું કેમ જતો કરૂં?' રત્નસિંહ અને સામંત સાંભળી રહ્યા. પેલા પુરુષ પાસે છોકરાને સમજાવવા દલીલ ન હતી.

'પણ બેટા! તારે શું દુઃખ છે કે આમ કરવું પડે. એવા હાથ જોનાર તો ઘણાય આવે ને ઘણુંય કહે એટલે શું આપણે સાચું માની લેવું?' બાપ બોલતો હતો.

'તો પછી તમે તેનું કહ્યું કેમ સાચું કરી બતાવ્યું અને મને રોકો છો?' રત્નસિંહે છોકરાની દલીલ સાંભળી આંગળી મોમાં નાખી. સામંત ચમકી ગયો. પેલી બાઈ અંતરથી હસી ઉઠી. બાપ મુંઝાતો હતો. બધાંઓને ભાવહીન કરી છોકરો હર્ષથી બોલી ઉઠયો.

'અરે ભાઈઓ! જુઓ હું તમને કહું કે તમારા ગામની છોકરી કોની સાથે નાસી ગઈ છે.'

'ના, અમે તે જાણીએ છીએ, ક્યાં ગઈ છે તે જાણવું છે. મહારાજ!' એજ રમુજના ભાવથી રત્નસિંહે પૂછ્યું.

'એ હું તમને હમણાં નહિ કહી શકું. પ્રથમ તો મારાં માબાપને અહીંથી સમજાવી પાછાં વાળો. પછી હું તમને બધું કહું. આપણે એટલી શરત.'

'ચાલો સામંત! આપણે હવે અહીં રહેવાની જરૂર નથી. ઘર મેળે તેમની તકરાર પતાવવા દો. આપણે આપણા કામે જઈએ.' રત્નસિંહને તલમાં તેલ ન જણાયું.

'ભલે જાઓ. પણ આખરે મારી મદદનીજ તમને જરૂર પડશે. આગળ મારી રાહ જોશો તો કામ સહેલું બનશે.' છોકરાએ ગર્વમાં કહ્યું અને મો ફેરવી લીધું.

'ભગા! હું તને કોઈ દિવસ કાંઈ બોલી છું કે તું આમ ચાલ્યો જાય છે?'

'ના, મા ! એવું કંઇ નથી. મારૂં અન્નજળ હવે ઘરમાંથી પરવાર્યું છે માટે મારે જવું પડે છે. મને ખુશીથી રજા આપો.'

સામંત અને રત્નસિંહે ઘોડા દોડાવી મૂકયા. તેમને આ છોકરો અજબ લાગ્યો.

'સામંત ! આગલા ભવનો કોઇ યોગી લાગે છે. અને એનું કહેવું સાચ્યું ઠરવાનું હશે તો જરૂર આપણે તેની મદદ લેવી પડશે.' રત્નસિંહે હસતાં કહ્યું.

'એ તો ઠીક પણ હવે સાંજ પડવા આવી તેનું શું? આપણી શોધ આવી હોય ?' સામંતે જવાબમાં કહ્યું.

'રંભા એક જ દિવસમાં મળે એવું તો મને નથી લાગતું.'

'શા ઉપરથી કહો છો?

'પેલો છોકરો કંઇ જાણતો હોવો જોઇએ.'

'તો પછી ત્યાં કેમ રોકાયા નહિ?'

'તેની શરત સાંભળી હતી ! પારકા છોકરાને જતિ બનાવવામાં આપણાથી મદદ કરી શકાય ખરી? ભલેને શોધ બે દિવસ લંબાય.'

'ત્યારે આપણે વિશાળ નગરમાં રાતવાસો ગાળીએ. બીજું તો શું ? અને સવારે રંભાને બદલે પેલા છોકરાની શોધ કરીએ.'

'નારે છોકરાની શોધ કરવી પડે એમ મને નથી લાગતું. આપણે એની રાહ જોવી પડશે.'

'ભલે એમ કરીએ. તમને એના પર વિશ્વાસ હોય તો.'

'કેટલાક ચહેરા એવા હોય છે કે આપ મેળે વિશ્વાસ મૂકાઇ જાય છે. ભગો મહંત બનશે એવું તમને એના મુખ પરથી નથી લાગતું?'

'મને તો કૈં નથી લાગતું. તમે આવા માણસ પારખુ કયાંથી બન્યા ! અમારે ત્યાં એક પદ્મભાઇ છે ત્યાં બીજા તમે વધ્યા.' સામંત બોલ્યો.

'એ પદ્મભાઇ જેવા કોઇ જ્યોતિષીના પ્રતાપે ભગો મહંત બનવાની લાલસાને પોષી રહ્યો છે.'

'એમ પણ હોય કે એવા જ્યોતિષીઓ મહાન પુરુષ થનારને પ્રેરણારૂપ બનતા હોય.'

'એ તો ઇશ્વર જાણે.'

'ત્યારે રંભા ક્યાં છે એ પદ્મભાઇ કેમ નથી કહી શક્યા અને આપણને શોધવા મોકલ્યા?' સામંતે કહ્યું.

'એ તો આપણી કલ્પના બહારની વાત રહી. કદાચ તેમનું જ્યોતિષ એમ કહેતું હશે કે રંભાને સામંત અને રત્નસિંહ શોધી શકશે.

'તદ્દન સાચું. રત્નભાઇ! પદ્મભાઇ પૂરેપૂરા જાણકાર લાગે છે.'

'હા. એ તો એમજ. જ્યાંસુધી એથી વિશેષ જાણકારનો આપણને સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી.' રત્નસિંહે સામંતના શબ્દો પર ટીકા કરી.

'થયો જ વળી. કેમ નહિ? ભગો કંઇ ઓછો ધારો છો?'

'એની વાત અત્યારે કરવી નકામી છે. એ સફળ બને પછી વાત.' અને બન્નેએ મૂક રહી ઘોડાં દોડાવ્યાં. વિશાળનગરના પટ્ટણી દરવાજા બહાર ચોગાનમાં તેઓ આવી ઉભા. સામંત મુસાફરીથી ટેવાયો નહતો. રત્નસિંહે આજુબાજુ જોઇ સામેના મંદિરની શોધ કરી શિયાળાની રાત્રિ ત્યાં પસાર કરવાનો નિર્ણય કર્યો. બન્ને ઘોડાં લઇ ત્યાં ગયા. મંદિરનો દરવાજો આથમતી સંધ્યાએ બંધ જોઇ બન્નેને નવાઇ લાગી. રત્નસિંહે દરવાજો ઠોક્યો.

'કોણ છે?' અંદરથી એક કઠોર અવાજ આવ્યો.

'વટેમાર્ગુ, ઉઘાડો.'

'થોભો.' કહી બોલનાર ઝડપથી અંદર ચાલ્યો જતો હોય એમ ચકોર રત્નસિંહને લાગ્યું. થોડીવારે દરવાજા તરફ કોઇનાં પગલાં આવતાં હોય એમ લાગ્યું. અને લાંબા કીચુડાટ સાથે બારણું ઉઘડ્યું. ઉઘાડનાર બારણું ઉઘાડવામાં પણ જાણી જોઇને વિશેષવાર કરતો હોય એમ રત્નસિંહને લાગ્યું. તે સ્વાભાવિક રીતે વહેમાયો. વખત મળ્યે મંદિરની જડતી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

મંદિરનું બારણું ફરીથી બંધ કરવાની એ માણસને જરૂર લાગી નહિ. તેણે સામંત અને રત્નસિંહને ઓરડીમાં મુકામ માટે સગવડ કરી આપી. ઓરડી એવી રીતની હતી કે તેના એક પણ ભાગ પરથી મંદિરનો દરવાજો કે દેવસ્થાનના ગર્ભાગારનું દ્વાર જોઈ શકાય નહિ. રત્નસિંહને આવી રીતનો ઉતારો મળ્યો તેમાં પણ તેને તો શંકા નડી. મંદિરમાં કંઈ ભેદ તો નહિ હોય ? વળી ઘોડાંને દરવાજા જોડે જ અંદરનાં ભાગમાં બંધાવવાનો રખવાળનો આગ્રહ રત્નસિંહથી અજ્ઞાત ન રહ્યો.

એક કલાકની તો નિરાંત નહિ મેળવી હોય ત્યાં ભગો–પેલો છોકરો આવી પહોંચ્યો.

છાની વાતો કરતાં રત્નસિંહ અને સામંતને સંબોધી તેણે કહ્યું.

'કેમ મિત્રો ! છેવટે તમારે મારી રાહ જોવી પડીને ?'

'હા, હા, હા. કોણ બાવાજી?' હાસ્યના પડઘા પાડતાં રત્નસિંહ બોલ્યો. 'આવો, અહીં આવો.'

'નારે ભાઈ ! હું તો બાવો રહ્યો. મને તો ખુલ્લામાં જ પડયો રહેવા દો. તમારાં ઘોડાંની ચાકરી હું કરીશ.' અને ભગાએ દરવાજા નજીક લંબાવ્યું. રત્નસિંહને એ વાત ગમી. તેની એક ચિંતા ઓછી થઈ હતી.

---

## પ્રકરણ ૧૦ મું

## શિકાર છટકયો

(સોરઠો)

**સઘળે સુખ દેખાય મૃગજળ સમ સંસારમાં;**
**ચહ્યું હસ્ત ત્યાં હાય, દુઃખ ભર્યું રે ! ભાગ્યમાં.**

**જગ** જંપ્યું, અને મંદિરમાં નીરવ શાન્તિએ છાયા પાથરી દીધી. સામંત સાથે સંકેત કરી રત્નસિંહ ઉઠયો. દરવાજા પાસે આવ્યો. ત્યાં બન્ને ઘોડાઓની બાજુમાં નિર્ભીકતાથી પથારી કરી એક ગોદડું પાથરી ભવિષ્યનો ભીમગીર ભગારૂપે પોઢયો હતો. દરવાજો ખોલતાં

ભગાને જરૂર ખસેડવો પડે એવી રીતે તે બારણા આડે સૂતો હતો. રત્નસિંહને દરવાજો સલામત લાગ્યો. તેણે ઓશરીની ફરતાં નજર નાખી. મંદિરના મુખ્ય ભાગ સાથે દિવાલ સિવાય બીજો સંબંધ ઓશરીને હોય એમ દેખાતું ન હતું. મુખ્ય ભાગનું બારણું અંદરથી બંધ હતું. તે બહારથી દેવા માટે સાંકળ જેવું કંઇ સાધન ન હતું. બારણા સાથે રત્નસિંહે થોડી વાર કાન માંડયા. અંદર બહુ જ ધીમેથી વાતચીત થતી હોય તેમ લાગ્યું. શબ્દો પૂરા સંભળાતા ન હતા. કોઇ મહત્વની મંત્રણા થતી હોય તેવો શક રત્નસિંહને આવ્યો. અંદર થતી મંત્રણા સંભળાય તેવું સ્થાન શોધવા તેણે આમ તેમ ફાંફાં માર્યાં પણ તેમાં તે ફાવ્યો નહિ. થોડોક વિચાર કરી તે પાછો વળ્યો. ઓશરીમાં આવી સામંત સાથે બેસી થોડીક વાતો કરી ઉભો થયો. છાપરાની અને તેની દિવાલની ઉંચાઇ નજરથી માપી લીધી અને બહુ જ ધીમે સાદે 'જય બજરંગ' કહી ઓશરીનો ભારવટ પકડવા પગને જોર આપી શરીરને ઉપાડયું. ભારવટ સાથે હાથના ચાપડા બેસતાં "થબ" કરતો અવાજ થયો. અને રત્નસિંહે પોતાના બન્ને પગ ભારવટ સાથે ભિડાવી શરીર ઉંચકી ઉપર લઇ જઇ સ્વાર બની ગયો. ચપળતાથી ચોપગાની જેમ ચાલી તે દિવાલ નજીક આવ્યો. છાપરા પરની એક જાડી વળીને પકડી શરીર સંકોચી તેણે બન્ને પગ મંદિરના મુખ્ય ભાગ તરફ ચાલી જતી દિવાલ પર ઠેરવ્યા અને શરીરે જરા વધુ પડતો આંચકો દઇ દિવાલ પર જઇ બેસી ગયો. દિવાલ પરથી મંદિરના અંદરના ભાગમાં સરળતાથી ઉતરી શકાશે એમ તેને લાગ્યું. વાંકા વળી ચોપગા બની તેણે દિવાલ પર ચાલવા માંડયું. થોડુંક ચાલતાં તે વાત કરનારાઓની વધુ નજીકમાં આવ્યો હોય તેમ તેને સંભળાતી વાતચીત ઉપરથી લાગ્યું. જરાક આગળ ચાલતાં તેણે ચાર મનુષ્યાકૃતિ અંદરના ખુલ્લા ચોગાનમાં બેઠેલી જોઇ. તેમાંની એક સ્ત્રી હતી. વાત કરનારાઓની નજરથી બચવા તે દિવાલ પર ઉંધો સૂઇ ગયો. અને ડોક ઉંચી રાખી અંદર ભજવાતું દશ્ય નજરે જોવા અને કાને સાંભળવા લાગ્યો. પેલો રખેવાળ બોલતો હતો.

"તમારાથી એને નહિ જીરવી શકાય. કુકા મહેતાનો દાવ અને ગાંગજી પટેલની હાકથી ફરતા પાંચ ગાઉ સુધી તો આને સંઘરનાર કોઇ નહિ મળે. અને કોને ખબર આવતી કાલે સવારે જ અહીંથી નીકળતાં તમે પકડાઇ જાવ તો? પેલો નવો પરદેશી વાલમમાં આવ્યો છે તે તમે નથી જાણતા? શું એનું નામ શિવચરણ?"

"કોની પદ્મનાભની વાત કરો છો? એણે તો માણસો મોકલી દીધાં હશે, વાલમ ફરતે બધી બાજુ. એના હાથમાંથી છટકવામાં જ ખરી મરદાઇ છે ને?" શિવચરણ, જેને આપણે અતળેશ્વરના મંદિરમાં પુજારી તરીકે જોયો હતો તેણે કહ્યું.

"શું ભાર છે. પદ્મનાભના, એનાજ સીમાડામાં કેશવ આવી મળતાં સુધી રંભાને સંતાડી રાખું ત્યારે જ હું મર્દ ખરચો. મહારાજ! અમે ઇડરિયા એવા ડરપોક નહિ કે નામ સાંભળી ડરી જઇએ." પેલો ત્રીજો માણુસ બોલ્યો.

રત્નસિંહને ઓછી મહેનતે પૂરી ભાળ મળી હોય એમ લાગ્યું. બાજુમાં બેઠેલી સ્ત્રી જરૂર રંભા હોવી જોઇએ એમ તેણે અનુમાન કર્યું.

"કુ ઉઉઉ..." એક મધુર સ્વર વાતાવરણમાં ગુંજી રહ્યો. અને પોતાને ઇડરીઓ મનાવનાર પુરુષ ચમકી ઉઠ્યો.

"રખવાળ! ઓશરીમાં સૂતેલા માણસો સાચે જ વટેમાર્ગુ છે કે કાંઇ દગા જેવું છે?"

"નહિ. જરા પણ નહિ. એમનાં ઘોડાં પણ મંદિરમાં જ બાંધેલાં છે."

"તો આ કઋતુએ કોયલ શાની?' ઇડરિયો બોલ્યો. દિવાલ પર સૂતેલો રત્નસિંહ ડરી ગયો. તેના દુશ્મનોમાં કઋતુએ કોયલ બોલવાનો ભેદ પારખનાર કોઇ વનેચર હતો. એવી તેને ખાત્રી થઇ. તેણે પાછળ નજર કરી તો પોતે આવેલો એજ માર્ગે તેણે સામંતને આવતો જોયો. બગડતી બાજીનો અંત સુધરી જશે એમ ઘડીભર રત્નસિંહને

લાગ્યું. ત્યાં તો પેલો ધડરીઓ ઉભો થયો. તેણે દિવાલ પર આવતો ઓળો જોયો. તેણે બાજુમાં નિરાધારતાથી બેઠેલી રંભાનું કાંડુ પકડી તેને જોરથી ખેંચી અને મંદિરની બહારની ઓશરીવાળા ચોક અને પાછલા ચોકની વચ્ચે આવેલા દેવના ગભારાના પાછલા દ્વારનું બારણું તેણે ઝડપથી પકડયું. શિવચરણ અને રખેવાળ પૂરો વિચાર કરી નહોતા શકયા. ત્યાં તો પંદર હાથની ઉંચાઈએથી પ્રથમ રત્નસિંહે અને પાછળથી સામંતે પડતું નાખ્યું. બન્ને પડતાં જ ઉભા થઇ રંભા ઉભી હતી એ સ્થળે આવે તે પહેલાં તો પેલા ઉંચા અને સશકત આણુસે રંભાને મંદિરના ગભારામાં ખેંચી પાછલું બારણું વીજળીની ઝડપે બંધ કરી દઇ સાંકળ દેઇ દીધી.

તરતજ પડછંદ રત્નસિંહે સઘળું શરીરબળ વાપરી કમાડને લાત મારી પણ નિષ્કંપ ઉભેલાં કમાડે રત્નસિંહની હાંસી કર્યા સિવાય બીજો જવાબ ન આપ્યો. બીજી વખત સામંત અને રત્નસિંહ બન્નેના સામટા બળનો પણ એજ પ્રતિકાર આવ્યો જોઇ રત્નસિંહ હતાશ થયો.

"અંદર કોણ ચાલ્યું ગયું?" હાંફતા રત્નસિંહે સવાલ કર્યો.

"એ અમારો મહેમાન છે." રખેવાળે જવાબ દીધો.

"તમે અંદર નહિ જઇ શકો." શિવચરણે કહ્યું.

"કોણ, શિવચરણ? તમે અહીં કયાંથી?" સામંતે પૂછ્યું.

"જેવા તમે તેવો હું" હોંશમાં આવતાં શિવચરણ બોલ્યો.

"રખવાળ! આ બારણું ખુલ્લું કરાવી આપો નહીંતર તોડી નાખવું પડશે." દિવાલની ઉંચાઇને પહોંચવાનું અશકય જણાતાં રત્નસિંહે કહ્યું.

"એ બારણું હવે નહિ જ ઉઘડે. અંદરથી બંધ છે."

"તો શું તમે અમને અહીં કેદ કરી રાખશો?"

"એ તો એમજ. વટેમાર્ગુનો ડોળ કરી નિશાચર બનનારને એજ સજા હોય." શિવચરણ હિંમત એકઠી કરી બોલતો હતો.

"અમે નિશાચર! લોહીનો વેપાર માંડી બેઠેલાઓને પકડવાનું કામ કરનારને તમે નિશાચર કહો છો?" આવેશમાં રત્નસિંહે કમરમાંથી કટાર કાઢી.

"ના! ભાઇ ના! તમે જેમ કેદ પુરાયા છો એમ અમે પણ કેદ પુરાયા છીએ. બહાર જવા બીજું દ્વાર નથી." રખેવાળ સમજુત કરતાં બોલ્યો.

"મહારાજ! રસ્તો બતાવો." પ્રચંડ શિવચરણને જમણે હાથે ગળામાંથી પકડી ડાબે હાથે કટાર ધરતાં રત્નસિંહે કહ્યું.

"માર્ગ નથી, રત્નસિંહજી! મને જવાદો. હું તદ્દન નિર્દોષ છું." કરગરતાં શિવચરણે કહ્યું.

"અંદર કોણ છે?"

"રંભા અને..."

"બીજું કોણ. બોલો?"

"તેનો–તેનો મહેમાન."

"હું અને તમે તેના શાગીર્દ ખરૂં ને? આવા બ્રાહ્મણો દુનિયા-ઉપર કેમ જીવતા રહે છે તેજ નથી સમજાતું." સામંત અવાક ઉભો હતો. બન્નેમાંથી કોઇને માર્ગ સુઝતો ન હતો. શિવચરણ અને રખેવાળ નિઃશસ્ત્ર હતા એટલે બીજો ભય તો ઉભો થાય તેમ હતું નહિ. પણ અનાયાસે મળી ગએલી જેલમાંથી શી રીતે છૂટવું તે આ બન્ને રાજપૂતોને મન કોયડો હતો.

થોડી વારે ગર્ભાગારનું મુખ્ય દ્વાર ઉઘડયાનો અવાજ થયો. રત્નસિંહ કંપી ઉઠયો. તેમનાં પોતાનાં જ ઘોડા તેમના શિકારને ભગાડી જશે કે શું? બહારથી કોઇનો અવાજ આવતો સંભળાયો. ઘોડાંઓનો હણહણાટ સંભળાયો. રત્નસિંહને પોતાની શંકા વધુ મજબૂત થતી લાગી. પોતે પદ્મનાભને શું મોઢું બતાવશે! કુકા મહેતા અને ગાંગજી પટેલ, તેને માટે સારો અભિપ્રાય ધરાવનાર પદ્મનાભને શું કહેશે?

"રત્નસિંહ કેટલો ગાફેલ કે તેની ઘોડી દુશ્મનને લઈને દૂર ભાગી ગઈ !" થોડીક વાતચીત અને મુખ્ય દરવાજો 'કીચુડાટ' કરતો ઉઘડયો. એજ અવાજ, જ્યારે પોતાને અને સામંતને દાખલ કરવા ગઓવાળે દરવાજો ઉઘાડતાં કરેલો તે. હતાશ રત્નસિંહ, રંભા અને તેને ઉઠાવી જનારને પંખાળી ઘોડીઓ પર સ્વાર થઈ ઉડી જતાં હોય તેમ ભીંત પાછળ રહીને પણ જોઈ શકયો. તેને ચક્કર આવ્યાં. ફરતી દુનિયાને સ્થિર કરવા તે નીચે બેસી ગયો. આંખો બંધ કરી દીધી. સામંત ચમકતી આંખોએ જાણે આ બધું જોતો હોય તેમ ઘડીમાં શિવચરણ સામે, ઘડીમાં રખવાળ સામે અને ઘડીમાં રત્નસિંહ સામે જોઈ રહ્યો હતો. રત્નસિંહને નિરાશ થઈ ભોંય બેસતો જોઈ તે બેફામ બન્યો. પશુબળથી તેણે બારણાને ધક્કા દેવા માંડયા. પણ આખરે તે માનવકૃતિએ માનવને જ સામો પડકાર દીધો "છે કોઈ મારાથી બળવાન ?" ધક્કા પર ધક્કા મારી સામંત આખરે થાકયો એટલામાં બહાર ઘોડીના વળતા ડાબલા સંભળાયા.

"શું હશે ? ઘોડી કેમ પાછી આવી ? કોણ પાછી લાવ્યું ?" થોડીક વારમાં તો અંદરની સાંકળ રણકી. અને દુર્ગ બની ઉભેલી દિવાલનાં બારણાં ઉઘાડી પેલો ભગો બારણા વચ્ચે ઉભો રહ્યો.

"કોણ બાવાજી ?" રમુજમાં પાડેલું નામ અત્યારે પણ રત્નસિંહને યાદ આવ્યું.

"હાજી, તમારો શિકાર મેં મારે સગે હાથે તમારી ઘોડી પર બેસાડી રવાના કર્યો છે. હવે નિશ્ચિંત રહો !" અને તેણે ખડખડાટ હાસ્ય કર્યું. વળી

"રખવાળજી ! આપ આવો મારી પાસે મારે તમારી સાથે થોડીક ખાનગી વાત કરવાની છે." કહી તેણે રખવાળને એક બાજુ ખેંચ્યો.

"અને શિવચરણ કોણ છે ?" શિવચરણ ઉઠયો "તમે પણ આવો." રત્નસિંહ અને સામંત તરફ ફરી તેણે કહ્યું.

"તમે ત્યાંજ રહેજો. હું થોડીક ખાનગી વાત કરી લઉં." રત્નસિંહથી આ માણુસ ન પરખાયો. અસંતોષમાં એ ગર્ભાગારની બહાર નીકળ્યો. સામંત તેની પાછળ ગયો. સામંતની ઘોડી મૂળ સ્થાને બાંધેલી જોઇ પોતાની ઘોડીને સંભારી રત્નસિંહ હામ હારી પાછો બેસી ગયો. ત્યાં તો પાછળથી બાવાજી આવ્યા.

"જુઓ ભાઇઓ ! હું મારૂં કામ પતાવી આવ્યો છું. સંદેશો કહી દીધો એટલે આપણે છુટ્ટા. હવે મારે તમારી સાથે રહેવાનું છે."

"પણ પેલાઓ સાથે શું વાત કરી તે અમને કહો પછી બીજી વાત" સામંતે કહ્યું "ના, એવી રીતે મારે કોઇએ મૂકેલા વિશ્વાસનો ભંગ કરવો નથી. ભલે તમે મને સાથે ન રાખો."

"તો પછી અમારી સાથે આવી તું અમારૂં શું ભલું કરવાનો છે ?" રત્નસિંહે ચીડાઇને કહ્યું.

"આ તમારી ઘોડી પર મને બેસાડો અને હું કહું ત્યાં મને લઇ ચાલો." બીજાજમાં બાવાજી બોલ્યા.

"કયાં ?"

"વાલમ."

"શા માટે ?"

"તમને જેણે શોધ કરવા મોકલ્યા હોય તેને મળવા."

"મળીને અમારી ફજેતી ગાવી છે ?' રત્નસિંહે પૂછ્યું.

"ના, તમારી હિંમતનાં વખાણ કરવાં છે."

"શું વખાણ ?"

'હાથમાં આવેલો શિકાર તમને કપરી સ્થતિમાં મૂકી કેવી રીતે હાથતાળી આપી ઉડી ગયો તે.'

'સામંત, ચાલો જનારની પાછળ હું જાઉં છું. તમે આ બાવાજીને વાલમ ભેગા કરી દો. આપણને દગો દે એમ લાગે તો પદ્મભાઇને કહી કેશવ જેવી દશા કરી દેજો.' રત્નસિંહે એકાએક નિશ્ચય કર્યો.

'સાહસ કરશો નહિ. ભૂલાવામાં પડશો તો પાછા સીધા રસ્તે નહિ ચાલી શકો. રહેવા દો પાછળ જવાનું. અને મને વાલમ લઇ ચાલો. પછી મારૂં ગમે તે કરજો.'

'સામંત! જાઓ, હું બપોર સુધીમાં વાલમ આવીશ.' કહી કપડાં પહેરી સામંતની ઘોડી પર સવાર થઇ રત્નસિંહે ઘોડીને દોડાવી મૂકી. અંધારામાં અજાણ્યા રસ્તાઓ પર ઘોડી કયાં જાય છે તેનો ખ્યાલ રત્નસિંહને ન હતો.

દિવસ ઉગતાં સામંત 'બાવાજી'ને લઇ લક્ષ્મીનારાયણના મંદિરમાં ગયો. ત્યારે રત્નસિંહ વડનગરની સીમના ખેડૂતો પાસેથી ઇડર જનાર મુખ્ય રસ્તાની ભાળ માગી રહ્યો હતો. પણ ઇડર જતા ધોરી માર્ગે તેણે ઘોડાનાં તાજાં પડેલાં પગલાં ન જોયાં. ત્યારે નિરાશ બની ઘોડીનું મુખ તેણે વિસનગર તરફ ફેરવ્યું. વડનગરથી બે કોશ નહીં આવ્યો હોય ત્યાં શિવચરણ અને પેલો રખેવાળ તેને સામા મળ્યા. 'કયાં જાઓ છો અત્યારે ?'

'વાલમમાં રહેવાતું નથી એટલે વડનગર જઇ રહીશું. બીજું શું થાય ?' શિવચરણે જવાબ આપ્યો. રત્નસિંહને કૈંક સુઝયું. રખેને રંભા અને તેના મહેમાન પાછળ આ લોકો જતા હોય. તેમનો સાથ કરવાનો ઘડીભર તેને વિચાર થઇ આવ્યો. વળી સુઝયું. આ લોકો તેની સાથે દગો રમી જાય તો ? 'ના ત્યારે તો વાલમ જવામાંજ વાલમના તંત્રની સલામતી છે' એમ તેને લાગ્યું અને તેણે ઘોડીને પોતાના માર્ગે મારી મૂકી. ઇડરીઆએ ઇડર તરફનો માર્ગ લીધોજ નહતો તેની તેને ખાત્રી થઇ ચૂકી હતી. તેણે લીધેલા માર્ગનો સાચો દ્રષ્ટા 'બાવાજી' હશે એ કલ્પનામાં તેને હવે વાસ્તવિકતા લાગી. કદાચ તે સાચો માર્ગ બતાવે પણ ખરો.

## પ્રકરણ ૧૧ મું

### નણંદ ભોજાઈ

( સોરઠો )

**ભરીયલ સ્નેહે જામ, ટપકે બે હૈયાં તણા;**
**કોણ ઝીલે લૈ ઠામ ઝીલનારાં બેફામ જ્યાં.**

સામંત અને રત્નસિંહ વિશળ નગરના મંદિરમાં ફરજીઆત જેલ ભોગવતા હતા ત્યારે સામંતની મેડીમાં તેની પત્ની દેવુબા અને બહેન રાજબા વાતોમાં વખત વીતાડતાં હતાં. પતિની ગેરહાજરીને કારણે દેવુબાએ મુગ્ધ કુમારી રાજબાનો સાથ સ્વીકાર્યો હતો. મેડી તદ્દન સાદી હતી. દીવાલ પરની કોઇ કોઇ ખીંટી પર વસ્ત્રો ટીંગાવેલાં જણાતાં હતાં. તેલનો ઝાંખો દીવો અંધકારને નિવારતો ખૂણા પરની ભીંત સાથે જડાએલા ચાડા પર પ્રકાશી રહ્યો હતો. તેની સાથેના ખૂણા પર તાજું ભરેલું હોય તેવું પાણીનું નાનું માટલું ત્રણ ઇંટો પર મુકાએલું હતું. અને તેના ઉપર ચીવટથી મંજાએલો પિત્તળનો કળશ મૂકાએલો હતો. તેનો ચળકાટ દીવાના ઝાંખા તેજમાં પણ આકર્ષક હતો. મેડી વચ્ચે સુતરની દોરીથી ગૂંથેલો, નહિ બહુ નાનો નહિ બહુ મોટો એવો, મધ્યમ કદનો પલંગ પથરાએલો હતો. તે ઉપર વજનદાર તળાઇ પાથરેલી નહતી પણ સાધારણ ચટ્ટાઇ જેવું જાડું વસ્ત્ર પાથરેલું હતું. દેવુબા રાજબાને બાથ ભીડી પલંગમાં પડી હતી.

'ભાભી ! તમારી આ રીત મને જરાએ ગમતી નથી.' રાજબા બોલતી હતી.

'ત્યારે કોની આ રીત તમને ગમશે એ તો કહો !' મજાકમાં દેવુબાએ કહ્યું.

'ભાભી ! તમને ના કહું છું કે એવી વાતો તમે મારી આગળ કરશો તો હું બાને કહી દઇશ.' ચીડાઇને રાજબા બોલી.

'તે જાઓને અત્યારે કહી આવો. કોણ બીએ છે? મનમાં ગળ્યું લાગે છે તે ઉપરથી કેમ કડવું કહો છો?' કહી દેવુબાએ રાજબાને બાથમાં વધારે દાબી.

'ભાભી! ભાભી! રહેવા દો. હું મુંઝાઇ જાઉં છું.'

'ના, હવે તો બાને કહી આવવાનું કબુલ કરો તો છોડું.'

'ભાભી! મારા ભાઇને કહીશ તો પછી આનું પરિણામ સારૂં નહિ આવે.'

'તે એમાં શું? હું કયાં તમારી જેમ બાથથી મુંઝાઉં છું?' કહી દેવુબા હસી પડી. રાજબાના મોં પર કૃત્રિમ રોષ હતો.

'ભાભી! તમને સાદી વાતોમાં એ શૃંગાર લાગે છે. તમારો મનરૂપી ઘોડો તોફાને ચડી બેકાબુ બન્યો લાગે છે.'

'તે એમાં તમે શું નવું કીધું? તમારો મનઘોડો તો ડાહ્યો ડમરો હશે એટલે હંમેશાં તમારૂં કહ્યુંજ કરતો હશે. અને તમારૂં આપ્યુંજ ખાતો હશે.'

'હા, ભાભી! એ તો આ ભૂમિનો પ્રતાપ છે. આ ગામમાં મૂળ વસનાર ઋષિઓએ કામદેવને અહીંથી દેશવટો દીધો હતો ત્યારથી અહીંની કુમારી કન્યાઓને કામદેવ સતાવતો નથી.'

'વાહ રે! મારાં રાજુબા! વારી જાઉં રે તમારા પર. કેવી સરસ વાત ગોઠવી કાઢી છે?'

'ખોટી હોય તો પૂછી જોજો તમને ફાવે તેને.'

'કોને! તમારા ભાઇને?'

'હા, એમને પૂછશો તો એ પણ કહેશે.'

'શું ધૂળ કહેશે? એજ કહેતા હતા કે રાજબા પોતાની પસંદગીથી પરણે એવડી ઉંમરની થઇ છે.' રાજબાના મોંપર લાલ લોહી જાણે કે જામી ગયું.

'કેમ બોલ્ય ય નહિ મારાં સાધ્વી કુમારી બા?'

'શું બોલું, તમારી વાતજ મને ચીડવવાની છે ત્યાં?'

'ના, ચીડવવાની વાત નથી. મારી આશાના સોગંદ ખાઇને કહું છું કે તમારા ભાઇ એમ કહેતા હતા.'

'ભાભી! મને વધુ ચીડવશો નહિ.'

'સાચી વાતમાં તમને રીસ ચડતી હોય તો ભલે. પણ આ બાપા, અને મોટા ભાઇની પણ એજ ઇચ્છા હોય એમ લાગે છે કે તમે પસંદગીનો વર પરણી લો.'

'બહુ સારૂં.' ચીડમાં રાજબા બોલી.

'કહો ત્યારે. કોને પસંદ કરશો? કોઇ છેલ નજરમાં રાખ્યો છે?'

'છેલ બટાઉ તો ભાભી મારા હાથના નહિ પણ પગની ઠોકરના અધિકારી છે એવા વરણાગીઆ હું જોઉં છું અને મારા દીલમાંથી ધિક્કાર છૂટે છે.'

'ત્યારે કોઇ જાગીરદાર, ધનવાન કે પછી રાજાના કુંવર પાછળ તો ચિત્ત નથી દોડાવતાં?'

'હા, મેં જાગીરદાર જોયા છે. કસુંબો લઇ ઝોકાં ખાતા, ધનવાનો જોયા છે રામજણીઓ પાછળ ધનને ખરચતા, રાજાના કુંવરો જોયા છે ચારિત્ર્ય વગરના. ભાભી એવાઓની પસંદગી હું તો શું પણ વાલમની કોઇ કન્યા ન કરે.'

'તમારી વાતમાં વાલમની બીજી કુમારિકાઓ કેમ લાવો છો?'

'કારણ કે અમે બધાં એકજ ધરતીને ધાવીને ઉછર્યાં છીએ, મેં તમને કહ્યું છે કે કુમારીમાં સ્વયં કામદેવ આ ભૂમિમાં પ્રકટ થતો નથી. કામદેવની હયાતીમાંજ મોહાંધ થઇને માણસો જેમ તેમ ફસાઇ જાય છે, અને આખરે કોઇ ધન લાલસાથી, કોઇ રૂપની લાલસાથી ને કોઇ યૌવનની અભિલાષાથી લગ્ન કરવા તૈયાર થાય છે. મારી શુદ્ધ વિચાર કરવાની શક્તિ ઉપર મોહનાં પડળ ફરી નથી વળ્યાં. મારી નજરમાં કામદેવે હજુ મોહાંધતા નથી મૂકી. મારી પરીક્ષા કરવાની શક્તિમાં અવળે પંથે ચડાવનાર કામદેવનો કેફ નથી આવ્યો એટલેજ હજુ સુધી મને કોઇનો હાથ પકડવાની ઇચ્છા નથી થતી.'

'અરે મારાં નાનકડાં નણંદબા, એમ તો પછી જીંદગી જશે તો પણ તમને કોઇનો હાથ પકડવાની ઇચ્છા નહિ થાય.'

'ભલેને, એમ થશે તો પણ વાંધો નથી. ભાભી! મારા શરીરની હું સ્વામિની છું અને રહીશ તો દુનિયા ઉપર દુ:ખ નહિ ઉતરી પડે.'

'રહેવા દો હવે તમારી મોટી વાતો. અમે નહિ જાણતાં હોઇએ કે તમે હવે થોડા દિવસનાં મહેમાન છો?'

'કેમ?' આશ્ચર્યથી રાજબાએ પૂછ્યું.

'તમારૂં વર્તન, તમારી આંખો અને તમારી ચાલ બતાવે છે નણંદબા! કે રાજબા હવે વાલમનો નેહ ઓછો કરવા માગે છે.'

'નહિ ભાભી! એમ કહી તમે મને ચીડવશો નહિ. ખરૂં પૂછો તો હું જ્યાં જોઉં છું ત્યાં કયાંય શૌર્ય, ડહાપણ, સ્વસ્થતા, સજ્જનતા અને ચારિત્ર્યનો મેળ મળેલો નથી દેખાતો. એટલે મારૂં મન કયાંય ચોંટતું નથી. વિચાર થાય છે કે એવા વહેંતીઆઓ સાથે જીવન જોડવા કરતાં મોટાઇના ગર્વમાં મસ્તાન રહી નિર્લેપ જીવન ગુજારવું.'

'જેવી તમારી ઇચ્છા રાજબા! વળી પાછાં મારૂં ભવિષ્ય સાચું પડવાનો વખત આવે ત્યારે મને ખોટી કહેતાં નહિ.'

'નહિ કહું ભાભી! મારા દિલની વાત તમારા સિવાય કોઇને નહિ કહું. મેં એક જોયો છે પણ તેને જાણવો હજુ બાકી છે.'

"કોને જોયો છે? જાણવાનું શું બાકી છે?' અચંબો દર્શાવતાં દેવુબાએ કહ્યું.

'એ નહિ કહું ભાભી! મને મારી હાંસીનો ભય લાગે છે.'

'તો પણ કહો તો ખરાં?'

'વખતે એ ના કહે તો મારા બોલ નકામા જાય, ભાભી!'

'નહિ જાય, હું મદદ કરીશ. તમારા ભાઇની મદદ લઇશું. પછી છે કંઇ?'

'મારે મારી મેળે તરવું છે. તમારી કે ભાઇની કે કોઇની મદદ મને તારી નહિ શકે, એવો મને આ બાબતમાં તો વિશ્વાસ છે એટલે વે મને વિશેષ પૂછશો નહિ.'

'તો પણ નામ તો કહો. નહિ ઉપાડી જઈએ એ તમારા ભડવીરને !'

'વખત આવે નામ શું કામ પણ જાણશો ભાભી ! એમાંનું આજે કંઈ છે નહિ.'

'ભલે ન કહો તો તમારી મરજી. પણ યાદ રાખજો રાજુબા ! કે આ ભાભી કંઈ એટલી ભોળી નથી કે જાળીમાંથી છાની નજર નાખતાં હો છતાં તેની નજરે ન ચડો.' અનુમાનથી દેવુબાએ તીર ફેંક્યું. ચોટ આબાદ વાગી. ભોળી નણંદ રાજબાનો ચહેરો લાલ લાલ થઈ ગયો. પોતે બપોરે કરેલી ચોરી ભાભીની નજર બહાર રહી નથી. એ ખ્યાલે તેને ખિસિયાણી પાડી દીધી.

'તો પછી જાણો છો તો શા માટે પૂછો છો ?'

'પણ બહેન ! વગર વિચારે એમ આંધળીઆં કરાય નહિ. કોણ ગામ, કોણ ઠામ અને કેવું કુળ એ તો પહેલાં જોવું અને જાણવું પડે.

'એ મારે જોવાનું છે ભાભી ! હવે તમે એ વાત છોડો.'

'તમે કહો તો તમારા ભાઈને એ વાત કરી મૂકું.'

'ના ભાભી ! કહેશો નહિ, મારા સમ છે જો કહો તો.'

'ભલે, તમે કહો તે ખરૂં. અમે ચૂપ રહીશું. પણ કહો તો ખરાં કે એની પાછળ ચિત્ત દોડાવ્યું તે તમે એમાં શું ભાળ્યું ?'

'જુઓ કહું, એનામાં યૌવન છે. યૌવનથી આવતી શક્તિ છે. એ શક્તિનો યોગ્ય ઉપયોગ થાય માટે તેનામાં પરોપકારવૃત્તિ છે. પરોપકારમાંથી સ્વાર્થ સાધવા તરફ તેનું બિલકુલ લક્ષ નથી. તે ચારિત્ર્યવાન લાગે છે તેની વાત પરથી. લગ્નનો હજુ તેણે વિચાર કર્યો નથી એ એની સંયમવૃત્તિ દાખવે છે. તેનામાં ડહાપણ અને સુજનતા છે એ તો આજે જ જણાઈ આવ્યું હતું. ભાભી ! પછી મારે બીજું કંઈ જોવું નથી.'

'તો પછી નક્કી કરાવી દઈએ બાપુને કહેવડાવીને.'

'ના, હજુ ઘણું અધૂરૂં છે. તેને લગ્નના કોડ નથી. મારે એનામાં એ કોડ જગવવા છે.'

'ઓત્તારીનાં રાજબા! એ વીર છે તો તમે પણ કયાં વીરાંગના બની જાવ તેવાં નથી?'

'ભાભી! મને શું ગમે છે તે તમે જાણો છો? સુંદર વસ્ત્રોનો મને શોખ નથી. ઘરેણુંનો મને મોહ નથી. લાંબી લાંબી વાતો કરી કામ વખતે પાછા પડનારમાં મને વિશ્વાસ નથી. એટલેજ તમારી સાથે લાંબી વાતો કરવી મને ગમતી નથી. સીધી વાત તો તમે કહી તેમ છે કે જેવો એ વીર છે એવીજ હું વીરાંગના બની જાઉં એવી મારી અંતરની અભિલાષા છે. વીરાંગના બનવું મને ગમે છે.'

'નસીબદાર છો નણુંદલ બા અને નસીબદાર રહો. એ વિના મારે તો બીજું શું કહેવાનું હોય?' કહી ભાવથી દેવુબાએ રાજબાના માથા ઉપર હાથ ફેરવવા માંડયો. માતૃવાત્સલ્યનો લ્હાવ મળતાં. અંતર જેટલું ઠરે એટલી શીતળ લાગણી રાજબાએ અનુભવી અને ધીમે ધીમે નિદ્રાના ખોળે તન અને મન ઢળી પડયાં. રાજબા ઉંઘ્યા પછી દેવુબા પણ થોડી ક્ષણોમાં નિદ્રાધીન થઇ. મેડીમાં નિદ્રાનું સ્વ-રાજ્ય સ્થપાયું ત્યારે રાત્રિનો ત્રોજો પ્રહર શરૂ થઇ ચૂકયો હતો.

---

## પ્રકરણ ૧૨ મું

### મંત્રણા

(સોરઠો)

**દુઃખ ન ધરશો લેશ આ સંસાર અસાર છે;**
**માનવતાનો મહેલ ઉભો સાર ચહી જગે.**

રાત્રે કુકા મહેતાના ઘરમાં વાલમના વિસલ નગરા જ્ઞાતિના આગેવાનો એકઠા મળ્યા હતા. આગલી રાત્રે બની ગએલા બનાવો ઉપર વિશેષ વિચાર કરવાને કુકા મહેતાએ, પદ્મનાભ અને ગાંગજી-ભાઇની સલાહથી જ્ઞાતિના માણસોના વિચારો જાણી લઇ ન્યાયસભા સમક્ષ રજુ કરવાની યોજના કરી હતી. પંદરથી વીસ માણસોનું

જૂથ ઘરના ઓરડામાં ફાવે તેમ બેઠેલું હતું. કોઇએ પછેડી ઓઢી હતી. કોઇએ શાલ ઓઢી હતી, તો કોઇએ ઠંડી સામે બળવો જાહેર કર્યો હતો. ખરી રીતે તો ઓરડામાં ઝાઝી ઠંડી નહતી. સ્ત્રી વર્ગ કામથી પરવારી મેડીએ ચડી ગયો હતો. જ્ઞાતિની ભાંજગડના મંત્રણા-સ્થાન તરીકે ઘણા વખતથી એ ઓરડો વિખ્યાત હતો. નાગરોની જ્ઞાતિમાં કુકા મહેતાનું સ્થાન માનભર્યું હતું.

'આ દુઃખ જાય એમ તમે માનો છો કુકા મહેતા?'

'કેમ નહિ જાય?' ભારે અવાજથી મહેતા બોલ્યા. તે બોલતા હતા છતાં બહુ બળ કરીને 'પહેલાં આપણે એકલા ભરી પીવાનું હતું. આજે આખું ગામ આપણી બાજુએ છે. આપણે કારણે ખાસ વ્ય-વસ્થા થઇ છે. આપણે કારણે ખાસ માણસો રોકાયાં છે. પદ્મનાભ જેવાએ આપણું દુઃખ દૂર કરવાનું માથે લીધું છે. તેણે આખું ગામ આપણી બાજુ દોર્યું છે. તો એને જેટલો આત્મવિશ્વાસ છે તેનો સોમો ભાગનો આપણામાં હોવો જોઇએ?'

'એકલો આત્મવિશ્વાસ શું કરશે જો કાર્ય બરાબર નહિ થાય તો?'

'કોણ કહે છે, કાર્ય બરાબર નહિ થાય? ચાર પાંચ દિવસે બનતા બનાવોની મુદત બે માસ જેટલી લંબાઇ છતાં કાર્ય નહિ થાય તે કેમ કહેવાય?'

'મુદત લંબાવવામાં એ બધી નવી પરિસ્થિતિ કારણરૂપ છે એમ શાથી કહો છો?' એક વૃદ્ધ ડોસા બોલ્યા.

'ઘર ફાડવા આવનાર ટોળીએ ગઇ કાલની જેમ વ્યવસ્થિત કાર્ય તે અગાઉ કોઇ દિવસ કરેલું? પીળા ફૂલનો સંકેત શું તમને નવો ન લાગ્યો? એ પહેલાં એવા સંકેતો ક્યારે થતા? એટલી સાવધાની છતાં ગામના એક પણ ઠાકરડાએ વ્યક્તિગત ભાગ ન લેતાં ભાડૂતી માણસોથી કામ લીધું એ પણ નવું તો ખરૂં જ ને? નવીન વ્યવસ્થાનો એ પરિપાક નહિ તો બીજું શું?' કુકા મહેતા સમજાવતા હતા.

'મહેતાજી ! એ સાચું. પણ આપણા હોવાનો દેખાવ કરી આપણા પગ કાપવાનો તો એમાં પ્રયાસ નહિ હોય?' એક શંકાશીલ ગૃહસ્થ બોલ્યા.

'હજુ સુધી તો એવું દેખાયું નથી એટલે વહેમ રાખવો નકામો છે.'

'આ વિશ્વનાથની રંભા ગઇ તે પદ્મનાભ જાણતા હતા છતાં બની ગયું તેમાં પદ્મનાભ જવાબદાર નહિ?'

'રંભા ગઇ એમાં પદ્મનાભની જવાબદારી એટલી કે એમની ચોકીમાંથી તે ગઇ. એથીય વિશેષ મૂર્ખાઇ આપણી કે નાગર કોમના બે ભાગ પણ સંપથી રહી શકતા નથી. બીજો માણસ ચળી જાય. પણ નાગર થઇ આટલો અધમ બને ત્યારે તો હદ આવી ને? કેશવ ક્યાંથી સુખી થાય?'

'એને કેદમાં રાખ્યો એ પદ્મનાભની ભૂલ નથી? રંભાને શોધવામાં એ મદદગાર ન બનત?' એક અવાજ આવ્યો.

'કેશવમાં એટલો વિશ્વાસ હવે મૂકી શકાય તેમ નથી. પદ્મનાભે એનામાં ગઇ રાત્રે એ વિશ્વાસ મૂકયો હતો. એ વિશ્વાસનાં ફળ એણે રંભાને વિદાય કરીને આપણને તથા પદ્મનાભને ચખાડયાં.' કુકા મહેતાએ ખુલાસો કર્યો.

'જો આવીજ રીતે ઝગડા ચાલ્યા કરશે તો આપણાથી ઠરીને રહી શકાશેજ નહિ. અને આવા ઝગડાઓને કયાં સુધી પહોંચી વળીશું? ગામ બહુ બહુ તો આપણને વરસ બે વરસ મદદ કરશે.' એક યુવાન આગેવાન બોલી ઉઠયા.

'વરસ બે વરસની ગામની મદદ લેવાથી પણ જો આપણું કલ્યાણ થતું હોય તો મદદ લેવામાં વાંધો નહિ; પણ ભવિષ્ય ઉજળું જણાય છે?'

'એ પૂછો જ્યોતિષી પદ્મનાભને.' કોઇએ મજાકમાં કહ્યું.

'એ મજાક કરવી રહેવા દો. મારે તમને બધાઓને કેટલીક વાતો આજે કહેવાની છે. ગામ તરફથી આપણા બચાવની જે નવી

વ્યવસ્થા ઉભી કરવામાં આવી છે એમાં તમને કંઇ ઓછું લાગે છે ? ગામ તરફથી આ કરતાં વિશેષ સારી વ્યવસ્થા થઇ શકે ખરી ? ગામ આથી સારૂં કામ કરવાની તૈયારી બતાવે અને એમાં ધનની જરૂર પડે તો એ ગામ આપે કે આપણી જ્ઞાતિએ આપવું ? ગામના આ પ્રયત્નો સતત ચાલુ રહે તેમાં પણ જો કદાચ અંતે આપણને આપણી સલામતી ન લાગે તો આપણે શું કરવું !' કુકા મહેતાએ પૂછયું.

'ગામ ધારે તો આથી સારી વ્યવસ્થા કરી શકે તેમ છે. ઠાકરડાઓને બોલાવી તેમને ધમકાવી કે માર મારીને પણ દબાવી શકે તેમ છે. અને ઠાકરડાઓની ગુંજાશ નથી કે ગામ સામે આંગળી ઉંચી કરી શકે. આ તો ગામને કરવું નથી અને દેખાવ કરવો છે કે 'અમે વહાર કરીએ છીએ.' આ બધા પંચ ગોઠવનાર પેલો પદ્મનાભ નિરાંતે ગામનું ખાઇ પીને તાગડધિન્ના કરે છે.' એક તદ્દન વૃદ્ધ ગૃહસ્થ બોલી ઉઠયા.

'પૈસા ગામ ખરચે, આપણે ગામના વતની. આપણા પરની આફત ગામની ગણાય. પછી આવી કે આથી સારી વ્યવસ્થામાં ગામને થતું ખર્ચ આપણાથી અપાય નહિ. આપણે જો સ્વતંત્ર બચાવ કરવા માટેની તૈયારીઓ આપમેળે ઉભી કરીએ તો તે જવાબદારી આપણે માથે રહે.' એક વ્યવહારદક્ષ ગૃહસ્થે સમજ પાડી.

'પદ્મનાભના હાથ હેઠા પડે, ગાંગજીભાઇ, મોંઘજીભાઇ અને ઘેલાશાની આગેવાની વગોવાય તેમજ નાગરોની ઉપાધિ ચાલુ રહે તો પછી આ ગામ સાથે આપણે કયા સંબંધથી રહેવાનું હોય ? મૂળે ક્યાં આપણા પૂર્વજોનું વતન વાલમ છે કે આપણાથી ભયંકર દુઃખ વખતે પણ તેનો ત્યાગ ન કરી શકાય ? નાગરને તો નોકરી ત્યાં વતન આ તો ઠીક. ખેતીવાડીના હિસાબે બધું જાળવી બેઠા નહિ તો કોને પડી હોય આ ગામની કે ઠાકરડાઓની ?' પાકટ વયના એક ગૃહસ્થ બોલ્યા. તેમની આંખોમાં ગરૂડની તીક્ષ્ણતા હતી. અને બોલતી વખત ઓઠના ખૂણા કવચિત્ વારા ફરતી ખેંચાતા હતા. કુકા મહેતાએ મૌન સેવ્યું હતું.

'મને તો લાગે છે કે આજના બનાવ પછી ઠાકરડાઓ વધારે માથે ચડી વાગશે. આજનો બનાવ તેમને ઘા ઉપર મીઠાના પાણીની ગરજ સારતો હશે. કુંદનનું ઘર ફાડી શકાયું નાહ. ભાડુતી માણસો પકડાઇ ગયા તે પણ ભવિષ્યમાં એવું કામ ન કરવાની શરતે છૂટયા. એટલે હવે તો તેમને જાતેજ રણે ચડવાનું રહ્યું ને? તેમાં વળી પદ્મનાભની જાગતી ચોકીનો પૂરો ભય. એટલે તેમાંથી બચવા તેઓ બહુજ બાજીઓ રચશે. અને કેટલાયને ઘાયલ કરશે, મારશે અને દેશપાર મૂકી આવશે.'

'ના, ના, મારૂં તો માનવું છે કે ગામમાં આવી ચોરી કરવાની તો હવે તેઓ હામ ભીડશેજ નહિ. પદ્મનાભ જાગૃત છે ત્યાં સુધી તેની ચોકી વટાવવી મુશ્કેલ છે. પછી તો ભગવાન જાણે.'

'ખેતરો કયાં નથી કે હવે ગામમાં આવશે? ઉભા પાક રાતમાં વાઢી જતાં કે ખવડાવી, સળગાવી દેતાં એમને કયાં જરાએ અરેરાટી થવાની હતી કે 'બિચારા બ્રાહ્મણો શું ખાશે?' એક દાઝતા ગૃહસ્થ બોલ્યા.

'આપણે માટે હવે બે ઉપાય છે. ગામ આપણે માટે આથી વિશેષ કંઇ કરી શકે તેમ નથી. વળી આ યોજના પણ સુંદર છે. નાગર કોમના નસીબ હશે તો ઠાકરડાઓની સાન ઠેકાણે આવશે. નહિતર બીજી રીતે તેમને બોલાવી, સમજાવી, ફોસલાવી, ધમકાવી કે મારામારી કરીને તેમની ખો ભૂલાવી શકાય તેમ નથી. તે સમજવાના નથી કારણ કે તેમને જમીનની લાલસા છે. તે ધમકીને માનશે નહિ કારણ કે તે જથ્થાવાળા છે. ગામથી તેમને માર મારી શકાય તેમ નથી. કારણ કે એક યા બીજી રીતે આખું ગામ તેમની સાથેના સંબંધથી સંકળાએલું છે. એટલે દૂરના ભાવિમાં પણ આજ પરિસ્થિતિ ઉભી રહેશે તો આપણે ગામ છોડવું પડશે અથવા તો સારામાં સારી જમીન તેમને આપી જીવવા માટે વલખાં મારવા પડશે.' કુકા મહેતાએ વસ્તુની ચોખવટ કરી.

'હા, એમજ છે. જમીન સોંપી ગામમાં રહેવું એ સારૂં છે પણ ગામ છોડવું એ આપણે માટે યોગ્ય ન ગણાય.' એક વૃદ્ધે કહ્યું.

'ના, હું તો ફક્ત ખુલ્લા માર્ગની વાત કરૂં છું.' કુકા મહેતાએ કહ્યું.

'કેમ યોગ્ય ન ગણાય? નાક ગયા પછી ગામમાં રહેવાનું પ્રયોજન શું? ક્યાં બીજે જમીન કે ચાકરી મળી નથી રહેતી કે, આવા કંકાસથી ભરેલા ગામમાં પડયા રહીએ?'.

'એ પણ સારૂં છે. રૂદ્રભાઇ! તમારી વાત મને બહુજ ગમે છે. રહેવું તો પૂરી ઇજ્જતથી નહિ તો પછી ચાલ્યા જવું.' એક યુવાન બોલ્યો.

'વાતો કરવી સહેલી છે મંગળ! માથે આવી પડશે ત્યારે સમજાશે કે ગામ છોડીને જતાં કેટલું વીતે છે!' પેલા વૃધ્ધે કહ્યું.

'વીતશે ત્યારે તો ગામ છોડીશું. ઓછા કૈં સુખમાં ગામ છોડવાના છીએ કાકા?' મંગળે જવાબ આપ્યો.

'વીતવામાં હવે શું બાકી રહ્યું છે? ધન લૂંટાયાં છે. ઘર ફોડયાં છે. ધમકીઓ દેવાઇ છે. માણસો ચોરાયાં છે. તેમનાં વખત સુદ્ધા થઇ ચૂકયાં છે. હવે કન્યાઓનાં હરણ થાય છે. એ પણ નાગરને વેશે આવીને. પછી શું બાકી રહ્યું?'

'હા, આ વાત પદ્મનાભ જાણતો હતો કે વિશ્વનાથના ઘરમાંનો મહેમાન ખરો નાગર નહિ પણ ઠાકરડો હતો છતાં તેણે એ વાત આપણને જણાવી નહતી.' એક ડોસા બોલ્યા.

'પદ્મભાઇ જાણતા હતા. અને તે માટે સાવચેત પણ હતા. રંભાને ધાર્યા કરતાં વહેલી ઉઠાવવામાં આવી એટલે હવે પદ્મનાભ લાચાર. પરંતુ તેમનો વિચાર તો કેશવને સીધો કરવાનો હતો. અને રંભાને બચાવવાનો હતો. એ ધાટ ઘડવાનો સમય મળે તે પહેલાં તો તેનું હરણ થયું. તેમાં કેશવની ખૂટેલાઇ છે. પદ્મનાભનો વાંક નથી.' કુકા મહેતાએ પદ્મનાભનો બચાવ કર્યો. તમે તો પદ્મનાભના મિત્ર એટલે એનું ભૂંડું શેના સાંભળી રહો? પણ વિચાર કર્યો કે પેલા સામંત અને રત્નસિંહ રંભાને શોધવા ગયા છે તે એ પાછા આવશે ત્યારે વિશ્વનાથ જાતને શું મોઢું બતાવશે''

'એમાં વળી શું મોઢું બતાવવાનું હોય?' કુકા મહેતાએ કહ્યું. વિશ્વનાથ એક ખૂણામાં બેઠો હતો તેણે કાન માંડયા.

'રંભાને લેનાર કોણ ઉભો થશે?'

કુકા મહેતા ગુંચવાયા. જેની શોધ માટે માણસો મોકલ્યાં છે. તેને માટે તો પવિત્ર નાગર કોમમાં હવે સ્થાન રહ્યું નહતું. 'રંભાનું શું થશે?' એ સવાલ તેમને મુંઝવી રહ્યો.

'શું વિચાર કરો છો કુકા મહેતા? તમારી પટલાઇમાં અમારી પુત્રીઓ ખેંચાઇ જાય અને એમને પાછી સ્વીકારતાં નાગર કોમને બટ્ટો લાગે એટલી પામરતા એ જ્ઞાતિમાં તમારે બેઠે છતે આવે તો પછી આ ગામ છોડી ચાલ્યા જવું શું ખોટું?' વિશ્વનાથે કહ્યું.

'હું એજ વિચારૂં છું. વિશ્વનાથભાઇ! રંભાને તજી તો શકાય જ નહિ. એનું વાગ્દાન થએલું છે એટલે તમારા વેવાઇ સાથે વાતચીત કરી લો. એમને વાંધો નહિ હોય તો ન્યાતને બીલકુલ વાંધો નથી.'

'ન્યાતને ભલે ને વાંધો ન હોય, હરણ કરાએલી કન્યાનો સ્વીકાર હું મારી પુત્રવધૂ તરીકે કદિ ન કરી શકું. વિશ્વનાથ ભલે બીજો વેવાઇ શોધી લે,' કુકા મહેતા ઠરી ગયા. વિશ્વનાથ અવાક બની ગયો. બાકીના બીજા ગૃહસ્થો એક બીજા સામે જોઇ રહ્યા.

'તો પછી રંભાને શોધવાનું કાર્ય અર્થ વગરનું જ છે. એમજ ને?' કુકા મહેતા બોલ્યા.

'એ તો જે અર્થ થતો હોય તે.' એક ગૃહસ્થ બોલ્યા. તેમને કોઇ પક્ષ સાથે સીધો કે આડકતરો સંબંધ નહતો.

'ભલે, જ્ઞાતિનો વાંધો હોય. રંભા મારી દીકરી બની મારા ઘરમાં રહેશે.' કુકા મહેતાએ નિશ્ચય જાહેર કર્યો.

'ભારે પડશે મહેતાજી! આપના ભારા માથે ઉપાડી ફરશો નહિ.' કોઇએ શિખામણ આપી.

'એ મારે જોવાનું છે.'

'પાછળથી પસ્તાવો થશે. કુકા મહેતા!' બીજા એક ગૃહસ્થ બોલ્યા.

'નીરાંતે સહન કરીશ.' જવાબ મળ્યો.

'ભલે ત્યારે પાછળથી અમને દોષ ન દેતા.'

'જરૂર, નાગર જ્ઞાતિનું ગૌરવ સાચવતાં ભલેને એક નહિ પણ અનેક આફતો ઉતરી આવે. કુકા મહેતા ભરેલું ડગલું પાછું નહિ મૂકે.' બોલતાં કુકા મહેતાને બહુ શ્રમ પડયો. કપાળથી પસીનો લૂછવાની ખાસીયતથી ટેવાએલો હાથ કપાળ પર ફરી પાછો આવ્યો. ત્યારે એમને ભાન થયું કે શિયાળાની જામતી રાત્રિ હતી.

વિશ્વનાથ અનિશ્ચિત મનથી ત્રિશંકુ જેવી દશા ભોગવતો હતો. તેનાથી ન તો કુકા મહેતાને ધન્યવાદ આપી શકાયો કે ન તો પોતે પોતાની કન્યાને પાળવાની જાહેરાત કરી શકયો. બેઠેલા બધાંના મોંઢા ઉપર કુકા મહેતાના શબ્દોએ મરકાટ ઉમેર્યો હતો. એ મરકાટને જરા પણ ન ગણકારતાં મહેતાએ પદ્મનાભને મળવાની પોતાની ઇચ્છા જાહેર કરી એટલે આખુંએ ટોળું ઉઠયું. મહેતાની આ રીત ટોળાના દરેક માણસને અપરિચિત લાગી.

કુકા મહેતા તરફનું સ્વાગત જેટલું વખણાતું તેટલીજ વિદાય વિધિ પણ વખણાતી. એને સ્થાને આમ એકાએક મૂક વિદાય દરેકને ખૂંચી. કુકા મહેતાને એની દરકાર નહતી.

જામતી રાત્રિમાં તેણે ઘર છોડી લક્ષ્મીનારાયણના મંદિરનો આશરો શોધ્યો. પણ ત્યાં તેમણે ધાર્યા મુજબ પદ્મનાભ તેમને મળ્યો નહિ. એક બાજુ પડેલી વિશાળ પાટ પર શવજી લાંબી સોડ તાણી સૂઇ ગયો હતો. કુકા મહેતાએ તેને પૂછયું.

'પદ્મભાઇ કયાં છે?'

'ખેતરનાં રખવાળાં કરવા.' શવજીએ જવાબ આપ્યો.

'કોની સાથે?' આશ્ચર્યથી મહેતાએ પૂછયું.

'મારા બાપુ સાથે.'

'ત્યારે તું કેમ રહી ગયો?'

'કેશવને ખાતર.' કુકા મહેતા અક્ષર પણ બોલ્યા વિના ઘરે પાછા વળી ગયા. ગાંગજીભાઇ અને પદ્મનાભની લોકો માટેની લાગણીએ તેમના હૃદયના તારોને ઝણઝણાવી મૂકયા.

## પ્રકરણ ૧૩ મું

## જંગલમાં રાત્રિ

(સોરઠો)

પૃથ્વીભરનો તાત, જે વીણ જગ ભૂખે મરે;
એહ, શા સંતાપ તારા દીલને દુભવે?

પદ્મનાભને એ રાત્રે ખાસ કામ હતું નહિ. સામંત અને રત્નસિંહ બહુ મોડા ગયેલા હોવાથી રાત્રે પાછા આવવાનો સંભવ નહતો. પુત્ર કામેશ્વર તેના ચિત્ર કાર્યમાં મશગુલ હતો. ઉમા ઘર કાર્યથી પરવારી નાના પુત્ર પતાને તેની રડવાની હઠ છોડાવી પટાવી ઉંઘાડી દેવાની ત્રેવડમાં પડી હતી. તે વખતે શવજીએ આવી તેના પિતા ખેતરમાં પદ્મનાભને લઇ જવા તેમની રાહ જોઇ રહ્યા હોવાનું જણાવ્યું. જંગલની રાતની શોભા નિહાળવાનો મોહ પદ્મનાભ જતો ન કરી શકયો અને ગાંગજીભાઇને મળી ખેતરની સફરે ઉપડી ગયો.

'આ જમીન પદ્મભાઇ! થાળી જેવી સપાટ અને પુરેપુરી કસદાર છે. એનો માલિક અત્યારે મ્હોં માગ્યું ધન લઇને પણ જમીન છોડવા ખુશી નથી.' ઠંડો પવન સુસવાતો હતો. બન્નેએ ઠંડીથી બચતા રહેવા ઓઢેલું હતું. છતાં બોલતાં હોઠ જાડા થઇ જતા હતા.

'એ કોનું ખેતર?'

'કેમ ખબર નથી? વિશ્વનાથ પંડયાનું. આ ત્રણ વીઘાં જમીન માટે મોંઘજીભાઇ એને પોતાની સારામાં સારી જમીનમાંથી સાત વીઘાં જમીન કાઢી આપવા ખુશી છે. પણ તેની તે ના પાડે છે.'

'જમીન એટલી સારી હશે.'

'જમીન તો સારી છેજ. મોંઘજીભાઇની જમીન પણ કંઇ એનાથી ઉતરતી નથી. છતાં વિશ્વનાથ બમણી જમીન મળવાનો મોહ જતો કરે છે.'

'તો પછી એનું ગણુતર ખોટું હશે.'

'ના, એમ પણ નથી. મોંઘજીભાઇ એને જે જમીન આપવા માગે છે તેને ફરતો ઠાકરડાઓની જમીનનો કોટ છે. વિશ્વનાથનું શું ગજું કે એક શેર અનાજ ખેતરમાંથી પકવી લાવે ?'

'તો મોંઘજીભાઇ પણ લૂંટાતા તો હશે જ ને ?' પદ્મનાભે પૂછ્યું.

'લૂંટાય, પણ તે ન જાણે એટલું. તેનામાં આવડત છે મન મેળવી લેવાની. તે જાણે છે કે એમનાથી બગાડ્યું તો પછી ખેતર મૂકવા વારો આવશે. એટલે પાળી પંપાળીને ઠાકરડાઓને રાખે છે.'

'નાગરોનો બચાવ કરવામાં તેમની ઢીલનું એક કારણ આ પણ હોઇ શકે.'

'ખરૂં જ વળી. પણ મુખ્ય કારણ તો બીજું છે.'

'કયું ?'

'જેવો ઠાકરડાઓને નાગરોની જમીનનો મોહ છે, એવો જ મોહ તેમને છે. એટલે તેમને વાગેલો કાંટો ઠાકરડા કાઢે છે.'

'તો એ સારૂં કરતા નથી. પક્ષ લીધો તો પછી પ્રામાણિક રહેવું જોઇએ.'

'પ્રામાણિક તો છે જ.'

'તેમ નહિ. મન, વાચા અને કર્મથી પ્રામાણિક રહેવું જોઇએ.'

'તેમ તો પદ્મભાઇ હું પણ પ્રામાણિક નથી.'

'શા ઉપરથી કહો છો ?'

'મનમાં ઉંડે ઉંડે થઇ આવે છે કે પાડાના કાંધ જેવાં કીંમતી ખેતરોનો ભોગવટો નાગરોના હાથમાંથી છૂટી મારા હાથમાં આવી પડે તો કેવું ?'

'તો પછી આપણાથી નાગરોને કુમક કરી શકાશે નહિ, ગાંગજીભાઇ !'

'શા માટે નહિં ? તમે તો પ્રામાણિક છો ને !'

'હું શી રીતે પ્રામાણિક ગણાઉં ? જે મિત્રનું અન્ન ખાઈ આજ સુધી હું પ્રામાણિક રહેવાનો દાવો કરૂં તે મિત્રના દીલના ઉંડાણમાં

સ્વાર્થ ધર કરી બેઠેલો હોય તો તેનું અન્ન મને અપ્રામાણિક બનવા કેમ ન લલચાવે ?'

'નહિ પદ્મભાઇ! હું તમને મારી અભિલાષા પુરી કરવાના સાધન તરીકે નહિ જ વાપરૂં.'

'એમ ન ચાલે ગાંગજીભાઇ! તમે મને કહી ન શકો પણ તમારૂં અંતરનું ઉંડાણ એમ ઝંખી રહ્યું હોવું જોઇએ.'

'છતાં હું તેને વારી લઇશ.'

'સ્વાર્થી મનને ક્યાં સુધી વારી શકાય ?'

'જ્યાં સુધી માણસ ધારે ત્યાં સુધી.'

'નહિ ગાંગજીભાઇ! આ રીતના કાર્યમાં સરળતા ન મળે. તન, મન અને ધનથી કાર્યસિદ્ધિ પાછળ પડ્યા તો પછી એમાં અપ્રામાણિકતા જેવું કંઇ જ ન રહેવું જોઇએ.'

'પણ આપણાં મન ક્યાં એટલાં શુદ્ધ રહી શકે કે એટલી નાની લાગણી પણ ન ઉદ્‌ભવી શકે ?'

'એક નાની લાગણી પણ વખત જતાં મહેચ્છાનું રૂપ પકડે છે અને આખરે જીવન ધ્યેય બની રહે છે. માટે કહું છું ગાંગજીભાઇ! કે તમે એ મોહ છોડી દો, પ્રભુએ તમને સારી જમીન અને સારી મિલ્કત આપ્યાં છે. તો નાગરોની ભાગતી પળે તમે તેમની જમીન તરફ નજર દોડાવશો નહિ.'

'એ તો અમારાં ખેડુતોનાં મન જમીન દેખી કે તરતજ પલળી જાય. તમે શાથી કહો છો કે નાગરોની ભાગતી પળ છે ?'

'ત્યારે શું આ નાગરોની ચડતી પળ છે !'

'શું કહેવાય ? એ તો પદ્મભાઇ! કાલે ઠાકરડાઓ સાથે મેળ પડી જાય અને બધું સારૂં થઇ જાય.'

'ઠાકરડાઓ સાથે મેળ થઇ જાય એમ મને તો નથી લાગતું. જમીનની તકરાર ભલભલાં કુટુંબો, ગામો કે રાજ્યોનાં મૂળ ઉખેડી

નાખે છે, એ આપણે ક્યાં નથી જાણતા ? છતાં માનો કે મેળ થઇ જાય તો પછી તમારા કે મોંઘજીભાઇ જેવાની અતૃપ્ત લાલસાનો તેમને ભોગ તો બનવુંજ પડશે ને ?'

'પદ્મભાઇ ! તમે મને એવો ન ગણાવો, આ તો મનની ઉંડી ઉંડી લાગણીની વાત કરી એટલે તમે એને મારી ઇચ્છા માની બેઠા. પણ તમે એ ખોટું માનો છો. નાગરોની જમીનનો એક ચાસડો મારે ન ખપે. પદ્મભાઇ ! પછી ભલેને તે મને મફતમાં મળતો હોય.'

'બરાબર છે. એમજ મનની મજબુતાઇ હોવી જોઇએ. મોંઘજીભાઇ જમીનના લોભી છે. તેમને જો સદુપદેશથી સમજાવવામાં આવે તો તો તેઓ પણ જમીનનો ખોટો મોહ જતો કરે.'

'હું તો નથી માનતો કે તે સમજી જાય. હા, તે ઠાકરડાઓની જેમ જમીન માટે આગળ પડીને તોફાન કરે તેવા નથી પણ તેમનો મોહ તો નહિજ છૂટે.'

'પવનની એક ઠંડી લહરી આવી અને બન્નેએ કમકમાટી અનુભવી. શા ઉપરથી કહો છો ?' પદ્મનાભે પૂછ્યું.

'તેમના વડવાઓનું વાલમમાં આવવાનું પ્રયોજન સારી જમીન મેળવવાનું હતું. પેઢી દર પેઢી તેમને ધાવણમાં ધવડાવવામાં આવે છે કે, સારામાં સારી જમીનના માલિક નહિ બનીએ તો પછી અહીં આવવાનું આપણું પ્રયોજન સફળ થશે નહિ. અને પેઢીનો મોહ આમ તેમને વારસામાં મળ્યો છે. જ્યારે અમે તો શાહી પરવાનગી લઇ વાલમને અમારૂં માની વસવાટ કરી રહ્યા છીએ. અમારાથી વાલમને લુંટાય નહિ. અમારાથી વાલમને માટે ખોટું કહેવાય નહિ. અમારાથી વાલમની વિપત્તિ વખતે દૂર નાસી જવાય નહિ. પદ્મભાઇ ! વાલમ અમારૂં છે.'

'તેની કોણે ના કહી ? વાલમ તમારૂં છે, વાલમ મારૂં છે. અને વાલમના દરેક પુત્રને મન વાલમ તેનું છે, એ લાગણી જ્યાં સુધી દરેકમાં નહિ પ્રગટે ત્યાં સુધી આ આંતર કલહ કાયમ રહેશે.' પદ્મનાભે પૂર્તિ કરી.

'પદ્મભાઇ! આ લીલાં લીલાં ખેતરો, જંગલી પાડા ડૂબી જાય એવા ઉભા મોલ, ફાટફાટ થતી શીંગો અને ડૂંડાં છોડી બહાર નીકળી આવવા મથતા અનાજના કણ જોઈ કોના હૈયામાં જમીનની લાલસા ન જાગે? એ લાલસા જાગ્યા પછી કોણ એવો હોય કે બનતો સ્વાર્થ સાધવા ન મથે?'

'ભૂલો છો ગાંગજીભાઇ! તમે કહી તેવી લાગણી જેની પાસે કંઇ ન હોય એવાને થાય. ધરાએલાને મન પકવાન્ન પણ નકામાં હોય છે.'

'લક્ષ્મીથી કોણ ધરાયું છે? અને પદ્મભાઇ! થોડુંક પૂછી લેવા દો કે ખેતરોમાં ઉભા પાક જોઇ તમને મનમાં કંઇ લાગણી થાય છે?'

'હા થાય છે. એટલું જ કે માલિકે ધારેલો મોલ ઉતરે તો જમીન તરફનો તેનો પ્રેમ કાયમ રહે.'

'તે સિવાય બીજું કંઇ?'

'બીજું કાંઇ જ નહિ.'

'તો જરૂર તમે યોગી હશો.'

'હું યોગી નથી સાધારણ માણસ છું, છતાં ખપ કરતાં વધુ રાખવા હું ટેવાએલો નથી, અને એટલું મને કુદરત આપે છે. વધારેનો મને મોહ નથી.' પદ્મનાભે શાન્તિથી કહ્યું.

ગાંગજીભાઇનું ખેતર આવ્યું. પદ્મનાભે સર્વગ્રાહી દૃષ્ટિ ચારે કોર નાખી. અંધકારમાં પણ જાણે જીવતી હોય તેમ વનશ્રી ડોલી રહી હતી. જંગલમાં રાત્રિ વીતાવવામાં ભલે કોઇ જાતનાં સુખ સગવડ સચવાતાં ન હોય પણ આનંદ તો જરૂર મેળવી શકાય છે.'

'આજથી સવાસો વર્ષ પહેલાં મારા વડવાએ વાલમમાં પગ દીધો ત્યારે એમને પણ તમારી જેમ ઉભા રહેવાનું સ્થાન ગામમાં ન હતું. પણ શાહી પરવાનગીએ તેમને સારી મદદ કરી. તેમને માટે ખાસ જુદી જમીન અહીંની પડતર જમીનમાંથી કાઢી આપવામાં આવી. એ જમીનનાં ખંતથી જતન કરી તેમણે સારી પેદાશ મેળવી જમીન વધારી અને વારસામાં જમીનનો સારો જથ્થો પૂર્વજોની કૃપાથી

અમને મળ્યો. પદ્મભાઇ! બીજી જમીનનો મોહ મને નથી. પ્રભુ મને મારું ખાવા દે તો તે મારે માટે પુરતું છે.'

'સંતોષ ત્યાં જ સુખ વસે છે. ગાંગજીભાઇ! ઘર આંગણે અસંતોષીઓના અખાડા ખેલાય છે, તે નથી જોતા?'

શિયાળવાંના રડવાનો અવાજ સંભળાયો.

'બીજો પહોર શરૂ થઇ ગયો, પદ્મભાઇ અને આપણે તો વાતોનાં વડાં કર્યાં.' ગાંગજીએ કહ્યું.

'કેમ, વાતોનાં વડાં?' પદ્મનાભે પૂછ્યું.

'ત્યારે શું? વાતો કરવાજ તમને અહીં શા માટે લાવું? વાતો ઘર બેઠાં ક્યાં થતી નથી?'

'તમે તો મને વાલમની સીમ બતાવવા સાથે લાવ્યા છો. મારે તો એ જોવું છે કે રાત્રિનો પ્રભાવ જંગલમાં કેવો જામે છે,' પદ્મનાભે કહ્યું.

'એ જોવાનો સમય તો ગયો. આજે ખેતરોમાં મોલ ઉભો નથી. અને રાત અજવાળી નથી. અંધારી રાતમાં ખાલી ખેતરો અડવાં લાગે. એમાં જોવાનું શું હોય?' ગાંગજીએ જંગલની કંગાલિયતનો સ્વીકાર કરતાં કહ્યું.

'ખેતરો અડવાં નથી, ભલે અંધારી રાત માથે ગાજતી હોય. એકેએક ખેતર પૂરો પાક આપ્યાનો સંતોષ અનુભવતું નીરાંતે સૂતેલું લાગે છે. તેને નથી ફરજ, અધૂરી રહ્યાની ચિંતા કે નથી અસુંદર દેખાવાનો અસંતોષ. માનવી જમીન પાસેથી આટલું શીખે તો જીવન સફળ કરી જાય ગાંગજીભાઇ!'

'તમને તો ખેતરોમાંથી કવિતા જડે છે પદ્મભાઇ! તમે તે જ્યોતિષી છો કે કવિ?'

'મારી મર્યાદાઓ હું જાણું છું. પણ ટુંકા જીવનમાં પરોપકારથી યશ કલગીને વરતો ખેડૂત પોતાને નાનો ગણાવી ખરેખર મહાન બની જાય છે. એ સત્ય મને અત્યારે સમજાય છે.'

'અમે ખેડૂતો પામર જંતુઓ જેવા. અમને મોટાઇનો ગર્વ પોષાય નહિ, અમારાથી સુખસગવડ દીલ ભરીને ભોગવાય નહિ. અમને જગત શ્રમજીવી ગણે. અમારી મહેનત જોઇ બીજાઓ ત્રાસી જાય. એવા અમને ખેડુતોને તમે મહાન શાથી કહો છો!'

'જે હજારોને જીવાડે છે તે પામર કેમ કહેવાય? તમને મોટાઇનો ગર્વ પોષાતો નથી એમાંજ તમારી મોટાઇ રહેલી છે. તમે મનભરીને સુખસગવડ ભોગવતા નથી એના ઉપરજ જગતના પોષણનો આધાર રહેલો છે. જગત તમને શ્રમજીવી ગણી ઉવેખે છે એમાંજ તમારૂં સાચું સન્માન સમાએલું છે. તમારી મહેનત એ જગતનું ગૌરવ છે. ખેડૂત વડે જગત ઉર્જવળ છે. ખેડૂત મહાન કેમ નહિ?"

'પેદા કરે ખેડૂત છતાં ખેડૂતનાં બાળકો ધાન વિના ટળવળે અને લહેર કરે ધનવાનો. ખેડૂત દેવાદાર ગણાય અને પૈસાવાળા ધનિક ગણાય. અમારે ત્યાં ધાનના તોટા અને ધનિકને ત્યાં અનાજના ઢગલા. પૈસાને પૈસાથી પેદા કરતા વેપારીઓ અમને ચૂસે, પ્રજાનું રક્ષણ કરવાનો દાવો કરતા રાજવીઓ અમને ચૂસે, ચોર, ઢોર અને મોરની જાતિનાં પ્રાણીઓ પણ અમને ચૂસે, કુદરત તરફથી નાની મોટી આફતો અમારાં કપડાં સરતાં કરે. પ્રભુએ ખેડૂતને પેદા કરી તેની જીંદગીમાંથી સુખ અને આનંદ ઝુંટવી લીધાં છે.'

'એ ભુલ છે ગાંગજીભાઇ! પ્રભુએ ખેડૂતને પેદા કરી તેને સુખ અને આનંદથી વિભૂષિત કર્યો છે. સુખ સંતોષમાં છે. જગતભરનાં પ્રાણીઓને જમાડીને જમવામાં ખેડૂત ભલે તે ન માનતો હોય છતાં સાચો સંતોષ અનુભવે છે. અને આનંદ તો તેને તેના જીવનમાંથી ક્ષણે ક્ષણે મળતો રહે છે. તનતોડ મહેનતને અંતે મળતો રોટલો જમવામાં તેને આનંદ નથી એમ કહેનાર ભુલે છે. જે સ્વાદથી ખેડૂત સુકો રોટલો ખાય છે તે સ્વાદનો જોટો જગતમાં મળવો મુશ્કેલ છે. રાત્રિના વાળુ પછી ઉંઘ મેળવતા એ શ્રમિત ખેડૂતની નિદ્રાનાં મૂલ્ય કરવામાં કુબેરનો ભંડાર પણ કદાચ ઓછો પડે. ધનવાનો શું ભોગવે છે?

ધનના ઢગલાની આપણે, ધન સાચવવાની અને વાપરવાની ઉપાધિઓ, કાવાદાવાઓ અને એને અંતે દુઃખ. સંતોષમાંથી ઉત્પન્ન થતા સુખનાં સ્વપ્નો સેવતાં તેમનાથી સુખ તો નજરે જોઇ કે જાણી શકાતું નથી. અને પરિણામે અસંતોષની ગર્તામાં ધકેલાઇ જાય છે.'

'વાતોનાં વડાં થાય છે' પદ્મભાઇ! ખેડૂતનાં વખાણ કર્યા બદલ ખેડૂત જો તમારૂં સ્વાગત ન કરે તો પછી ખેડૂત સમાજ લાજે. રાત્રિ જામે છે માટે એકાદ માણસને બોલાવી તાપણી કરાવી તાપીએ અને પછી નીરાંતે બીજી વિધિ કરીએ.'

બીજી વિધિ શું કરવાની છે?'

'તમારૂં સ્વાગત, બીજું તો શું?'

'પોંખ પાડવાની ગોઠવણ કરી લાગે છે.'

'હા એજ. ખેડૂત પાસે બીજું શું હોય!' કહી ગાંગજીભાઇ જોડેના ખેતરમાંથી મોહનને બોલાવી લાવ્યા. તેણે આવી તાપણી કરી સારાં સારાં કણસલાં ભાંગી લાવી પોંખ પાડી આપ્યો. સ્વાદથી પોંખ ખાતા પદ્મનાભને ખેડૂત જીવનની અમીરાત માટે અનેક ઘણું માન વધી ગયું. જંગલની શોભા નિહાળવાની મળેલી આ રાત્રિની તક પણ આનંદદાયી બની ગઇ એ માટે તેણે ગાંગજીભાઇ, તેમના સાથી અને ઇશ્વરનો ઉપકાર માન્યો. વાલમના એ ઉદાર દીલ પાટીદારમાં તેમને અનેક સદ્‌ગુણોનો અને ડહાપણનો ભાસ થયો.

'આદર્શ ખેડૂત આવો હોય.' એવી છાપ પદ્મનાભના દીલમાં ઉતરી ગઇ. મન માન્યો પોંખ ખાઇ મોહને તૈયાર કરેલી પરાળની પથારીમાં ગાંગજીભાઇ અને પદ્મનાભે લંબાવ્યું. તાપણી પરથી વહ્યા આવતા ગરમ પવનથી શિયાળાની રાત્રિ તેમણે પછેડી ઓઢીને પસાર કરી. પદ્મનાભની આંખ ઉઘડી ત્યારે પૂર્વમાં ઉષાએ ગુલાબી રંગો ઢોળી દીધા હતા. રાત્રિએ જોએલી વનશ્રી પરોઢના આછા અજવાળામાં કોઇ અનેરી રીતે દીપી ઉઠતી હતી.

## પ્રકરણ ૧૪ મું

## રાજબા આગળ વધે છે

(સોરઠા)

**જે નર એક જ વાર, નીરખ્યો નેહ ભરી દગે;**
**પદ્મિની આપે પ્રાણ, તેના સુખને કારણે.**

**સામંતને** ત્યાં ડાયરો જામ્યો હતો અને તે વચ્ચે નમ્ર લાગતો સામંત રત્નસિંહ સાથે બેઠો હતો. બાજુમાં 'બાવાજી' હતા. પદ્મનાભે બાવાજીની સુપરત રત્નસિંહને કરી હતી. આમ બાવાજી રત્નસિંહના ત્રીજી વખતના પરિચયમાં આવ્યા હતા રંભાને ઉઠાવનાર ધાડરિયાનું ગુપ્ત સ્થળ ભગો જાણતો હતો. નાસતા ધાડરિયાએ મંદિરના રખવાળ અને શિવચરણને ભગા સાથે સંકેત શબ્દો 'સિદ્ધનાથ, વાલમની સીમ' કહાવેલા તે શબ્દો ભગાએ ફેરવીને 'હાટકેશ્વર વડનગર' એ શબ્દો તેમને કહેલા તેને પરિણામે પેલા બન્ને અવળે માર્ગે દોરવાઇ વડનગર ગએલા.

ઘણી લાંબી ટૂંકી વાતોને અંતે ડાયરો વિખેરાયો. રત્નસિંહ અને સામંત દૈનિક કાર્યથી પરવારવાની ધમાલમાં પડયા. અને ભગો ઘડી ભરને માટે એકલો પડયો.

'કેમ છોકરા કયા ગામનો છે?' કોઇ યુવતીનો અવાજ સાંભળી ભગો ચમકયો.

'તમે કોણ છો?'

'હું કોણ છું એ પછી કહીશ. પહેલાં તું કોણ છે એ મને કહે.'

'મને વિશ્વાસ નથી પડતો બહેન! હું મારો ભેદ તમને કહું અને તમે મને કદાચ પકડાવી દો તો?'

'કેમ પકડાવી દઉં?'

'અહીંઆં બધું એવું ચાલે છે. સાચું કહ્યું કે જાણે સપડાયા!'

'ના, ના, ભગવાનભાઇ એવું હોય?' રાજબા ભગાને રમાડતી હતી.

'સાચું કહું છું.'

'હશે. તમે સાચું કહેતા હશો પણ મારે તમારૂં એક કામ પડયું છે કરશો ?'

'શું ? કહો.'

'ના, પહેલાં ખાત્રી આપો પછી કહું-' ગેલમાં રાજબા બોલી.

'ના બહેન ! ખાત્રી તો ના જ આપી શકાય. વખતે ન પણ થાય.'

'તો પછી કંઇ નહિ.'

'કહો કહો, બનશે તેવું હશે તો જરૂર કરી આપીશ બહેન !' આગ્રહ કરતાં 'બાવાજી' બોલ્યા.

'તમારે મહંત થવું છે ને ?' રાજબાએ પાસો ફેંકયો.

'હા, તમને કોણે કહ્યું ?'

'એ વાત પછી. જુઓ હું તમને મહંત બનાવી દઉં.'

'શી રીતે ?'

'તમે મારૂં કામ કરો અને હું તમને મહંત બનાવું.'

'પણ કહો તો ખરા કે હું મહંત શી રીતે બની જાઉં ?'

'આમ' કહી ચપટી વગાડી રાજબાએ ભગાને ખાત્રી આપતાં કહ્યું. તમે અને સાંમત રંભાને લેવા જાઓ છો ને ?'

'સાથે રત્નસિંહ છે' ભગાએ ઉમેર્યું. રત્નસિંહનું નામ સાંભળી રાજબાના મોં પર લાલાશ તરી આવી.

'મને ખબર છે. એ બન્ને ન્હાવા ગયા છે.'

'મને ખબર છે.' ભગાએ પડઘો પાડયો.

'તમારે મારી સાથે આવવાનું છે.'

'કયાં ?'

'હું લઇ જાઉં ત્યાં.'

'ના મારે એ શરત કબૂલ નથી.'

'કેમ ?'

'હું બૈરાં સાથે જતો નથી.'

'એમ નહિ. હું તમારી સાથે આવું.'

'ક્યાં?'

'રંભાને જ્યાં પૂરી છે ત્યાં.'

'શા માટે?'

'મારે રંભાને મળવું છે.'

'તમારે મળવું હોય તો મળી આવો.'

'એ ક્યાં છે?

'ન કહેવાય?'

'કેમ ન કહેવાય?'

'રત્નસિંહને મેં વચન આપ્યું છે કે એ વાત હું કોઇને નહિ કહું.'

'વાત કહેવાની નથી. મને માર્ગ બતાવવાનો છે.'

'એ પણ મારાથી નહિ બને.'

'પણ હું તમને મહંત બનાવીશ.'

'એવા મહંત મારે બનવું નથી.'

'સામંત તમને ધન્યવાદ આપશે.'

'તમે કોણ છો?'

'સામંતની બહેન.'

ક્ષણેક વિચાર કરી ભગાએ કહ્યું.

'ભલે તમે સામંતનાં બહેન હો. મારે રત્નસિંહ સાથે શરત છે.'

'એ પણ તમને કંઇ નહિ કહે.'

'શા ઉપરથી કહો છો?' રાજબાએ ઘડીભર વિચાર કર્યો.

'મારે ફક્ત રંભાને મળવું છે?'

'પણ આપણે મળવા જઇએ અને રત્નસિંહ એ જાણે તો મારી શું દશા થાય?

'એ તમને જેલ નહિ કરે. હું સાથે છું ને?'

'તમે એમનાં શું થાઓ?' રાજબા ગુંચવાઇ.

'હું...હું...તમારે એનું શું કામ છે? તમે મારી સાથે ચાલોને?'

'આવું, પણ એક શરતે' જાણે બધું સમજ્યો હોય તેમ ભગો બોલ્યો.

'શી શરત?'

'રત્નસિંહની મારાપરની કરડી નજરનો જવાબ તમારે દેવો. રાજબા શરમાઇ ગઇ. શું ભગો બધું સમજી ગયો હશે?'

'હા, પછી છે કંઇ?'

'ના તો ચાલો. તેમના આવ્યા પહેલાં નીકળી જઇએ.'

'ઉભા રહો. હું આ આવી. 'કહી રાજબા અંદર ગઇ. દેવુબાને મળી તેને કેટલુંક સમજાવી કોઇને કૈં કહેવાની મનાઇ કરી ભગા સાથે ચાલી નીકળી. ગામ બહાર નીકળતાં રાજબાએ ભગાને પૂછ્યું.

'ક્યાં જઇશું બાવાજી?'

'સિદ્ધનાથ મહાદેવ જોયા છે?' રાજબા ઘડીક વિચારમાં પડી ગઇ.

'હા, ત્યારે તો આમ ચાલો. મારા બાપુ સાથે નાની હતી ત્યારે સિદ્ધનાથનાં દર્શને જતી.' અંતરમાં તેણે તે વખતનાં સિદ્ધનાથનાં દર્શન આજે ફળ્યાની ભાવના અનુભવી.

મૂંગાં મૂંગાં બન્નેએ ચાલ્યા કર્યું. રાજબાની છટાભરી ચાલ, અને સુડોળ ગૌર ચહેરો, લીંબુની ફાડ જેવી આંખો અને બહાર તરી આવતું આકર્ષક નાક, નાનકડી ચીબુક અને રસિક હોઠ જોતાં જાણે ધરાતો ન હોય તેમ વારે વારે ભગો રાજબા સામું જોયા કરતો હતો. રાજબા ભગાને ચગાવવાના હેતુથી બોલી.

'મારા સામું શું જુઓ છો? સાચા મહંત બન્યા પછી અમને તમારા મઠમાં રાખશો કે નહિ, મહંતજી?' ભગો ચીડાયો અને બોલ્યો.

'જેવી પ્રભુની મરજી, પ્રભુ મોકલશે તો મારાથી કૈં ના કહેવાશે.'

જાણે ભાવિના પડદા ખૂલતા હોય અને રાજબા એક પછી એક તે જોતી હોય તેમ સ્થિર થઇ ગઇ. તેનામાં ભગાને વિશેષ પૂછવાની હોંશ નહતી.

બન્નેએ નદી પાર કરી. સિદ્ધનાથના મંદિરમાં આવી રાજબાએ આમ તેમ જોયું. કોઇને ન દેખતાં તેણે ભગાને પૂછ્યું 'ક્યાં છે, રંભા?'

'એ તે રસ્તામાં બેઠી હશે?'

'ત્યારે ?'

'આ મંદિરના કોઇ ભાગમાં ભોંયરૂં છે એમ કુકા મહેતા નામના નાગર કહેતા હતા. તે ભોંયરામાં કદાચ હશે.' રાજબા વિચાર કરવા ઉભી. બાપુ સાથે એક વખત એણે ભોંયરાનો ઉપરનો ભાગ જોએલો.

'ચાલો.' કહી રાજબા તેને ભોંયરાના મુખ પાસે લઇ ગઇ. કાંટાળાં ઝાડવાંથી આજે પણ ભોંયરાનું મુખ ઢંકાએલું હતું.

'અહીં રંભા હોઇ શકે ?'

'એ હું કેમ કહી શકું ?' ભગાએ કહ્યું.

'અંદર ઉતરૂં ?' રાજબાએ મન સાથે મસલત કરી લીધી.

'ના, સાહસ કરશો નહિ. ઇડરીઓ અંદર હશે.'

'કોણ ઇડરીઓ ?'

'રંભા સાથે છે તે.'

'તો પછી શું થાય ?

'પહેલાં હું તપાસ કરી આવું. તમે મંદિરમાં જઇ બેસો.' રાજબાને એ વાત ગમી.

'ભલે, પણ સાવચેત રહેજો.'

'મારે સાવચેત રહેવાની જરૂર નથી. ઇડરીઓ મારો મિત્ર છે.' કહી ભગાએ ઝાડવાં મજબુત પકડી શરીરને અંદર ફેંક્યું. તેના પગ કાંટા સાથે અથડાયા. માંડ તે ચારેક હાથ નીચે ઉતર્યો હશે. ઉપર આકાશ ચોખ્ખું દેખાતું હતું પછી એ ભોંયરૂં શાનું ?

'માર્ગ કેમ જડતો નથી ?' કહી ભગાએ ચારે ગમ હાથ ફેરવવા માંડયા. તેણે ચારે બાજુ ફરતી પથ્થરની દિવાલને હાથની મુઠીથી ઠપકારવા માંડી. આથમણી દિવાલનો એક પથ્થર પોલો લાગ્યો. તેણે જોરથી પગની લાત મારી અને દિવાલના ચણુતરમાં ઉભેલો પથ્થર ઉપરથી અંદર તરફ ઢળી જઇ દિવાલમાં બારી બનાવી આડો પડી પગથીઉં બની ગયો. ભગાએ અંદર જોયું. માર્ગ ચોખ્ખો અને સુગમ હતો. તેણે અંદરની સીડી ઉતરવા માંડી. પચાસેક કદમ નહિ ગયો હોય,

ત્યાં તો જમણી બાજુએ એક ઓરડો હોય એમ લાગ્યું. અંદર કોઇનાં ડૂસકાં સંભળાતાં હતાં. બંધ ઓરડા આગળ ભગો થોડીક વાર ઉભો રહ્યો. કોઇ ભારે અવાજ ડૂસકાં ભરનારને સમજાવી રહ્યો હતો. ભગાએ અવાજ પારખ્યો અને પગથીઆં ચડીને તે પાછો ઉપર ચાલી ગયો. પથ્થરને શી રીતે મૂળ જગાએ ગોઠવવો એ એને મન કોયડો બની ગયો. તેણે પથ્થરને અંદરના છેડેથી ઉપાડયો. અને જાણે યંત્ર ગોઠવ્યું હોય તેમ આખોએ પથ્થર દિવાલ સાથે બંધ બેસી ગયો. બંધ દિવાલ જોઇ ભગો અજાયબ થયો. 'અરે, કોણ કહે કે અહીં ભોંયરું છે ?' ઉપર આવી તે મંદિરમાં ગયો. રાજબા અધીરાઇથી તેની રાહ જોતી હતી. ઇડરિઓ અંદરથી બારણું બંધ કરી બેઠો હતો. એટલે રંભાને મળી નહિ શકાય તેમ તેણે રાજબાને સમજાવ્યું.

'ઠીક, તો પછી મને ભોંયરૂં તો બતાવો.'

'હા, ચાલો.' કહી ભગાએ તેને ભોંયરાની કરામત બતાવી. રાજબા ખુશી થઇ ઉપર આવી.

'હવે જુઓ ભગવાનભાઇ! તમારે આ મંદિરમાં છૂપાઇ રહેવાનું છે.'

'કેમ ?'

'પેલા આવશે તેમને મારે માર્ગ બતાવવો છે.'

'એમ કેમ ?' સમજવા પ્રયત્ન કરતાં ભગાએ પૂછયું.

'એ તમે ન સમજો.' પટાવતાં રાજબાએ કહ્યું.

'પણ મારૂં વચન જાય તેનું શું ?' ભગાથી બોલાઇ ગયું.

'પણ મારૂં જીવન જાય એનું શું ?' બોલ્યા પછી રાજબા શરમાઇ ગઇ. ભગાને રાજબાના શબ્દોની કિંમત ન હતી.

'ભલે તમે તમારૂં સાચવો. મારે બાવાને શું ?' કહી એક ઓશરીની દિવાલના અવાવરૂ ખૂણામાં જઇ તેણે લાંબી ખેંચી.

રાજબા મંદિરના બારણામાંથી નદી તરફ જોઇ રહી. થોડીવારે સામેથી બે ઘોડેસવાર પૂર ઝડપે આવી નદી ઉતરી મંદિર તરફ

વળ્યા અને રાજબા મંદિરના ગર્ભાગારમાં જઈ દ્વાર તરફના એક ખૂણે જઈ ઉભી રહી.

સામંત અને રત્નસિંહ સભા મંડપમાં આવ્યા.

'અહીંથી કઈ દિશામાં ભોંયરૂં છે?' રત્નસિંહે પૂછ્યું.

'મંદિર તરફથી આવતાં જમણી બાજુએ છે, એમ કુકા મહેતા સવારે તો કહેતા હતા.'

'હા, કહેતા હતા પણ તમે જોયું નથી!'

'હા, મેં જોયું નથી.'

'ભલે ચાલો ત્યારે શોધી કાઢીએ.'

બન્ને જણા ભોંયરૂં શોધતાં થોડીવારે પેલી જગાએ આવી પહોંચ્યા. 'સામંત! કોઈના પગલાં થયાં લાગે છે.' રત્નસિંહે આસપાસ જોઈ કહ્યું

'કોણ જાણે વખતે અહીં ફરતાં બકરાં અને કૂતરાંના પગ પણ હોય.'

'એમ પણ હોય. અંદર તો તદ્દન અવાવરૂ ભાગ લાગે છે. આ કાંટાવાળાં ઝાડવાં વિકટ રીતે માર્ગને રોકી રહ્યાં છે.' રત્નસિંહે નિરાશા અનુભવતાં કહ્યું.

'છતાં તપાસ તો કરવી પડશે.' સામંતે કહ્યું.

'હા, હું જ પ્રથમ તપાસ કરી આવું.' કહી ભમાની જેમ તેણે પણ છોડવા પકડી અંદર પડતું નાખ્યું. માર્ગ શોધવા ચારે બાજુએ જોઈ વળ્યો પણ દ્વાર હોવ એવું કંઈ લાગ્યું નહિ. વળી ત્યાં કોઈનો ઉતારો હોય તો દ્વાર ચોખ્ખું તો હોવું જ જોઈએ ને?

'સામંત! બાવાએ આપણને ભૂલવ્યા અને ખરેખર છટકી ગયો.' નિરાશ થતાં રત્નસિંહ બોલ્યો.

'હોય નહિ. પાટણ સુધીનો ગુપ્ત માર્ગ અહીંથી છે, માર્ગ અદ્દશ્ય હોવો જોઈએ.'

'કલ્પનામાં નથી આવતું, સામંત! ભોંયરાનું દ્વાર ક્યાં હોઈ શકે?'

'નથી જડતું?'

'અહીં દ્વાર હોય એવી શક્યતાજ નથી.'

'શા ઉપરથી કહો છો?'

'નીચે આવી તપાસ કરવાથી ખાત્રી થશે.'

'તો તમે ઉપર આવો.' રત્નસિંહ ઉપર ચડી ગયો.

સામંત અંદર કૂદ્યો. તેના પગમાં સારી રીતે કાંટા ભોંકાયા. છોડવાની ડાળીઓ આમતેમ ખસેડતાં તેણે દ્વાર જોવા પ્રયત્ન કર્યો. પણ કંઇ દેખાયું નહિ. નીચે પથરાએલા કાંટા ઉપર પણ જોરથી પગ પછાડી માર્ગની શોધ કરી ચૂકયો. નિષ્ફળતા મળતાં તેનાથી પણ બોલી જવાયું.

'કુકા મહેતા ખોટા છે, બાવો છેતરી નાસી ગયો.'

બન્ને નિરાશ મોંઢે મંદિરમાં આવ્યા.

'તો પછી શું થશે રત્નસિંહ?'

'બીજું તો શું? ભોયરૂં અહીં કોઇ બીજે સ્થળે પણ હોવું જોઇએ. બાવો જૂઠું બોલી આપણને છેતરી જાય એ મારા માનવામાં હજી પૂરેપૂરૂં આવતું નથી. દુશ્મનને ભુલાવામાં નાખવા ખાતર ખરૂં ભોંયરૂં અજાણ્યું રાખવા સારૂ ભોંયરાના આકાર જેવું બનાવટી ભોંયરૂ કોઇ કોઇ સ્થળે કરવામાં આવ્યું હોય છે. એવી રીતે અહીં પણ હોય તો તપાસ કરવી ઘટે.'

સામંતને રત્નસિંહની એ વાત સાચી લાગી અને ભોંયરાનો સાચો પત્તો કુકા મહેતા અગર બીજા કોઇ જાણનાર પાસેથી મળી શકે તેમ હોય તો લેવા માટે રત્નસિંહની સંમતિથી વાલમ તરફ ઉપડયો. સામંતને મંદિરના મુખ્ય દ્વાર સુધી વળાવી રત્નસિંહ પાછો વળી મંદિરમાં આવવા જાય છે ત્યાં તેણે ગભારાના મુખ્ય દ્વારપર યુવાનીને પગથારે ઉભેલી યુવાન કન્યાને શરમથી નીચે મોંઢે ઉભેલી જોઇ.

તેનાથી પૂછાઇ ગયું.

'કોણ રંભા?'

## પ્રકરણ ૧૫ મું

## રંભા જડી?

(સોરઠો)

કુળવંતાં નીજ લાજ, પ્રાણ છતે જાવા ન દે;
ઘડી એકમાં આજ, મરણતણો માથે મૂકે.

મુગ્ધ રાજબાથી બોલી શકાયું નહિ. તે 'બોલવું કે ન બોલવું' તેની મુંઝવણમાં હતી. રત્નસિંહને તે મુખ પરિચિત લાગ્યું. તેણે ફરીથી પુછ્યું.

'વિશ્વનાથની રંભા તો નહિ?'

'હું, રાજબા!' લાલ લાલ થતું મોં સંતાડી દેવાની પ્રબળ ઇચ્છા રાજબાને થઇ આવી; પણ તેનાથી એમ થઇ ન શક્યું.

'કોણ, રાજબા! અહીં કેમ?'

'રંભાને મળવા.'

'શું તમે રંભાને મળી ચૂકયાં?'

'નાજી, સ્થળ શોધી કાઢ્યું.'

'કયાં છે?'

'જ્યાંથી તમે પાછા આવ્યા ત્યાં.'

'એટલે?'

'તમે જે ભોંયરૂં જોઇ આવ્યા તે ભોયરામાં?'

'ત્યાં ભોંયરૂં નથી.'

'છે. હું જોઇને જ આવી છું.'

'તમે રંભાનાં બેનપણી થાઓ?'

'ગામની એટલે બહેનપણી તો ખરીજ ને?' રાજબા વાચાળ બનતી જતી હતી.

'એ ખાતર આટલું જોખમ, સ્ત્રી જાત થઇને?'

'શું હું રાજપૂત કન્યા નથી?'

'હા, તે વાતની હું ક્યાં ના કહું છું? પણ આ ઉમરે તમારાથી બહાર ન નીકળાય.'

'પુરુષો આ ઉમરે બહારવટાં ખેડે અને અમારાથી બહાર ન નીકળાય તેનું કારણ?'

'પણ કારણ તો હોવું જોઈએ ને?'

'મહેમાન માટે માર્ગ મોકળો કરવાનું.'

'એટલે?'

'તમે જે શોધી ન શક્યા તે તમારા માટે આગળથી શોધી મૂકવા માટે મારે અહીં આવવું પડ્યું.'

'ભોંયરાની વાત કરો છો?'

'હાજી.'

'મને ન સમજાયું.'

'શાનું સમજાય? આ તે ક્યાં ખાંડાના ખેલ છે કે ઉકેલ જડે?'

'તમે શું કહેવા માગો છો રાજબા?' રત્નસિંહનો અચંબો વધતો જતો હતો.

'બાપે તમને પૂરા જાણ્યા વિના પરણાવવા વિચાર કર્યો. રામનારાયણે તમને પૂછ્યા પહેલાં શાહ સાથે સલાહ કરી, પદ્મનાભે તમને પૂરા પીછાન્યા પહેલાં મોટું કાર્ય સોંપ્યું અને સામંતે તમને પૂરી ઓળખાણ વગર સાથ આપ્યો. પરિણામે તમે બાપને કહ્યા વિના નાઠા, રામનારાયણની સોબત છોડી, પદ્મનાભે સોંપેલા કાર્યને પૂર્ણ કરતાં ગુંચવાઈ ઉભા અને સામંતને વાલમ દોડાવ્યો. પછી તમને શું સમજાય?'

'એક વાત રહી ગઈ. રાજબા! વડનગરના વણિકાનો વિશ્વાસ ગુમાવી પાછો મેળવ્યા પહેલાં વડનગર છોડયું.' રત્નસિંહે રાજબા બધું જાણી ગઇ છે, માનીને કહી દીધું.

'એમાં પણ તમને પૂરૂં ન સમજાયું. છતાં પદ્મનાભ તમારા માટે સારી આશા રાખે છે!'

'એ તો જેવી જેની માન્યતા પણ તમારે મારી દયા કેમ ખાવી પડી?'

'તમે મારા મહેમાન છો માટે.'

'મહેમાનને મનપસંદ વિહરવા દેવા જોઇએ કે કેદ રાખવા જોઇએ?'

'ક્ષત્રિયવટ મહેમાનને નિરાશ ન થવા દેવામાં માને છે.'

'ત્યારે તમે તો મને નિરાશ કર્યો રાજબા!'

'કેમ?'

'જે હું શોધવા મથત તે તમે આગળથી શોધી કાઢી મારો ઉત્સાહ અતિ ધીમો કરી દીધો.'

'એમાં નુકશાન શું? બચેલી શકિત આગળ ઉપર કામ આવશે.'

'વળી તમને કહેવાનો લ્હાવો મળશે કે રંભાને શોધવા નીકળ્યા તે પહેલાં એક રાજપૂત કન્યાએ તેને શોધી દીધી.'

'હા, એમ પણ બને. ચાલો હું તમને ભોંયરૂં બતાવી દઉં.' કહી રાજબા આગળ ચાલી. રત્નસિંહ પાછળ પાછળ ભોંયરા સુધી ગયો. રાજબાએ ઝડપથી કપડાં સંકોરી ખાડામાં ઝંપલાવ્યું. પોલાણ-વાળા ભાગ તરફના પથ્થરને જોરથી પગની લાત મારી અને પથ્થર પગથીઉં બની રહ્યો.

'ઉતરી પડો હવે આ ભોંયરામાં, રાજપૂત વીર!' કહી રાજબા એક બાજુ ખસી ઉભી. રત્નસિંહ અંદર ઉતરતાં સંકોચાયો.

'તમે હવે ઉપર આવો હું અંદર જઇશ.'

'ના આપણે સાથે જઇએ. મારે પણ રંભાને મળવું છે.'

'અંદર બીજો કોઇ માણસ હશે, તમારૂં આવવું પ્રયોજન વિનાનું થઇ પડશે.'

'હું જાણું છું કે અંદર ધાડીઓ છે.'

'તમે કયાંથી જાણ્યું:'

'તમારા 'બાવાજી'એ બધું જોઇ આવી મને કહ્યું છે.'

'કયાં છે એ? અમે તો એને દગાબાજ માનતા હતા.'

'એ રસ્તો પેલી ઓશરીના ખૂણાએ.'

રાજબાને અડતાં અભડાતો હોય તેમ રત્નસિંહ સંકોચાઈને બાકામાં ઉતર્યો. વાંકા વળી બારીમાં થઈ તેણે સીડી ઉતરવા માંડયું. પાછળ રાજબા હતી. રત્નસિંહથી બોલી જવાયું 'સાવધ રહેજો.'

'હું સાવધ છું.' જવાબમાં મક્કમતા હતી. રત્નસિંહે અજાયબીમાં પાછળ જોયું. રાજબાના હાથમાં ચમકતી કટાર હતી. બંધ ઓરડા નજીક બન્ને આવ્યાં. અંદરથી રંભા રડી રહી હતી.

'એજ સાચી રંભા' કહી રાજબાએ અવાજની ઓળખાણ રત્નસિંહને આપી. રત્નસિંહે તલવાર નાગી કરી હાથમાં રાખી બારણાને લાત મારી.

'કોણ ?' અંદરથી ભારે અવાજ આવ્યો.

'તારા કાળનો વટેમાર્ગુ. બારણાં ઉઘાડ.' અને અંદરથી કોઈ ઝડપી તૈયારી કરતું હોય એમ લાગ્યું. રડવાનો અવાજ બંધ થઈ ગયો.'

'જે હો તે કેશવની સાથે આવજો. એ વિના બારણાં નહિ ઉઘડે.'

'તો પછી બારણાં તોડવાં પડશે.'

'બારણું તોડનાર માટે ધાડીઆની સમશેર નાગણ જેવી ડંસીલી છે.' રત્નસિંહે આવેશમાં આવી બારણાને જોરથી લાત મારી; બારણું ધણધણી ઉઠયું. બીજી, ત્રીજી અને ચોથી લાતે બારણાએ મોટો અવાજ કર્યો અને રત્નસિંહ થાક ખાવા ઘડીભર થોભ્યો. સર્વ બળ એકઠું કરી તેણે પાંચમી વખત હાથના જોરે બારણાને ધક્કો માર્યો. ચાલાક ધાડીઆએ સમય વિચારી ઉઘાડી નાખેલી સાંકળને પરિણામે બારણાં એકદમ ખૂલી ગયાં. અને રત્નસિંહ બારણાં વચ્ચે પછડાઈ ગયો. પડેલા રત્નસિંહ ઉપર લાગ શોધી વજ્રકાય ધાડીઆએ ખુલ્લી તલવારે ચડી બેસી ઘા કરવા તલવાર ઉગામી ત્યાં પાછળથી સાવધ રાજબાએ એક હાથે તેનો તલવારવાળો હાથ જોરથી પકડયો. અને બીજા હાથે તેણે કટાર હવામાં ઉંચકી. ચમકીને ધાડરિયાએ પાછળ જોયું. અને તેનો તલવારવાળો હાથ વધુ પકડ્યો પાછળ ખેંચાઈ ગયો. રાજબાના

બળથી નમેલો હાથ તૂટૂં તૂટૂં થઇ રહ્યો હતો. અને માથાઉપર ચળકતી કટાર લટકતી હતી. ઇડરિયો શેઠ ખાઇ ગયો. ખંભાનું દર્દ તેનાથી સહન થતું ન હતું. રાજબાનાં ચરણોમાં માથું નાખી દઇ તેનાથી ચત્તાં સુવાઇ જવાયું અને રત્નસિંહ પરની તેની પકડ છૂટી ગઇ. રત્નસિંહ ઊભો થઇ કૈં કરે તે પહેલાં તો ઇડરીઆની વિશાળ છાતીમાં રાજબાએ કટાર હુલાવી દીધી અને 'ઓહ' અવાજ કરી તે પાસું વાળી ગયો.

'રાજબા! ભૂલ કરી. આને મારવાની જરૂર નહતી.'

'આવા હરામખોરો તો એજ દાવના છે.'

'પણ આની જુબાની કેશવની ચાલ પર સારૂં અજવાળું પાડત.'

'કેશવ ગયો ચૂલામાં.' રાજબાએ રંભા તરફ નજર કરી. બની રહેલો બનાવ જોતી તે એક બાજુ ધ્રૂજતી ઉભી હતી. તે રાજબાને ઓળખી કે હોંસમાં આવી. રાજબાએ રંભા તરફ જોયું. કે તરતજ કુદીને રંભા રાજબાને ભેટી પડી.

'રાજબા!' 'રંભા!'

'બહેન મારા પર ન વીતવાની વીતી ચૂકી અને તમે ન આવ્યાં હોત તો મારૂં શુંએ થાત.'

'કેમ?'

'આ લોકોનો વિચાર મને વેચી દેવાનો હતો.' પડેલા ઇડરીઆ તરફ ભયથી જોતાં રંભા બોલી.

'હવે ગભરાઇશ નહિ. તું નિર્ભય છે.' રાજબાએ કહ્યું.

'આ ભાઇ કોણ છે?'

'તને છોડાવી લાવવાનું કામ માથે લેનાર રાજપૂત વીર છે. એમનું નામ રત્નસિંહ.' કહેતાં રાજબાના મ્હોંપર શરમ ઉતરી આવી. રંભાએ તે જોયું.

'રંભા બહેન! હવે તમે નિર્ભય છો.' શું કહેવું તે ન સુઝતાં રત્નસિંહ બોલ્યો. 'ગઇ કાલે તમને મંદિરમાંજ છોડવવાનો મારો અને સામંતનો પ્રયત્ન આ અધમ ઇડરીઆએ ધૂળ ભેગો કર્યો હતો.

'ભાઇ! તમારૂં ભગવાન ભલું કરશે.'

'ભગવાને જ ભલું કરી તને છોડાવી છે રંભા!' હસતાં હસતાં રાજબાએ કહ્યું.

રંભા અને રાજબા વાતોમાં મશગુલ હતાં. રત્નસિંહ સાવધા-નીથી પડેલા ઘડરિયાની હીલચાલ જોઇ રહ્યો હતો. એકાએક તરવાર ઉછળી અને રત્નસિંહ તેને પકડવા પ્રયત્ન કરે તે પહેલાં ઘડરિયાના હાથમાંથી તે છૂટી. રંભા ઉપર થઇને સામી ભીંતે જોરથી અથડાઇ કકડા થઇ તૂટી પડી.

'રાંડ તારે ખાતર મારે આ દુઃખ ભોગવવા વારો આવ્યો.' કહેતો ઘડરિઓ માથું છાતી પર નાખી દઇ સુઇ રહ્યો. પણ રંભાને આંચ નહોતી આવી એ જ્યારે તેણે જોયું ત્યારે તેમાં કચવાટનો પાર ન રહ્યો. રત્નસિંહે તેનીજ પછેડીમાં તેને ગાંસડીની જેમ બાંધી લીધો. રંભા તથા રાજબાને આગળ મોકલી ગાંઠડીને પગની પાહુની મદદથી સીડી ચડાવતો છેક ઉપર લઇ ગયો.

'રાજબા! આ ગાંસડીને ઘોડી ઉપર બાંધી લેવાની છે. હું બાવા-જીની ખબર કરી આવું.

'બાવાજી કોણ?''

'તેનું ખરૂં નામ ભગવાન છે. તારો પત્તો એણે આપ્યો હતો.'

'રાજબાએ રંભાની મદદથી ગાંસડીને ઘોડી પર ગોઠવીને બાંધી. ઘડરીઓ કેશવ ઉપર ગાળોનો વરસાદ વરસાવી રહ્યો હતો. તેવામાં રત્નસિંહ પાછો આવ્યો.

'ઓશરીમાં બાવોજી નથી.'

'કયાં ગયો હશે?'

'કોણ જાણે?'

પણ કોઇને એની તપાસ કરવાની ઝાઝી પડી નહતી. રત્નસિંહે ઘોડીને દોરી લીધી. સર્વે નદીને કાંઠે આવ્યાં.

'સામેથી ધૂળ ઉડતી આવે છે.' રંભાએ વાલમ તરફ નજર કરી કહ્યું.

'સામંત આવતો હશે.'

'વધારે માણસો હોય એમ લાગે છે.' રત્નસિંહે અનુમાન કર્યું.

'એમ પણ હોય કે સામંત સાથે કુકા મહેતા અને બીજા માણસો આવતા હોય.' રાજબાના શબ્દોએ રંભા ડઘાઇ ગઇ.

'થોભો ત્યારે આપણે અહીં જ બેસીએ. તેમને આવવા દો.' રાજબાએ કહ્યું.

રત્નસિંહે નદીનો પટ નજરથી માપવા માંડયો. રાજબા નદીના વહેતા પ્રવાહથી થતો 'કલકલ' ધ્વનિ ધ્યાનથી સાંભળી રહી હતી. રંભા અસ્વસ્થ હતી. તેના મનમાં કોઇ મહાન કોયડો ગુંચવાઇ ગયો હતો. તેનો નિકાલ તેને સુઝતો નહતો. આમ તેમ જોતી તે નાગર કન્યા નદીના કિનારા પર વહેણની સાથે ચાલવા માંડી. થોડાંએક કદમ ચાલી ઘડીભર થોભીને કિનારા પર લાંબા પગ કરીને બેસી ગઇ.

'અરે, રંભા; ત્યાં બેસીશ નહિ નીચે કળતર છે. એ બાજુ.' રાજબા પુરૂં બોલે તે પહેલાં રંભાએ અંદર ઝંપલાવ્યું.

'રંભા ગઇ.' રાજબાથી બૂમ પડાઇ ગઇ.

'કયાં?' ધ્યાનલીન રત્નસિંહનું ધ્યાન રાજબા તરફ દોરાયું.

'અહીં નદીમાં.' કાંઠાપર જઇ રાજબાએ લાંબો હાથ કર્યો.

"પાણી બહુ નથી એટલે ઝાઝી ચિંતા નથી."

"અરે, પણ ત્યાં તો કળતર છે. અને તે જાણતાં છતાં તે પડી છે."

"હવે શું થાય? કળતરમાંથી તો બહાર કાઢી શકાય નહિ."

"આ તેની છૂટી વેણીનો છેલ્લો છેડો ઊંડો ઉતર્યો દેખાય છે?"

"ના."

"ગયો, હવે નથી દેખાતો, કર્યું કારવ્યું ધૂળ મળ્યું તમારૂં."

"રંભાએ આત્મઘાત કર્યો?"

"હા, એમજ" રાજબાએ કહ્યું. શોકાતુર રાજબાએ નદી સામે પાર નજર નાખી તો બે ઘોડેસવાર અને દશેક માણસો દોડતા આ તરફ આવી રહ્યા હતા. રત્નસિંહનું ધ્યાન પણ એ તરફ દોરાયું.

"સામંત નથી દેખાતો." રત્નસિંહે કહ્યું.

"ન હોય સામંત એમાં. એ લોકો તમારો કાળ બનીને દોડતા આવે છે. નાસી છૂટો." રાજબાએ કહ્યું.

"કેમ?"

"તે ઠાકરડા છે. તેમની બાજી તમે ઉંધી વાળવા તૈયાર થયા છો માટે. નાસો આ ઘોડી તૈયાર છે."

"નહિ, એમ તે જવાય ખરૂં? તમને મૂકીને?"

"મને શું કરશે? હું ક્ષત્રિયકન્યા છું."

"તમને મૂકી હું જીવ બચાવવા નથી માગતો. તેમની શું ગુંજાશ છે કે મને સતાવી શકે?"

"આ ધાડરીઆને ઘાયલ જોશે તો તમને કદાચ પુરા કરશે. નાસો." રાજબા વીનવતી હતી.

"ના."

"રત્નસિંહ! મારૂં કહ્યું માનો અને મને તમારી ગણીને એક વખત મારી ખાતર પણ નાસો.' આર્જવભરી વાણીથી રાજબાએ કહ્યું.

"નહિ રાજબા! શા માટે મને મુંઝાવો છો? તમારૂં રક્ષણ કરવું એ મારી ફરજ છે. અત્યારે ભલેને સો માણસ આવે, હું તમને નિરાધાર મૂકી જવા નથી માગતો." રત્નસિંહે નિર્ણય જાહેર કર્યો."

"મને એ લોકો નહિં સંતાપે."

"કેમ?"

"હું રજપૂત કન્યા છું માટે."

"પણ તમારો ભાઇ તો મારો શાગીર્દ છે ને?"

"તો પણ."

"હું ન માનું." કહી રત્નસિંહે ધાડરીઆનું પોટલું ભોંય પછાડી ઘોડી પર સવાર થઇ ગયો.

"આવો રાજબા! બંનેનો બચાવ કરવાનો એક જ ઉપાય છે."

રાજબા ખમચાઇ. મનમાન્યા પુરૂષ સાથે ઘોડીપર બેસવામાં પણ તેને સંકોચ થયો.

"નહિ રાઠોડ, તમે એકલા જાઓ. તમારી સાથે મારાથી નહિ બેસી શકાય."

"આ વખત ઝીણવટથી જોવાનો નથી."

"ભલે ન હોય. આખરે તો હું વાલમની કન્યા છું. જોયું નહિ રંભાએ શું કર્યું તે?" રત્નસિંહ ચમક્યો. ઘોડીપરથી નીચે કૂદી પડ્યો. અને ઘોડીને છોડી મૂકી સામેના માણસો નદી પાર કરી આ તરફનો ચડાવવાળો કિનારો ચડી આવ્યા હતા.

'એ જ રત્નસિંહ, પકડો એને.' તેમાંના એકે બૂમ મારી.

'કોણ છો તમે?'

'તારૂં મોત.'

'મારૂં મોત? ભલે આવે.' કહી રત્નસિંહ નાગી તરવારે કૂદ્યો. આગળ આવેલા સવારને ઘોડા સમેત એક જ ઝટકે સ્વધામ પહોંચાડ્યો.

'અલ્યા આ ગાંસડીમાં કોઇક જીવતું છે' એક જણે ગાંસડી જોઇને કહ્યું.

'આપણો કહાનોજી. તેની આ દશા?' બીજાએ કંપારી અનુભવતાં કહ્યું.

'આજ એનો કાળ હશે' કહી એક જણે રત્નસિંહ તરફ હાથ લંબાવ્યો અને એક સામટા અગીઆરે જણ તેની ઉપર તૂટી પડ્યા. હથીઆર વિનાની રાજબા વિમાસી રહી. રત્નસિંહ અગીઆરના એ ઘાવ ચૂકવતો અને દાવ આવે ઘાવ દેતો વીર બની ઝઝુમી રહ્યો હતો. તેની તરવાર વીજળીની ઝડપે ફરતી હતી. તેના મોંમાંથી અવાજ સરખો નહોતો નીકળતો. સામેના માણસો જોરશોરથી રત્નસિંહ ઉપર ઉપરાઉપરી હુમલા કરતા હતા. શૂરવીર યોધ્ધો તે બધાઓને ચપળતાથી ખાળતો હતો. થોડીક પળો ગઇ હશે અને રણચંડીશી રાજબા હાથમાં કટાર લઇ ઘોડેસવાર બની રત્નસિંહપર ઘાવ કરનારાઓ પર તૂટી પડી. નવીન સવારને આવેલો જોઇ દુશ્મનો ચમક્યા. રાજબાને જોઇ એક જણ બોલી ઉઠ્યો.

'અલ્યા આ તો સામંતની બહેન!'

'હા, હું જ સામંતની બહેન' કહેતી રાજબાએ બોલનારની પીઠ પર જોરથી કટાર હુલાવી દીધી. રત્નસિંહે બાજી પારખી. રાજબાને સવાર બનેલી જોઇ અને તેણે બમણા વેગે તલવાર વીંઝવા માંડી. રાજબા ઉપર દ્વેષથી થતા ઘાવ ખાળવાનું એ ભૂલ્યો નહતો. એક બીજો ઝટકો અને સામાવાળીઆમાંથી એક બીજો માણસ જનોઇ વાઢે વઢાઇ ગયો. ઠાકરડા વિશેષ ઉગ્ર બન્યા. રત્નસિંહે બીજા ત્રણ જણને ઘાયલ કર્યા. બાકીનાઓ ઝનુનમાં આવ્યા અને આવેશમાં બંધ આંખે રત્નસિંહ ઉપર ઝંપલાવ્યું. કુશળ યોધ્ધો બહુ ચાલાકી કરી ચૂક્યો પણ અંતે તે ભૂલ્યો અને એક ભારે ઘાવ તેની પીઠ ઉપર પડ્યો. ત્યાં તો 'ખબરદાર'ની બૂમ પડી. સામેથી ઘોડેસવાર સામંત, કુકા મહેતા અને બીજા આઠ માણસોને લઇ આવતો હતો. પણ યોદ્ધામાં ખપે તેવો તો પોતે એક જ હતો. સામેથી દુશ્મનની આવતી વહારને જોઇને ઠાકરડાઓ નાઠા. નાસતાં ઘોડેસવાર બનેલાએ કાનોજી ધડરીઆનું બનેલું પોટલું પોતાની સાથે લઇ લીધું. રાજબાએ જતું પોટલું પડાવવા ઘોડીને પાછળ લીધી પણ ચાલાક સવારે છેલ્લો ઇલાજ અજમાવ્યો. નાગી તરવાર તેણે તાકીને રાજબા તરફ ફેંકી. સાવધ રાજબા માથું નમાવી ગઇ. તલવાર ઉપર થઇને ચાલી ગઇ.

'રાજબા, પાછી આવ.' પગપાળા ઠાકરડાઓને પાછળ રહી વર્તુલ આકારે બની દોડતા જોઇ સામંતે બૂમ મારી. રાજબા થંભી ગઇ. નાસનારાઓ રાજબાની પાછળ રહેવાનું છોડી દઇ વળાંક લઇ આગળ દોડી ગયા.

ઘાયલ રત્નસિંહ હાથમાં તલવાર સાથે નીચે બેસી ગયો. તેને પીઠનો ઘા સખ્ત થયો હતો. પહેરેલાં કપડાં કાપીને તલવારનો ઘા ઉંડો ગયો હતો. શૌર્યભરી રમત બંધ થતાં રત્નસિંહને ઘાનું ભાન થયું. અને તેના હૃદયની એકેએક નસ જોરથી થડકારા દઇ રહી. સામંતે ઘાયલ રત્નસિંહનો ઘાવ જોયો. કુકા મહેતા બહુ જ દીલગીર થયા. બધા દિલગીરી પ્રદર્શિત કરવામાં રહ્યા ત્યારે રાજબાએ

પોતાની ઓઢણીના પાલવનો ઉભો ચીરો કરી રત્નસિંહની પીઠ પર જોરથી પાટો બાંધી દીધો.

'તું કેમ અહીં દોડી આવી?' સામંતે રાજબાને પૂછ્યું.

'મને લાગ્યું કે મારે જવાની જરૂર છે એટલે હું આવી.' રાજબાએ કહ્યું?

'બરાબર છે. રાજબા ન હોત તો રત્નસિંહ એકલાને બહુ ભારે પડી જાત."

'ભોંયરૂં જડયું?' સામંતે સવાલ કર્યો.

'હા ભોંયરૂંએ જડયું. અને રંભાએ જડી.'

'ક્યાં છે રંભા?' હાંફળા ફાંફળા કુકા મહેતા આમતેમ જોવા માંડયા.

"ત્યાં, ઉંડા ધરામાં." રાજબાએ હાથ લાંબો કરી જગા બતાવતાં કહ્યું.

"કેમ એમ કહે છે?"

"એ આબરૂથી બચવા અને બાપને બચાવવા, મહેતાજી!' રાજબાએ કહ્યું.

"હું એને દીકરી કરી રાખવાનો હતો. કહી કુકા મહેતાએ ડુઠવો મૂકયો.

"એટલાં એનાં દુર્ભાગ્ય બીજું શું?" રાજબાએ કહ્યું.

"રત્નસિંહ અને સામંત સવાર બની અડોઅડ ચાલવા માંડયા. બાકીના બધા જાણે સ્મશાનીયા હોય તેમ તેમની પાછળ ચાલી રહ્યા હતા. કુકા મહેતાના દીલમાં રંભાનું મૃત્યુ સો વીંછીના ડંખની વેદના આપી રહ્યું હતું. નાગર જ્ઞાતિનું ગૌરવ જાળવવા રંભાએ નદીને પ્રાણ સોંપ્યા અને પોતે અને પોતાની જ્ઞાતિ અપમાનભર્યું જીવન ગુજારવામાં શું આનંદ માનશે? દુઃખ મુકિત કે ત્યાગ એ સિવાય એમનાથી હવે આ અર્ધદગ્ધ સ્થિતિ નભાવી કેમ શકાય?"

રંભા છૂટીને મૃત્યુ પામ્યાની વાત ગામમાં જાહેર થઇ ગઇ. આગેવાનોએ દીલગીરી પ્રદર્શિત કરી. રત્નસિંહની ઘાયલ દશા જોવા

સામંતને ત્યાં માણુસોની ઉપરાછાપરી ભરતી થવા માંડી. રાજાઓએ તેની સેવાનો ભાર ઉઠાવી લીધો.

પદ્મનાભે પોતાની યોજનાની સફળતાને આફતથી ઢંકાતી જોઇ. કુકા મહેતાએ પોતાની જ્ઞાતિના ગૌરવનો ભંગ કરનાર બનાવ અનુભવ્યો. ગાંગજીભાઇએ ઠાકરડાઓ સાથેની તૂટતી વેરની સાંકળ મજબુત થતી જોઇ. ત્યારે કેશવે પોતાના જીવનની મહેચ્છાને ધૂળ થયેલી જોઇ. વાલમ ઉપરની એ દિવસ પછીની રાત્રિ સર્વ કેમ માટે કલેશની સામગ્રી લેતી આવી હતી. રાત્રે મળેલા ન્યાયસભાએ કેશવને એક જ દિવસમાં ગામ છોડી ચાલ્યા જવાની ફરજ પાડી દીધી.

---

## પ્રકરણ ૧૯ મું

## પુત્રજન્મની વધાઇ

(સોરઠો)

પુણ્યે પાપ હણાય પુણ્ય કર્મ એ શ્રેષ્ઠ છે;
કુળવંતી કો નાર, પુણ્યે પુત્રવતી બને;

પોષ માસની કડકડતી ઠંડીમાં રાત્રિએ લક્ષ્મીનારાયણના મંદિરમાં બેસી કુકા મહેતા, ગાંગજીભાઇ, ઘેલાશા, મોંઘજીભાઇ અને પદ્મનાભ વીતી ગએલી અને વીતી રહેલી બાબતો પર ચર્ચા ચલાવી રહ્યા હતા. ત્યાં બહાર ઘોડાંઓનો હણહણાટ અને માણસોનો કોલાહલ સંભળાયો.

'મહારાજ! બહાર જુઓ તો કોણ છે?' મોંઘજીભાઇએ પૂજારીને કહ્યું. પૂજારી દ્વારમાં આવી જુએ છે તો ચાર સશક્ત ઘોડેસવાર, બે મ્યાનાઓ ઉંચકી ઉભેલા આઠ માણુસો તથા સામાનથી લદાએલા બે પોઠીઆ ઉભા હતા.

પૂજારીને જોઇ એક સ્વાર બોલી ઉઠયો.

'રાતવાસો રહેવાની સવડ થશે કે?'

'કોણ છો ભાઇ ?' પૂજારીએ હાક જોઇ અંજાતાં પૂછયું.

'રાણી સાહેબનો રસાલો છે.' સવારે જવાબ આપ્યો.

કોણ રાણી અને કયાંની રાણી એ પૂરતી તપાસ કરવાની પહોંચ પૂજારીમાં નહતી.

'પૂછી આવું અંદર જઇને જરા થોભો.' કહી તે અંદર આવ્યો.

'રાણીબાનો રસાલો છે. રાત્રે ઉતારો કરવાની સવડ માટે પૂછે છે.'

'કયાંનાં રાણી ?' મોંઘજીભાઇએ પૂછયું.

'રાણી ગમે ત્યાંની હોય. આપણી ફરજ છે કે રાતને વખતે તેને આશરો આપવો.' ગાંગજીભાઇ બોલ્યા.

'અરે પણ જાણવું તો જોઇએ ને કયાંનાં રાણી છે ?' ઘેલાશાએ આગ્રહ પકડયો.

'મુકામ થયા પછી કયાં નથી પૂછાતું ?' કુકા મહેતા બોલ્યા.

'પ્રભુનું મંદિર આશરો માગનાર સર્વને માટે ખુલ્લું છે.' ગાંગજીભાઇએ કહ્યું. પૂજારીએ પાછા જઇ સમાચાર કહ્યા. ઘોડેસવારો નીચે ઉતરી ઘોડાઓને દાણો ખવડાવવાની અને બાંધવાની ત્રેવડમાં પડયા. મ્યાના ઉંચકનારાઓએ સાવચેતીથી દ્વારમાં દાખલ થઇ ઓશરીમાં જઇ મ્યાનાઓ ઉતાર્યા. એક પોઠીઆ ઉપરથી એક ભોઇ એક મોટો પડદો ઉપાડી લાવ્યો અને એક ખૂણાનો ભાગ ઢંકાય તેવી રીતે બાંધી દીધો. દરેક મ્યાનામાં બેઠેલી બબ્બે સ્ત્રીઓ પડદા પાછળ જઇ બેઠી. એટલામાં ઘોડેસવારી કરનારા માણસો આવ્યા. તેમાંનો એક બ્રાહ્મણ હતો તેણે રસોઇની તૈયારી કરવા માંડી. રાંધવા માટેનું સીધું તેમણે સાથે જ રાખી લીધું હતું.

થોડી વારે પડદામાંથી અવાજ સંભળાયો.

'બેટા ! ત્યારે હું દેવના દર્શન કરી આવું અને સાથે સાથે તારા છુટકારા માટે પ્રાર્થના પણ કરતી આવું.' માતા દીકરીને કહી રહી હતી.

'મારો છૂટકારો પ્રભુના ઘર સિવાય બીજાથી થાય તેમ નથી. જંત્રીથી બંધાએલાને દેવ શી રીતે છોડશે, મા ?' દીકરીએ જવાબ આપ્યો.

"ધીરજ ધર, બેટા! એનો પણ પ્રભુ હશે." કહી માતા પડદા બહાર આવી અને મંદિરના અંદરના ભાગ તરફ મંદ ગતિએ ચાલી.

દૂરથી આવતી રાજરાણી છે એમ કલ્પી બેઠેલા સર્વે ગૃહસ્થો તેના માનમાં ઉભા થયા.

"પધારો રાણીબા ! અમારાં અહોભાગ્ય કે આપનાં પગલાં અમારા ગામમાં થયાં. "ઘેલાશાએ વિવેક વાપર્યો.

"હા, ભાઇઓ ! દુઃખથી પીડાતાં અમે ફરીએ છીએ. તમારાં દર્શનનો અમને લાભ થયો." તેણે વળતો જવાબ દીધો.

"તમારે ભાગ્યશાળીઓને વળી દુઃખ શાં, માતા? ઘેલાશાએ આછીઉં કર્યું.

"એ જ છે ને ભાઇ ! વિધિની ગતિ ન્યારી છે. મારી દીકરીને પૂરા માસ થએ પાંચ માસ વીતી ગયા છતાં હજી પ્રસૂતિ થતી નથી. અને એ દુઃખે મારે એની સાથે રહી ગામે ગામ કોઇ સિદ્ધ કે કોઇ તપેશરીની શોધમાં ફરવું પડે છે."

"તે માતા, સિદ્ધ કે તપેશરીની એમાં શું કારગત લાગે?"

"ભાઇ! ઘરમાં આગ લાગી છે. બીજી રાણીને સીમંત આવ્યું તે પહેલાં અમારી આ દીકરીને આવ્યું. પાંચ માસનો ફેર. પેલીએ પોતાના બાળકનો હક ગાદી પર સ્થાપવા માટે કોઇ જતિ પાસે કરતુક કરાવી ગર્ભ બંધાવ્યો છે અને દીકરી દુઃખી થાય છે."

"માતા ! આપનું ઓળખાણ?" પદ્મનાભે પૂછયું.

"ભાઇ ! અંબાસણના રાજવીની હું માતા છું. અને મારી દીકરી પાટણ પરગણાના ગીરાસદારને દીધી છે." રાજમાતાએ ખુલાસો કર્યો.

"ત્યારે તો તમે અમારાં રાજમાતા અને સાથે છે તે અમારાં રાણીબા ખરૂં ને?" મોંધજીભાઇએ સ્પષ્ટ કર્યું.

"હા. એમ જ."

"કેટલા દિવસથી આમ ફરો છો?" ગાંગજીએ પૂછયું.

"ભાઇ! પાટણથી યાત્રાએ નીકળ્યાં છીએ. જે દેવની સારી નામના સાંભળીએ છીએ ત્યાં જઇએ છીએ. પાટણથી નીકળે આજ દોઢ માસ થયો."

'કૈં આશા જેવું છે?'

'આશા ભગવાનની, કંઇ સમજાતું નથી. સિદ્ધ પુરુષો પણ અમારી વાત સાંભળી કાન બંધ કરી દે છે.' નિરાશાના ઉદ્ગાર કાઢતાં રાજમાતા બોલ્યાં.

'માતા ! એક કામ કરો, પ્રભુ તમારી ઇચ્છા જરૂર પૂર્ણ કરશે.' પદ્મનાભે સાહસ કર્યું.

'શું કામ?' આશાતુર નયને રાજમાતા બોલ્યાં.

'થોડુંક ભૂર્જપત્ર મંગાવો.'

'હા એ તો હું સાથે જ રાખું છું.' કહી રાજમાતા ભૂર્જપત્ર લેવા ગયાં.

'પદ્મનાભભાઇ! તમે શું કરશો?' ગંગજીભાઇએ પૂછ્યું.

'જુઓ તો ખરા, વાલમમાં આવી કોઇ નિરાશ જાય એ આપણને ન શોભે.' પદ્મનાભે જવાબ આપ્યો.

રાજમાતા ભૂર્જપત્ર લાવ્યાં. પદ્મનાભે પૂજારી પાસેથી કુંકુમનો પડો મંગાવ્યો. તેમાંથી લક્ષ્મીનારાયણ સમક્ષ સર્વના દેખતાં થોડુંક કુંકુમ લઇ પાણીમાં પલાળી ભૂર્જપત્ર પર બાળકનાં પગલાં ચીતર્યાં. અને કુંકુમના છાંટા નાખી ભૂર્જપત્રની ઘડી વાળી રાજમાતાના હાથમાં મૂક્યું.

'માતાજી! અત્યારે જ એક સવાર સાથે આ ભૂર્જપત્ર દરબારને પહોંચાડો.'

'પણ ભાઇ! આનો અર્થ શું થાય એ ખબર છે?'

'હા, બાળકનો જન્મ થયાની એ નિશાની છે.'

'તો, પછી અમારું શું થાય?' રાજમાતા મુંઝાતાં હતાં.

'લક્ષ્મીનારાયણ સૌ સારાં વાનાં કરશે. માતા વિલંબ કરશો નહિ.'

'ભાઈ! મારૂં તો કાળજું ધડકી ઉઠે છે. આમ ખોટું કરતાં.'

'જરાયે ખોટું નથી. પ્રભુ તમારી સહાયમાં છે માતા' કહી પદ્મનાભ જાણે દેવના ધ્યાનમાં લીન થઈ ગયો હોય તેવો દેખાવ કરી બેઠો.

સવારે પાટણનો રસ્તો લીધો અને સૌ મંડળ વીખરાયું.

પરોઢીએ એકાએક પૂજારીને જગાડી રસાલાના એક માણસે પદ્મનાભનું ઘર કયાં આવ્યું તે સાથે આવી બતાવવા કહ્યું.

ઉંઘમાંથી ઉઠેલા પૂજારીને 'ઠણ ઠણ' વાગતી થાળીથી અચંબો થયો.

માણસને લઇ તે પદ્મનાભના ઘર તરફ ગયો.

'પદ્મભાઇ!!'

'કોણ?'

'એ તો હું શંકર પૂજારી.'

'કેમ આવ્યો અત્યારે?'

રાજમાતા બોલાવે છે.' પેલા માણસે કહ્યું.

'આવું' કહી પદ્મનાભે કપડાં પહેરી ઓઢી લીધું અને હાડ ગાળી નાખે એવી ઠંડીમાં તે ઘરમાંથી બહાર નીકળ્યા.

રણકાર કરતી બંધ થતી થાળીનો રણકો પદ્મનાભના સરવા કાનોએ ઝીલી લીધો. તેના આનંદનો પાર ન રહ્યો. તે મંદિરમાં ગયો. રાજમાતા તેની રાહ જોતાં બેઠાં હતાં.

'ભાઈ! તમારૂં કથન ફળ્યું. પુત્ર જન્મ્યો.' હર્ષથી તેમણે કહ્યું:

'બસ માતા! સમાચાર જાણીને આનંદ થયો.' સંતોષથી પદ્મનાભે કહ્યું.

'તમારા ઉપકારનો બદલો પ્રભુ વિના કોઇ વાળી શકે તેમ નથી છતાં તમારી ઇચ્છામાં આવે તે મારી પાસેથી માગી લો.'

'માતા! મારે કૈં ન જોઇએ.'

'એમ ન ચાલે ભાઇ! તમારે મને નગુણી બનાવવી છે?'

'એમ નહિ માજી! હું કોઇની પાસેથી કૈં વિશેષ માગવા ટેવાયો નથી.'

'એટલે ?'

'મારે જરૂર હોય તે હું માગીને લઉં'

'તો જરૂર હોય તે માગી લો.'

'હું સંતોષી છું. મને કંઇ ઇચ્છા થતી નથી.'

'બદલો તો તમારે લેવો જ પડશે.' આગ્રહથી રાજમાતાએ કહ્યું.

'મેં વિશેષ કંઇ કર્યું નથી. કે જેથી બદલો લેવો પડે. છતાં માગું છું કે પુત્રજન્મની ખરી વધાઇ હવે તમારા બ્રાહ્મણ સવાર સાથે મોકલો.' પદ્મનાભે માગ્યું.

'એ તો મોકલીશ, પણ એમાં તમારૂં માગણું નથી આવતું.'

'કેમ નથી આવતું ? મારી ઇચ્છાનું પાલન થાય એમાં પણ હું અભિમાન લઇશ.'

'એવી આડી વાતો ન કરો ભાઇ! પુત્રીને ત્યાં પુત્રજન્મને માંગલિક પ્રસંગે હું તમને કાંઇ ન આપું તો મારી ગણત્રી શેમાં ? તમારા ગામમાં મારા દીકરાની ચાર વાંટા જમીન છે. મારી પાસે અત્યારે પણ મૂલ્યવાન ઝવેરાત અને દાગીના છે. જોઇએ તો જમીન માગો, જોઇએ તો ઝવેરાત માગો.'

'માતા ! એ કંટાળો આવે એવી વાત તમે વારંવાર કરશો નહિ. છતાં તમારી ઇચ્છા હશે તો આજે બપોરે હું તમારી પાસેથી લેવું હશે તે માગીશ.'

'ભલે, જેવી તમારી ઇચ્છા.' કહી રાજમાતાએ પેલા બ્રાહ્મણ સવારને વધામણી લઇ મોકલ્યો.

પદ્મનાભે કુકા મહેતાને જગાડયા.

'મહેતાજી ! રાણીને પુત્ર જન્મ્યો.'

'હેં સાચી વાત છે ?'

'ત્યારે શું ખોટી ? હું મંદિરમાં જઇને આવું છું.' પદ્મનાભે કહ્યું.

'રાજમાતાને મળ્યા ?'

'હા, તેમણે મને બોલાવ્યો હતો. બદલો આપવાની તેમની ઇચ્છા છે.'

'તેમણે શું આપવા વિચાર રાખ્યો છે ?'

'તેની પાસે આપણાં ગામમાં ચાર વાંટાં જમીન છે. હાલમાં તેની પાસે ઝવેરાત અને દાગીના છે. વાલમ માટે તેની પાસેથી શું માગશું ?'

'વાલમ માટે ? તમારે જોઈતું નથી ?'

'ના, મારે એમાંનું કંઈ ન જોઈએ.'

'તો પછી કાર્ય કર્યાનો લહાવો શો પદ્મભાઈ ?'

'દુઃખીનું દુઃખ ગયું એથી વિશેષ લહાવો આપણે કયો જોઈએ ?'

'તમે તો પદ્મભાઈ અજબ છો ! વાલમ માટે તમે શું માગશો ?'

'વાલમ નક્કી કરે તે.'

કુકા મહેતાએ સવારથી જ સભ્યોને સમાચાર આપી દીધા એટલે બપોર થતાં બધા સભ્યો એકઠા થઈ ગયા. પદ્મનાભે રાજમાતાની બદલો આપવાની ઇચ્છા રજુ કરી. અને એવો બદલો લેવાય કે નહિ એ પ્રશ્ન કર્યો.

'જો બદલો આપવાની તેમની ઇચ્છા હોય તો લેવામાં કંઈ વાંધો નથી.' સભ્યોએ સર્વાનુમતે ઠરાવ્યું.

પદ્મનાભે પોતાને મળતો બદલો વાલમ માટે માગી લેવાની ઇચ્છા દર્શાવી.

'જો વાલમ માટે જ લેવું હોય તો ધન કરતાં જમીન માગી લો.' ગાંગજીભાઈએ ચોખવટ કરી.

'જમીન વાલમની જ છે. એમાં વળી માગવાનું શું હોય ?' મોંઘજીભાઈએ કહ્યું.

'એમ નહિ એકાદ સારો વાટો માગી લેવાય તે જો નાગરો અને ઠાકરડાઓ વચ્ચે ચાલતી તકરારનો અંત આવી જાય.' બધાઓએ એ દરખાસ્ત હરખભેર ઉઠાવી લીધી. પદ્મનાભે બદલો લેવા સંબંધે વાંધો લીધો પણ તે બહુમતિએ ઉડી ગયો અને તેણે રાજમાતા પાસે જમીનની માગણી કરી.

'કેટલી જમીન માગો છો?'

'તમારા સવારને અમારી સાથે મોકલો. તે ઘોડો લઇ અમારી સાથે ફરે તેટલી.' ઘેલાશાએ વચ્ચેથી ખુલાસો કર્યો.

'ભલે' કહી રાજમાતાએ સવારને સાથે મોકલ્યો.

સાંજે ઘોડા વિના સવાર પાછો આવ્યો. રાજમાતાએ તેનું કારણ પૂછ્યું.

"બા સાહેબ! એ લોકો નજીવા કામના બદલામાં વધુ પડતી જમીન લઇ જાય છે એમ મને લાગ્યું એટલે મેં ઘોડાને કાપી નાખ્યો. ત્યાંસુધીની જમીન હવે તેમની ગણાશે.' સવારે પોતાની ચાલાકીનું પ્રદર્શન કર્યું.

'ફટ, ભૂંડા! એવું કરવાનું તને કોણે સુઝાડયું?' રાજમાતા નોકરના અઘટિત આચરણ બદ્દલ પસ્તાવો કરતાં હતાં ત્યારે બીજી બાજુ ગાંગજીભઇ, મોંઘજીભાઇ અને કુકા મહેતા પુત્રના જન્મની વિગતો પદ્મનાભને પૂછતા હતા. પદ્મનાભે જંત્ર બજાવડાવનાર રાણીની અધીરાઇને કારણરૂપ જણાવી તેમનાં મનનો અચંબો ઓછો કર્યો. પદ્મનાભના દૂરદર્શીપણા માટે અને આત્મવિશ્વાસ માટે સાંભળનારાઓએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં.

## પ્રકરણ ૧૭ મું

### કુંદન અને કાન્તા

(સોરઠો)

**પ્રિયતમ બાંધી પ્રીત, ત્યારે મ્હેં જાણી ન'તી;**
**તુજ હૈયામાં બીક, છાની છાની જાગતી.**

**નવપરિણીત** પતિપત્ની–કુંદન અને કાન્તા વાલમના ચાલતા બનાવોનું પુનરવલોકન કરતાં હતાં.

'રાજબાએ રત્નસિંહની સેવા સાચા દિલથી આદરી છે. જાણે રત્નસિંહ તેનો આરાધ્ય દેવ બની ગયો હોય.' કાન્તા બોલી.

'તેં વળી એ ક્યારે જોયું?' કુંદને સામું પૂછ્યું.

'ગઇ કાલે તમે જ્યારે મંદિરે રાણીનો રસાલો જોવા ગયા હતા ત્યારે હું કાકી સાથે સામંતને ત્યાં ગઇ હતી.'

'રત્નસિંહ સામંતનો માગી લીધેલો મહેમાન છે. રાજબા ચાકરી કરે એમાં નવાઇ નથી.'

'ચાકરી કરે એમાં નવાઇ નજ હોય પણ વાત એથી આગળ વધી લાગે છે.' કાન્તાએ વધુ સ્પષ્ટતા કરવાનો ઇરાદો દર્શાવ્યો.

'કેમ તેં કંઈ બગાડ જોયો?'

'ના, વાલમ આખામાં એવું નજરે ન પડે તો પછી સામંતને ત્યાં હોય?'

'ત્યારે વાત શું આગળ વધી છે?'

'દેવુબાને મોએ મેં સાંભળ્યું કે રાજબાએ રત્નસિંહ સાથે લગ્ન કરવાનો પોતાનો નિર્ણય તેનાં માતપિતાને જણાવી દીધો છે.'

'બનવાજોગ છે. રત્નસિંહ વીર છે. રાજબા એને યોગ્ય છે.'

'તમને તો બધું યોગ્યજ લાગે છે. ભર શિયાળે વરસાદ પડે એ તમને યોગ્ય લાગે છે. કોઇની નાની તકરાર મોટું રૂપ લે એમાં તમને યોગ્યતા લાગે છે. દ્વેષ બુદ્ધિથી કોઇનું ખૂન થાય એમાં તમને

યોગ્યતા દેખાય છે. રંભાને ધાડપાડુ ઉપાડી ગયો એમાં તમને યોગ્યતા દેખાઇ છે. રાતે પદ્મભાઇએ આપણી ફરતાં ચોકી કરી એમાં તમને યોગ્યતા લાગી. રંભા ડૂબી ગઇ એમાં તમને યોગ્યતા લાગી, એમ રાજબાએ રત્નસિંહને પરણવાનો નિશ્ચય કર્યો એમાં પણ તમને યોગ્યતા લાગી. તમને યોગ્યતા શેમાં નથી લાગતી?'

'પણ રત્નસિંહમાં શું ખામી છે કે તેને યોગ્ય ન કહેવો?'

'અરે, એ હું ક્યાં કહું છું? મારું તો એમ કહેવું છે કે રાજબાથી એવી વાત માબાપને જણાવાય કેમ?'

'ત્યારે એમ કહે ને કે બધે તું નાગરકન્યાઓજ જુએ છે. માબાપ પરણાવે ત્યારે અને તેનેજ પરણે એવી કન્યા હોવી જોઇએ એમજ તારું કહેવું છે ને?

'હા, એમાંજ કુલની, કુટુંબની અને 'નારીધર્મ'ની મર્યાદાઓ સચવાય છે.' કાન્તાએ ગૌરવ લેતાં કહ્યું.

'તું જાણે છે તો ખરી કે વાલમ તપસ્વીઓ અને સિદ્ધોની ભૂમિ છે. વાલમનાં પાણીએ તો કેટલાયનાં અજ્ઞાનચક્ષુઓને નવું તેજ આપ્યું છે. અને સાચી વસ્તુનું ભાન કરાવ્યું છે. રાજબા પોતાને યોગ્ય પતિ શોધી લે એમાં નાગર સ્ત્રી શા માટે ચર્ચા કરે? રાજબા શું ક્ષત્રિયકન્યા નથી?'

'ક્ષત્રિય કન્યા છે એની મારે ના નથી. પણ પરાપૂર્વથી ચાલતા આવતા રિવાજમાં નવી ભાત શા માટે પાડવી જોઇએ?'

'શું ક્ષત્રિય કન્યાઓ સ્વયંવરથી વરતી નહતી?'

'તમારા વાલમમાં કેટલી કન્યાઓ સ્વયંવરથી વરી તે કહેશો?'

'કન્યાઓ એટલી પાણીદાર નહિ કે સ્વયંવરથી વરવાની ચાલતી પ્રથાને નિભાવી શકે. રાજબા પાણી બતાવી સ્વયંવર વરવાની વાલમમાંથી લુપ્ત થએલી પ્રથા ફરીથી ચાલુ કરે તો એ વખાણવા યોગ્ય જણાય. પદ્મનાભે આવીને લુપ્ત થએલી વાલમની ન્યાય સભાને ફરીથી એજ અસલ રૂપે સજીવન કરી એટલે આપણે શું એમની

એ રીતને ધિક્કારી કાઢવી? કાકાએ થોડાં વર્ષો પૂર્વે છોડી દીધેલી પટલાઇ ફરીથી હાથ ધરી એટલે શું આપણે તેમની પટલાઇને ધિક્કારવી? કાન્તા મૂંગી હતી. કુંદને આગળ ચલાવ્યું 'અને કહે તો ખરી કે ગઇ સાલ સુધી બે વર્ષ સુધી આપણે નવા ઘરમાં રહી આ સાલે જૂના ઘરમાં રહેવા આવ્યા એમાં શું આપણે મૂર્ખાઇ કરી?'

'મૂર્ખાઇ નહિ તો બીજું શું?' બોલવાનો વારો હવે કાન્તાનો હતો.

'એ ઘરમાં હતાં ત્યાં સુધી આપણે સલામત હતાં. અહીં એકજ વર્ષમાં ત્રણ ચોરી થઇ.'

'એમાં તો સંયોગો કારણભૂત છે, ગાંડી!'

'શેના સંયોગો, રાખના?'

'ઠાકરડાઓની વધતી જતી પ્રબળ આકાંક્ષાએ ઉગ્ર સ્વરૂપ પકડયું છે એટલે તેનો અંત હવે તો બહુજ નજીકમાં છે.'

'શા ઉપરથી કહો છો?'

'બૂઝાતો દીવડો આખરની ઘડીએ વિશેષ પ્રકાશ દે. એમ ઠાકરડાઓનો ઉગ્ર પ્રકોપ હવે થોડા દિવસનો છે.'

'વિધિના નિયમની નિશ્ચળતા ઉપર ભવિષ્યનાં સ્વપ્નાં સેવનારા ઘણા લોકો ઘરબાર વિનાના બની ગયા.'

'એ પણ તારે મોઢે જ સાંભળ્યું.'

'ભલેને મારે મોઢેથી પહેલી જ વાર સાંભળતા હો, પણ એ ભૂલવા જેવું નથી કે આપણી અને ઠાકરડાઓની વચ્ચે ચાલતો કલહ બન્ને પક્ષને પરિણામે દુઃખી કરશે.'

'એમાં તે તું શું નવું કહે છે?'

'એ બધું નવું છે. આ કલહને અંતે સુખનો દિવસ ઉગશે એમ ભલેને તમે, કાકા અને આખી નાગર ન્યાત માટે દુઃખ, દુઃખ ને દુઃખ સિવાય એનું પરિણામ બીજું ન હોય.'

'વાહરે ભવિષ્યવેત્તા?' કુંદને કટાક્ષ કર્યો.

'હું ભવિષ્યવેત્તા નથી. સંયોગો આપણે માટે ઉલટા છે. ગામમાં ચાલતી વાતો નાગરોના પક્ષની નથી. ગામથી થતી મદદ આપણને કારગત નથી નીવડતી. એટલે એ ખરા હૃદયની મદદ નથી. પદ્મનાભે ઉભી કરેલી જાસુસોની જાળને પરિણામે ઠાકરડાઓ સાથેનું વેર ઘટયું નથી પણ વધ્યું છે. ત્યાં કયા સંજોગો છે કે પરિણામે સુખ હોય?'

'કાન્તા! તું જુએ છે એટલી બાજી બગડેલી નથી. સ્ત્રીની બુદ્ધિ પાનીએ ગણાય છે. તારી બુદ્ધિ એથી કદાચ વધારે હશે પણ મુત્સદ્દીઓને તો ન જ પહોંચી શકે. માર્ગ લેનારાઓએ જોખમી માર્ગ લીધા પહેલાં વિચાર નહિ કર્યો હોય?'

'જરૂર વિચાર કર્યો હશે. પણ મને તો આમાં સફળતા નથી લાગતી. પછી ભલે તમે મારી બુદ્ધિ પાનીએ ગણો.'

'ઠાકરડાઓને ત્રાસ ઓછો નથી. તેમની ચોરીઓ ઉપર જાપ્તો મૂકાયો છે. તેમની નહિ જેટલી જમીનમાંથી સાધારણ અનાજ પાકયું હશે. એના ઉપર એમનો ગુજારો નહિ થઇ શકે એટલે એમને સલાહ કર્યા વિના બીજો માર્ગ નથી.'

'તમે પણ ત્યાં ભૂલો છો. નાગરોની જમીનમાંથી એમને રાતોરાત અનાજ લઇ જતાં કોણ રોકે તેમ છે! ગામની ખળાવાડોમાં ધાડ પાડી અનાજ લઇ જતાં તેમને કોણ અટકાવે તેમ છે?'

'ગામનો બચાવ કરવાનું જેમ પદ્મનાભે માથે લીધું છે તેમ સીમનું રક્ષણ ગાંગજીકાકાને માથે છે. સીમમાં ચારે દિશાએ ફરી તેમનાં માણસો ઉભા મોલનાં રખવાળાં કરે છે. ખળાવાડમાં પડેલા માલના રક્ષણ માટે તો માલિકની ફરજ છે કે હાજર રહેવું પછી એ શું કરી શકે એમ છે?'

'તો પણ મને તો આપણું ભવિષ્ય ઉજળું નથી લાગતું. આપણે નમતુ આપ્યા સિવાય ઉપાય નથી.'

'નમતું આપીને પણ સુખી તો થવાશેજને!'

'એ તો કાકા જાણે, તે નમતું આપે એવો ખ્યાલ તમને સ્વપ્ને પણ આવે ખરો ?'

'કાકા સલાહ કરશે તો માનભરી રીતે. નહિતર દુ:ખને કાયમનું સ્વીકારી લેશે. એ તો સાચું.'

'અને એવો ટેક રાખનારનીજ કસોટી થાય છે.' કાન્તાએ કહ્યું.

'હવે જોઇએ છીએ મોંઘજી પટેલ શું કરે છે તે.'

'કેમ ?'

'ઠાકરડાઓને સમજાવવા માટે તેમને મોકલવાનો ન્યાયસભાએ ઠરાવ કર્યો છે.'

'તે શું લઇને સલાહ કરવા જશે ?' કાન્તાએ ઇન્તેજારીથી પૂછ્યું.

'રાજમાતાએ ભેટ આપેલો જમીનનો વાંટો, જો ઠાકરડાઓ સુલેહ કરવા ખુશી હોય તો તેમને સોંપી દેવો.'

'ઠાકરડાઓ માને તે મુશ્કેલ છે. જેમ નાગરોની જમીન લુંટે છે તેમ એ જમીનમાંથી પણ એમને લુંટવાનો લાગ મળ્યો પછી બમણી જમીનનો લાભ છોડી એકવડી જમીન રાખે એ માની શકાય એમ તો નથી. પછી જેવી સમજાવનારની શક્તિ. ઇડરીઆની બદનામી અને આપણું ઘર ફાડવાની મળેલી નિરાશાને લીધે તેમનામાં દ્વેષ અનેક ગણો વધી ગયો છે. રત્નસિંહ સિદ્ધનાથથી જીવતો આવ્યો એ તેનું નસીબ.' કાન્તાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

'રત્નસિંહ પણ અજબ છે. બારબાર માણસો સામે એકલો ઝઝૂમ્યો અને તે પણ પગપાળો રહીને.' કુંદને પ્રશંસા કરી.

'અને તમે ! તમારાથી એવું ઓછુંજ બનવાનું છે ? માથે આવેલી રાતની ચોકી પણ તમે કરી શકશો કે નહિ તેની પદ્મનાભને શંકા હતી ખરૂં ને ?'

'હોય એ તો. આપણે લડાઇથી ટેવાએલા નહિ ને ?' કુંદને બચાવ કર્યો.

'પણ હવે તો કહો કે તે વખતે સામંતે તમારી વતી પદ્મનાભને શું કહ્યું હતું !' પટાવતાં કાન્તાએ કહ્યું.

'નાગરોએ શું બલૈયાં પહેર્યાં છે? એટલાજ શબ્દો સામંત બોલ્યો હતો.'

'કેવા પકડાયા છો? તે રાતે નહોતા કહેતા તે અત્યારે આપ મેળે બોલી ઉઠયા!'

'પણ તેમાં શું છે પકડાવા જેવું? તેમાં તો મારો બચાવ વીર તરીકે કરવાનો સામંતનો પ્રયત્ન હતો.'

'સાચા વીર તમે કે પદ્મનાભ તમારા ઘરની ચોકી કરે અને તમે છત્ર પલંગે આમ પોઢી રહો.' કહી કાન્તાએ કુંદનને ગળે હાથ નાંખી પલંગ પર સુવાડી દીધો.

'અરે, બા આવતાં હશે.'

'એમાં પણ બીક, વાહરે! મારા શૂરવીર સ્વામી?' લહેકો કરતાં કાન્તાએ કુંદનના ભરેલા ગાલ પર ટપલી મારી. અવશ કુંદને બીજા વિચારો પડતા મૂકયા.

---

## પ્રકરણ ૧૮ મું

### રત્નસિંહ અને રાજબા

(સોરઠો)

**સાજણ સાથે રહોય, દીલનાં દ્વાર ખૂલે નહિ;**
**રડે આંખડી હાય! તે પણ નજરે ના ચઢે.**

રત્નસિંહને ઘાયલ થયે પંદરેક દિવસ વીતી ગયા હતા. શરૂઆતમાં એનાથી પથારીમાં ચત્તા સુઇ શકાતું નહતું. કારણ કે પીઠ પરનો ઘાવ કાતિલ હતો. તે પડખાભેર સુઇ રહેતો. અને જ્યારે પડખું ફેરવવાનો વિચાર થતો ત્યારે રાજબાની મદદથી બેઠો થઇ બીજે પડખે સુઇ જતો. રાજબા એની પરિચારિકા બની રહી હતી. તેના રત્નસિંહ સાથેના કાયમના સહવાસ તરફ પ્રથમ તેના પિતા ઘૃણાથી જોતા, માતા વહેમથી જોતી. પણ એક દિવસે દેવુબાએ

કરેલા ખુલાસાથી માતાનો વહેમ ચાલ્યો ગયો. અને તેના બીજા દિવસથી પિતાની ઘૃણા ચાલી ગઇ. દિવસમાં એકાદ વખત આવી સમાચાર પૂછી જવા સિવાય તે વૃદ્ધ અને વૃદ્ધાએ ત્યાંનો ઝાઝો પગરવટ બંધ કર્યો હતો. સામંત, પદ્મનાભે સોંપેલા કામથી ફારેગ થઇ ખેતરનું કામ સંભાળતો અને રાતે સમય મળે રત્નસિંહ જોડે બેસી ગામગપાટા હાંકતો. રત્નસિંહવાળી મેડીમાં થઇને સામંતની મેડીમાં જવાતું એટલે આવતાં જતાં દેવુબા પણ નણંદ રાજબા અને આભારી મહેમાન રત્નસિંહની ખબર લેવાનું ચૂકતી નહિ. કોઇ કોઇ વખત રત્નસિંહ ઉંઘતો હોય ત્યારે દેવુબા રાજબાને પોતાના ઓરડામાં ખેંચી જઇ તેને હદપારના સવાલો પૂછી મૂંઝવી નાંખતી.

રત્નસિંહને આરામ થતો જતો હતો. બેઠા થયા સિવાય પણ તે હવે સહેલાઇથી પડખું ફેરવી શકતો હતો. છતાં રાજબા તેને એ શ્રમ ન લેવા સમજાવતી અને એ સમયે ખાસ હાજર રહી તેને બેઠો કરી પડખું ફેરવાવતી. જો કે બેઠા થવામાં પણ હવે રત્નસિંહને કોઇની મદદની જરૂર નહતી.

સાંજનો પહોર હતો. રત્નસિંહ ઉંઘમાં હતો. રાજબા તેની ભાભી દેવુબા સાથે તેના ખંડમાં તોફાને ચઢી હતી. વૃદ્ધ માતાપિતા પ્રભુસ્મરણ કરતાં જોડેના ઘરની ઓશરીમાં ધ્યાનસ્થ હતાં. સામંત ખેતરમાંથી હજુ આવ્યો નહતો.

'રાધાજી! તમારા કનૈયાને તમે પૂછી લીધું કે એ તમારો થશે ?'

'હા, વળી નહિ પૂછ્યું હોય તો હવે પૂછી લઇશું. કામ હાથ લીધું તો પછી ઓછું મૂકી દેવાય છે?' રાજબાએ જવાબ આપ્યો.

ઉંઘતા રત્નસિંહે આળસ મરડી, સહેજ જાગૃતાવસ્થા આવી અને તેણે તન્દ્રાવસ્થામાં એ શબ્દો સાંભળ્યા. રાજબાના સતત પરિચિત અવાજથી તેની નિદ્રા ઉડી ગઇ. તેણે આંખ ખોલી જોયું તો સામંતના ઓરડાનાં બારણાં ખુલ્લાં હતાં. વાતચીતના સ્વર ત્યાંથી ઉડી આવ્યા હતા. પણ એ હીલચાલના આઘાતથી પથરાએલા ઢોલીઆએ 'કચડાટનો

અવાજ કર્યો અને રાજબા ચમકી, દેવુબાને પડતી મૂકી તે એકદમ રત્નસિંહના ઢોલીઆ નજદીક આવી બેસી ગઇ.'

'પડખું ફેરવવું છે ?'

'ના, ના, હવે તો હું જાતે ફરીશ.' કહી રત્નસિંહે પડખું ફેરવવા માંડયું. સબળ રાજબા એમ કંઇ નમતું આપે એવી નહતી. તેણે રત્નસિંહને પડખું ફરતો હાથવડે પકડી રોકયો અને પડખા નીચે બગલમાં પોતાના બન્ને હાથ ભેરવી તેણે રત્નસિંહને માથાં તરફના ભાગથી ઉંચકયો.

'ઉંહું–' કરતો રત્નસિંહ ઉંચકાયો અને બેઠો થયો.

'તમે હવે મારે માટે આ તસ્દી લેવાનું રહેવા દો. હું મારી મેળે કરી શકું એમ છું.' રત્નસિંહે એક વખત વધુ કહી દીધું.

'જ્યાં સુધી તમે સંપૂર્ણ સાજા ન થાવ ત્યાં સુધી હું તમને સ્વચ્છંદે વર્તન કરવા દઇશ નહિ.'

'તો પછી તમે મને સાજો થયેલો જોશો પણ નહિ.'

'કેમ ?'

'એમજ વળી, એક તણખલું ઉપાડવાનું કાર્ય પણ તમે મારી વતી કરશો પછી મારામાં ઉભા થવાની હામ કયાંથી આવશે ?' રત્નસિંહે ચીડાતાં કહ્યું.

'એમ ચીડાવ નહિ. તમને જો એ ગમતું ન હોય તો હવેથી હું તમને ખુશીથી તમારી મેળે ઉઠવા બેસવા અને પડખું ફેરવવા દઇશ.' રાજબાએ ઢીલાં થતાં કહ્યું.

'તો પછી મને મારી મેળે સુવા દો.'

'ભલે,' કહી રાજબાએ આડું જોયું. ડૂસકાંનો અવાજ સાંભળી રત્નસિંહ સમકયો.

'રાજબા રડો છો ?' જવાબમાં રાજબાએ મ્હોં લુછી રત્નસિંહ તરફ જોઇ છાછીઉં હાસ્ય કરતાં કહ્યું. 'નારે, હું શા માટે રડું ? રડે મારા દુશ્મનો.'

'તમે પણ દુશ્મનો રાખો છો ખરાં ત્યારે.' રત્નસિંહે મજાક કરી. વખત વિતાડવા માટે આવો વાર્તાવિહાર જરૂરી થઇ પડે છે.

'મારે તો ઘણા દુશ્મનો છે.' કહી રાજબા હસી પડી. અને તેણે સામંતની મેડી તરફના ઉઘાડા બારણા તરફ જોયું. બારણામાં ઉભી રહેલી દેવુબાએ હસી હાથનો અંગૂઠો બતાવી બારણું બંધ કરી અંદરથી સાંકળ દઇ દીધી. રાજબાના હૈયામાં એકાએક કોઇ અકથ્ય લાગણીએ પ્રવેશ કર્યો. તે મુંઝાઇ ગઇ, શરમાઇ ગઇ, અને રત્નસિંહ કૈં બોલ્યો તે તરફ તેનું ધ્યાન પણ ન રહ્યું. એકાન્તનો કપરો અનુભવ તેને આજ થઇ રહ્યો હતો. તેના હૈયામાં થરથરાટ ઉપજ્યો. શરીરે રોમાંચ થયો અને જીભ ઉપરથી કાબુ ગયો. રત્નસિંહે રાજબામાં થએલો આ ફેરફાર પ્રથમવારજ નિહાળ્યો અને તેણે પૂછેલા પ્રશ્નના જવાબની આશા છોડી.

'રાજબા ?' રાજબા ન બોલી.

'એકાએક તમારામાં આ શો ફેરફાર થઇ ગયો ?' જવાબ ન મળ્યો.

'તમને કાંઇ મુંઝવણ થતી હોય, કોઇ તરફથી દમદાટી મળતી હોય, કોઇની હેરાનગતિ હોય તો મને કહો. એમ મુંઝાઓ છો શા માટે ? હું તમારો માર્ગ ચોખ્ખો કરી દઇશ.' રત્નસિંહે સમજાવતાં કહ્યું.

'તમારા સિવાય મારો માર્ગ કોઇ ચોખ્ખો કરે તેમ નથી.' એ શબ્દો તેને મોઢે આવી ચાલ્યા ગયા. જીભે બોલવાની જાણે હઠ લીધી હતી.

'બોલો તો ખરાં, રાજબા ?' થાકીને રત્નસિંહે કહ્યું.

'હું તો તમને દુઃખરૂપ નથી ?'

'ના, ના એવું કંઇ નથી' પહાડને ઉચકવા જેટલો શ્રમ લઇ રાજબાએ જીભ હલાવી.

'તો પછી મને કહેવામાં કંઇ વાંધો છે ?' રાજબાની લજ્જાળુતા હજી ગઇ ન હતી છતાં બેકાબુ જીભથી બોલાઇ ગયું.

'તમારા સિવાય મારે કહેવાનું બીજે ઠામજ ક્યાં છે?' રત્નસિંહે આ જવાબમાં પોતા તરફની હમદર્દી જોઇ.

'એ તમારો મારા તરફનો પક્ષપાત દર્શાવે છે.' રત્નસિંહે હમદર્દીનો સ્વીકાર કરતાં કહ્યું. રાજબા ચૂપ રહી. રત્નસિંહને પોતાના સવાલનો જવાબ ઉડી જતો લાગ્યો. છતાં બીજી વખત પૂછવાથી તે મુંઝાશે એમ ધારી તેણે તે પ્રયત્ન છોડી દીધો. થોડીવાર કોઇ ન બોલ્યું. ત્યારે રત્નસિંહ ધીમેથી પડખાભર સુઇ ગયો. રાજબા તરફ તેની પીઠ હતી.

રાજબા ખરેખર મુંઝાતી હતી. ઘણા દિવસની અંતરમાં રમી રહેલી મનોરમ્ય ઇચ્છાને દરખાસ્તના રૂપમાં રજુ કરવાની તેની હામ ચાલતી ન હતી. શૂરવીર છતાં તે સરળ હ્રદયા હતી. તેનાથી પ્રેમનો પ્રદેશ અણુખેડાએલો હતો. તેમાંએ વળી તે વાલમની કન્યા હતી. ઋષિશ્રેષ્ઠ વાલખિલ્યોથી સંસ્કારાએલી ભૂમિની બાળાથી એવા પ્રેમના પ્રગટી કરણમાં પહેલ શી રીતે થઇ શકે? ભાભીએ માતા પિતા અને ભાઇઓને વાત પહોંચાડી દીધી હતી કે નણંદબા ઇચ્છાવરથી રત્નસિંહને વરવા માગે છે; પણ નણંદલબાની જીભ તો પ્રસંગ આવે તાળવે ચોંટી ગઇ હતી. જાણે કરોળીઓ પોતે રચેલી જાળમાં ફસાયો હતો. અનેક કલ્પનાઓને અંતે ઘડી કાઢેલો અભિનય પૂર્ણ વાર્તાલાપ કરવા અત્યારે જીભ ઉપડતી નહતી. અંગો અભિનય માટે ચોખ્ખી ના પાડતાં હતાં. ત્યારે શું આ અભેદ્ય લાગતો પડદો ચીરાયા વિનાનો રહી જશે અને રત્નસિંહને કેન્દ્રસ્થ રાખી રચેલું વિહાર સ્વપ્ન નિષ્ફળ જશે? જે પળની રાહ અનેક દિવસોથી પોતે જોઇ રહી હતી તે પળ આમ 'આ આવી, આ ગઇ'ની જેમ ઝડપથી આવીને ઉડી જતી હતી. આખરે રાજબાએ વગર વિચારે સાહસ કર્યું 'મને બચાવો.' કહી તેણે પડખું ફરી સુતેલા રત્નસિંહના ચરણોમાં માથું ઢાળી દીધું. રત્નસિંહ ચમકયો. એકદમ બેઠો થઇ ગયો.

'રાજબા! આ શું! આમ કેમ એકાએક?' તેને નીચે બેસાડી દેતાં રત્નસિંહે પૂછ્યું.

'મારૂં મન વિવશ છે. હું મુંઝાઉં છું.' કહી રાજબા હીબકાં ખાવા લાગી.

'દેવુબાને બોલાવું? માતાને બોલાવું?'

'ના કોઇની જરૂર નથી. મારી મુંઝવણ ટળશે તમારાથી નહિતર કોઇથી નહિ. સહેજ સ્વસ્થતા અનુભવતાં રાજબાએ કહ્યું.

'તો મને કહો તમને કયું દુઃખ પીડે છે?'

રાજબા ફરીથી બોલતાં અચકાઇ પણ હવે તો વાત પ્રગટ કર્યા વિના છૂટકો હતોજ નહિ.

'હું તમારા માટે ઝુરૂં છું. રાઠોડજી!' રાજબા બોલી ગઇ. વસ્તુ સમજતાં રત્નસિંહ બોલ્યો.

'અરે, મારે માટે રાજબા! શું ભૂલ તો નથી થતી ને? ક્યાં હું અને ક્યાં સામંતની બહેન. માતા પિતાનો ત્યાગ કરી યુવાન થતાં પૂર્વ ભટકતો ફરતો ક્યાં હું એક અભાગી માનવી અને ક્યાં મર્યાદાદર્યા ઘરની સુલક્ષણવંતી કન્યા. નિષ્ફળતાઓની પરંપરાથી હેરાન થતો ક્યાં હું એક મામુલી નિરાશ આદમી અને ક્યાં ઇચ્છતાંની સાથે અમલ માગતી રાજકન્યા શી રાજબા. ગુલામી કરી જીવન યુદ્ધને પાતાળે જઇ મરવા ખાતર જીવતો હું રત્નસિંહ અને ફુલ ગુલાબી ચહેરાથી દિશાઓ હસાવતી સ્વતંત્ર મહારાણી શી સામંતની બહેન. રાજબા! હું નિર્ભાગી છું. મારૂં તો જીવન ભટકવામાં ગયું છે અને જશે, કોણ જાણે જીંદગીનાં કેટલાં વર્ષના ઢસરડા બાકી હશે તે પૂરા કરવા કુદરત આમ આફતો નાખે જાય છે. રાજબા! મારો વિચાર છોડી દો.'

'તમારા સિવાયનું જીવન મારાથી નથી કલ્પી શકાતું. જીવનમાંથી તમને બાદ કરૂં છું તો આંખે અંધકાર ફરી વળે છે. જોયા ત્યારથી આંખો તમને જોતાં થાકતી નથી. મન તમારા સિવાયનું રટણ કરતું નથી, પગ તમારા કામ સિવાય ઉપડતા નથી. આ સ્થિતિમાં મારાથી યાચના સિવાય બીજું શું થઇ શકે?' પાલવ પાથરતાં રાજબાએ કહ્યું.

રત્નસિંહની ચિંતાનો પાર ન હતો.

'ભટકતાને વળગી રાજબા તમે શું સુખ મેળવશો ? ઘર વિનાનાને મેળવી તમે શું સાહેબી ભોગવશો ? ચિંતા વિનાના ખર સમાન મનુષ્ય સાથે જોડાઇ તમે કઇ સગવડ મેળવશો ? રાજબા ! સાચું સુખ મને ભૂલવામાં છે.'

'નહિ રાઠોડજી ! આ જીંદગીમાં મૃત્યુ પર્યંત તમારા સાથ સિવાય બીજા કોઇનો સાથ હું સ્વીકારવાની નથી. તમે ભટકતા હશો ત્યારે હું તમને આશ્રય આપીશ, તમારા ઘર વિનાનાનું હું ઘર બનીશ. તમારા ચિંતા વિનાનાની હું ચિંતા બનીશ. તમને ભૂલવામાં હું મારૂં મૃત્યુ જોઉં છું. તમને સ્વીકારવામાં હું મારૂં સ્વર્ગ જોઉં છું.'

'તમારૂં એ કલ્પિત સ્વર્ગ ઝાંઝવાનાં નીર જેવું છે. મારા ચારિત્ર્ય પર અનેકોએ કલંક ચડાવ્યાં છે. મારા શૌર્ય પર અનેકોએ નફરત દીધી છે. મારા વર્તન ઉપર અનેકોએ ધિક્કાર અને ફીટકાર દીધા છે. મારી સાથેનું જીવન જીવતાં તમને લઘુતા લાગશે.' સમજાવતાં રત્નસિંહ બોલ્યો.

'એ લઘુતામાં હું ગૌરવ માનીશ, એ કલંક હું જગત પાસે ધોવડાવીશ. એ નફરત હું પાછી વાળીશ. એ ધિક્કાર અને ફીટકાર પાછાં ખેંચી લેવાની હું જગતને ફરજ પાડીશ. જગતની આંખોમાંથી કમળો દૂર કરી, સ્વચ્છ સ્ફટિક જેવો તમારા જીવનનો અણુએ અણુ તેની સમક્ષ ધરીશ. મારા જીવનની આ એક જ મહેચ્છા અધૂરી ન રાખો.'

'રાજબા ! આજે તો હું તમારો મહેમાન છું. પણ આખરે તો તમારાથી અને તમારાં માતપિતાથી અજાણ્યો છું. મારાં કુળ અને કુટુંબની લાયકીથી તમે તદ્દન અજ્ઞાત છો.'

'તમે અત્યારે જે રૂપે છો તેજ રૂપે હું તમને મારા દિલના દેવ ગણી ચૂકી છું. મારે કુળ અને કુટુંબ જોવું નથી, જાણવું નથી.' દૃઢ નિશ્ચયી રાજબા બોલી.

'પ્રથમ દષ્ટિનો પ્રેમ પાછળથી બહુ દુઃખદાયી બને છે એવા ઘણા દાખલા બનેલા છે. રાજબા!'

'મારો પ્રેમ પ્રથમ દષ્ટિનો છે છતાં મક્કમ છે. ભલે પાછળથી હું રૌરવ નરકની અધિકારી થાઉં. મારો નિશ્ચય ફેરવવા મને વધુ ન સમજાવો.'

'તમે તમારાં માતપિતાની, સામંતની અને મોટા ભાઈની રજા લીધી છે?' આખરનું તીર રત્નસિંહે ફેંક્યું.

'સંમતિ મળી ચૂકી છે.'

રત્નસિંહ નિરાશ થયો.

'રાજબા! મને નિર્ણય કરવાને વખત જોઈશે. મારું મન લગ્ન તરફ વાળતાં મને મહામુસ્કેલીઓ નડશે. તમારી સેવા બદલ મારે તમને આવો બદલો દેવો પડશે એની મને સ્વપ્ને પણ ગંધ ન હતી. રત્નસિંહે હારેલા યોદ્ધાની નિસ્તેજતાથી કહ્યું.

'સેવાનો બદલો માગી વાલમની વૈભવશાળી મહેમાનગીરીનું હું અપમાન કરવા નથી માગતો. સેવા તો મેં તમને મારા ગણીને કરી છે. સેવા કર્યા પૂર્વે મેં તમને મારું જીવન અર્પણ કરી મૂકેલું છે. ઘણા દિવસોની અંતઃકરણની અથડામણ પછી આજે હું આપને એ જણાવી શકી છું.' સેવાનો બદલો ગણાવતા રત્નસિંહને રાજબાએ ચોખવટ કરી આપી.

'પદ્મનાભે મારું ભાખેલું ભવિષ્ય તમે જાણો છો?'

'ભવિષ્યની મને પરવા નથી. એક દિવસનો પણ તમારો સહવાસ મારું જીવન સત્ત્વ બની રહેશે. વળી ભવિષ્યવેત્તાઓમાં મને વિશ્વાસ નથી.' નિર્ભીકતાથી રાજબાએ કહ્યું.

'તમારું મન જ્યારે કોઈ પણ રીતે માનવા ના પાડે છે તો પછી રાજબા મારી ના નથી પણ પદ્મભાઈને મારે પ્રથમ પૂછવું જોઈએ. હું તેમનો તનનો અને ટોળીનો માણસ ગણાઈ ચૂક્યો છું.'

'ભલે, તમારો કોઈ પણ નિશ્ચય હશે પણ રાજબા તો તમારી છે. અને રહેશે.' કહી તે ઉભી થઈ અને દેવુબાના ખંડના બારણા તરફ જતાં તેણે બૂમ મારી.

'ભાભી ! બારણું ઉઘાડો.'

કાર્યમાં રોકાએલી દેવુબાએ રાજબાનો સાદ ઓળખી બારણું ઉઘાડ્યું.

'કેમ ?'

'કેમ શું ? મારા ભાઇને આવવાનો વખત થયો છે. ક્યાં સુધી અહીં ઓરડામાં ગોંધાઇ રહેશો ?'

'તે ભલેને આવે તમારા ભાઇ ! એમાં મારે શું ?' દેવુબાએ કહ્યું અને ધીમેથી ઉમેર્યું.

'તમારા શૂરવીર રાજપૂત કેમ છે ?'

'ચૂપ.' કહી રાજબાએ નાક પર આંગળી મૂકી દેવુબાને બોલવાની મનાઇ કરી. તેના ચહેરાપર આછા સ્મિત સાથે રતાશ તરી આવી.

'નણુદલબા ! પાન ચાવ્યાં લાગે છે !'

'હા, હા, ચાવ્યાં; જાઓને !'

'ક્યારે ચાવ્યાં એ તો કહો ?'

'તું પૂછે છે ત્યારે, આજે અને અત્યારે જ !' રાજબાએ માઝા મૂકી.

'બહુ સારૂં નણુદલબા ! મારો લાગો લાવો ત્યારે.' કહી દેવુબા રાજબાને ભેટી પડી.

'લે.' કહી મસ્તીમાં તેણે તંદુરસ્ત દેવુબાના ગોરા પણ રતુંબડા ગાલ પર ધીમેથી તમાચો ચોડી દીધો.

'રાજબા !' નીચેથી સામંતે બૂમ મારી.

'એ આવી ભાઇ' કહી દેવુબાને હડસેલી રાજબા ઝડપથી દાદર ઉતરી નીચે ગઇ. જતાં જતાં, તેણે સૂતેલા રત્નસિંહની આંખ સામે આંખ મેળવવા પ્રયત્ન કર્યો. રત્નસિંહ કોઇ ગૂઢ કોયડો ઉકેલતો હોય તેમ અડધી ખુલી આંખે અંતરનાં ઉંડાણુ માપી રહ્યો હતો.

## પ્રકરણ ૧૯ મું

## મોંઘજીભાઇનો નિષ્ફળ પ્રયત્ન

(સોરઠો)

કપૂત લોકથી નેહ, રાખીને રહવું રહ્યું;
છટકી દેતાં છેહ, ઘડી એક થોભે નહિ.

ચારે વાસના ઠાકરડાઓને તેમના આગેવાનો મકરકુન લીલાબાગમાં ભેગા કરવામાં આવ્યા હતા. ભેગું થએલું ટોળું આગેવાનોની આવવાની રાહ જોઇ રહ્યું હતું. થોડીક વારે ચારે વાસના આગેવાનો વચ્ચે શોભતા મોંઘજીભાઇ લીલાબાગમાં પ્રવેશ્યા. સમય રાત્રિનો હતો. અને સુસવાતી ઠંડી હતી. પ્રકાશનો અભાવ અને વસ્ત્રોની ગાઢ લપેટથી બેઠેલાઓનાં મ્હોં જોઇ શકવાં મુશ્કેલ હતાં. ફક્ત અવાજ ઉપરથી બોલનાર ઓળખાતો. ટોળાની વચ્ચે એ પાંચે જણાઓએ પોતાનો સમાવેશ કરી દીધો. બધે શાંતિ પથરાઇ ગઇ.

સુલેહ કરાવ્યાનું ગૌરવ લેવાના મોહે મોંઘજીભાઇએ ન્યાયસભાનું આપ્યું બીડું ઝડપી લીધું હતું. તેમની ખટપટી બુદ્ધિને સુલેહ કરાવવાની સહેલ લાગી હતી. વળી નાગરો પ્રત્યેની ઠાકરડાઓની અતિ આકરી પછાડનો કરૂણ પડઘો તેમના દિલમાં ઉંડે ઉંડે જઇ પડયો હતો. જમીનનો મોહ ઓછો કરવાની પદ્મનાભ અને ગાંગજીભાઇની સલાહનો ઘૂંટડો આછો આછો પણ ગળે ઉતર્યો હતો. આ બધાં કારણોએ મોંઘજીભાઇએ ઠાકરડાઓમાં પોતાની લાગવગ વાપરી સુલેહની વિચારણા માટે નોતરૂં મોકલાવ્યું હતું. ઠાકરડા આગેવાનોને લાગ્યું કે વધુ પડતો ઉલ્કાપાત કદાચ અવળો દંડ પણ લેશે માટે સમજી જવામાં સાર છે. એ હિસાબે કહેણ તેમણે સ્વીકાર્યું અને એક રાત્રે સમગ્ર ઠાકરડા કોમના પુરુષોએ લીલાબાગમાં મળવું એવું ઠરાવ્યું.

બાગને ફરતી આંબાની વાડ હતી અને એ વાડના રક્ષણ માટે થોરની વાડ એથી પણ વધુ ગોળાકારમાં હતી. આંબા ઉપરાંત આ બાગમાં બીજાં અનેક સ્વાદિષ્ટ ફળો આપનાર વૃક્ષો હતાં. એક વિશાળ

કૂવો બાગની મધ્યમાં ઉંચી જગાએ હતો. કૂવાના થાળાની નજીકમાંજ મોંઘજીભાઇના બોલાવ્યા સર્વ ઠાકરડાઓ એકત્ર થયા હતા.

વાતાવરણ નીરવ બન્યું અને મોંઘજીભાઇએ બોલવાની શરૂઆત કરી.

'ભાઇઓ! વાલમ ગામવતી હું તમારી પાસે કેટલીક બાબતોના ખુલાસા કરવા આવ્યો છું. નાગરો સાથેનું તમારૂં વેર જુનું અને જાણીતું છે. એ વેરમાંથી ઝાઝાં ઝેર થયાં, કેટલુંય નુકશાન થયું—તમને અને તેમને કેટલાંય માણસોની હાણુ થઇ અને કેટલાંય માણસોએ જમીન, જાગીર ગુમાવી. હજુ પણ તમારૂં એ વેર ચાલુ રહે તો તો એની એજ નુકશાનોની પરંપરા સિવાય બીજું કંઇ ન બને. ગામે નાગરોને તમારા ત્રાસથી બચાવવા માટે વ્યવસ્થિત તંત્ર રચ્યું અને એના પ્રભાવે તમારો પ્રકોપ જરા નરમ પડયો. પણ તે પછીના પહેલાજ બનાવથી નાગરોને માથે દુ:ખ અને તમારે માથે માણસોની ખોટ ઉભી થઇ. આમ બન્ને પક્ષને નુકશાન તો થયુંજ. આમ નિરર્થક વેર ઉભાં કરી ખુવાર થવા કરતાં કોઇપણ રીતે સમજી જવામાં તમારૂં અને ગામનું હિત રહેલું છે, એમ મને લાગે છે. હું ગામનીવતી સર્વ સત્તા લઇને તમારી સાથે વાત કરૂં છું તો મનમાં કોઇ વહેમ અથવા અણુસમજ હોય તો તે દૂર કરી તમારી ઇચ્છા કહો.' મોંઘજીભાઇએ વક્તવ્ય પૂરૂં કર્યું.

થોડીવાર કોઇ કાંઇ બોલ્યું નહિ. પછી નીરવ શાન્તિનો ભંગ કરતો એક આગેવાનનો અવાજ આવ્યો.

'મોંઘજી પટેલ આપણી સાથે સલાહ કરવા આવ્યા છે. એ આપણે જો સલાહ કરવા ખુશી હોઇએ તો સલાહની શરતો પાળવા ઉપરાંત ગઇ કાલે રાજમાતાએ ગામને આપેલો આથમણો વાંટો આપણને આપી દેવા માગે છે.' કેટલાકના મોંમાં આથમણા વાંટાનું નામ સાંભળતાંજ પાણી આવ્યાં. કેટલો રસાલ વાંટો! કેટલો સુરક્ષિત વાંટો!

'જો એ વાંટો મળતો હોય તો નાગરો અને અમે મિત્રો છીએ.' એક અવાજ ટોળામાંથી આવ્યો.

'બીજી કૈં શરત?' મોંઘજીભાઇએ પૂછ્યું.

'કોઇ શરત કરવાની જરૂર નથી, મોંઘજીભાઇ!' એજ અવાજ ફરીથી આવ્યો.

'અમારે એ વાત કબૂલ નથી.' એક બીજો અવાજ આવ્યો.

'કોને કબૂલ નથી?' એક આગેવાને પૂછ્યું.

'મારે' એક ઉંચો સોટા જેવો માણસ ઉભો થયો.

'કોણ હરભમ? તને વળી શું છે?'

'મારે ખાતર હું નથી કહેતો આખી કોમ ખાતર કહું છું કે અમારે એ શરત કબૂલ નથી.' હરભમે મક્કમતાથી કહ્યું.

'કેમ?' પેલા આગેવાને ફરીથી પૂછ્યું.

'હાલ આપણો ગુજારો કઇ જમીન ઉપર ચાલે છે?' હરભમે પૂછ્યું.

'આપણી પાસે વળી જમીન કેવી? પેદાશ વિનાના કકડાઓમાંથી આપણને શું મળે છે?' કોઇએ ઉતાવળથી કહ્યું.

'છતાં આપણે ભૂખે મરી ગયા ખરા કે?' હરભમે ફરીથી પૂછ્યું.

'હાથ પગ પ્રભુએ આપ્યા છે તો પછી ભૂખે શાના મરીએ?' કોઇ બીજું બોલ્યું.

'અને આ નવો વાંટો આવશે એટલે આપણે ધનવાન થઇ જવાના? સાતસો ઘરને એ વાંટો કેટલી મદદ કરી શકશે?'

'બહુ બહુ તો આપણું રોટલા ખર્ચ પૂરે' હરભમની વાતમાં સમજતાં એક જણ બોલ્યો.

'એમ છે તો પછી આપણાથી એ વખતે પણ રોટલાથી વિશેષ તો મેળવી શકાશે નહિ.' હરભમે કહ્યું.

'અરે, ભલાભાઇ! તમે કેમ ભૂલો છો? શાન્તિથી પેટ ગુજારો થતો હોય તો પછી વણનોતરી આફત શા માટે?' હરભમની બાજી કૈંક સમજી જતાં મોંઘજીભાઇ બોલ્યા.

'ના, ના, મોંઘજી પટેલ! અમારે તમારી વાત કબૂલ નથી. અમારી નસોમાં આફત સામે આથડવાનાં જોમ વહે છે. શાન્તિની વાત અમારે મંજુર નથી.'

'અરે પણ, હરભમ! કયા કારણે ઘર બેઠાં આવતી સુલેહ તું ફેંસળી નાંખવા મથે છે?' પેલા આગેવાને પૂછ્યું.

'તમે નથી સમજતા, સુરસંગ કાકા! એ આથમણો વાંટો આપી ગામ આપણને વેઠાં જેવા બનાવવા માગે છે. તે લીધા પછી આપણાથી ન કરાય તોફાન, ન થાય લૂંટ, ન કરાય ચોરી, ન પડાય ધાડ. આપણી ગળથૂંથીમાં પીધેલાં એ તોફાનો માટે આપણને અવકાશ નાહ રહે. શાન્તિથી જીવન ગુજારતાં આપણું લોહી શાન્ત થશે. આપણી પછીની પેઢી તોફાનોથી ડરતી થશે. તે પછીની પેઢી ઉડાઉ થશે, અને આખો વાંટો શાહુકારોને લખી આપશો ત્યારે એનાં છોકરાં શું ખાશે? સ્વભાવમાંથી ઉડી ગએલી આપણી મસ્તી એ કયાંથી મેળવશે?' હરભમે ચોખવટ કરી.

કેટલાક સમજ્યા, કેટલાક ન સમજ્યા, પણ પેલા આગેવાનની આંખ હરભમના કથને ઉઘાડી દીધી. તેને હરભમનું કથન સાચું લાગ્યું. આજની સુલેહમાં ભવિષ્યની સલામતી ન હતી.

'હરભમ! તું ભૂલે છે. અમે પાટીદારો, નાગરો અને બીજા તમારી જેમ તોફાનો સિવાય જીવી શકતા નથી?' મોંઘજીભાઇ બોલ્યા.

'મોંઘજી પટેલ! તમારી વાત જૂદી છે. તમે સંઘરો કરવામાં માનો છો. બે વરસ સારાં હોય અને તે પછી એકાદ દુષ્કાળ આવે તો તમારી કોમ અને નાગરો આગલાં વરસોનાં સંઘરામાંથી દુષ્કાળનું વરસ ખેંચી કાઢે. અમારાથી એ ન બની શકે. અમે તો આજનું આવેલું આજ ખાઇ જનારા.' હરભમના મતના એક અનુયાયીએ જવાબ આપ્યો.

'જમીનનો સારો ભાગ મળવાથી તમારામાં સંગ્રહની વૃત્તિ જાગશે, સારું કમાશો, અને સારાં ઘરો બંધાવી સારી માલમતાવાળા તથા આબરૂદાર બનશો.' મોંઘજીભાઇએ લલચાવવા પ્રયત્ન કર્યો.

'જે અમારા લોહીમાં નથી તે અમે શી રીતે લાવી શકીશું? અમારે સારાં મકાનોને શું કરવાં છે! માલમતા મેળવી અમારે આફત શા માટે વહોરવી? તેમાંથી તો આખરે લહેરીજ બની જવાનું ને?' કોઇનો તીણો અવાજ આવ્યો.

'ધીરોજી બરાબર કહે છે. જે અમે નથી કરી શકતા તે અમારાથી કે અમારી પછીનાઓથી થઇ શકવાનું નથી.' એક આગેવાન બોલી ઉઠયો.

'તો પછી આંગણે આવેલી લક્ષ્મીનો તમે તુચ્છકાર કરો છો એમજને?' મોંઘજીભાઇ કંટાળીને બોલ્યા.

'તમે જે માનો તે. અમારાથી તમારી વાત પર વિચાર થઇ શકે તેમ નથી.' એક બીજો આગેવાન બોલી ઉઠયો.

'આ જવાબ તમે બધા એક મતે થઇને આપો છો?' મોંઘજીએ પૂછયું.

'હા, બધાય સાથે રહીને.' એક સામટા સ્વરો આવ્યા.

મોંઘજીભાઇની બાજી ઉંધી વળી ગઇ હતી.

'આફત નાખી આફત વહોરી લેવામાં તમે સુખી થશો?'

'આફત અમારા લોહી સાથે વહે છે, અમે તેને નિભાવીશું. અમે તેને પાળીશું.'

'આમને આમ કાં તો તમારો નાશ કે કાં તો નાગરોનો નાશ ડાચું ફાડીને તેમને કે તમને ગળી જશે.'

'ગળી જશે તો પેટમાં જઇને પણ અમે પાછા ઉભા થઇશું.'

'ભલે ત્યારે, જેવી તમારી ઇચ્છા. પણ ફરીથી કોઇ એવો સમય આવશે કે જ્યારે તમારે ગામની દયા માગવા વારો આવશે. ત્યારે તમે કરેલી આજની અવગણના આગળ આવશે.' મોંઘજીભાઇએ ધમકી આપી.

'એ તો સમય આવે જોઇ લેવાય મોંઘજી પટેલ.'

'બસ ત્યારે, તમારી સાથેની સુલેહની સારી આશાના આજે ભાંગીને ભુક્કા થઇ જાય છે. એમજને?'

કોઈએ જવાબ ન આપ્યો.

મોંઘજીભાઈ ઉભા થયા. ચારે આગેવાનો ઉભા થયા. અને સાથે સાથે બીજા બધા ઉભા થયા. ચારે આગેવાનો મોંઘજીભાઈને ઝાંપા સુધી મૂકવા આવ્યા. નિરાશ મોંઘજીએ ગામનો રસ્તો લીધો. લક્ષ્મીનારાયણના મંદિરમાં બધા સભ્યો મોંઘજીભાઈની રાહ જોઈ બેઠા હતા. સભાની આગેવાની રાજમાતાની હતી તેમને સર્વ વિગતોથી વાકેફ કરવામાં આવ્યાં હતાં. મોંઘજીભાઈ આવ્યા. નિરાશ અને ઉશ્કેરાયેલી સ્થિતિમાં રાજમાતાએ તેમને વિગત પૂછી. મોંઘજીભાઈએ તે અથેતિ સંભળાવી અને સર્વ સભ્યો તેથી વાકેફ થયા. આશાભર્યાં સર્વનાં મન ઉતરી ગયાં.

'હું તો પ્રથમથીજ કહેતો હતો કે ઠાકરડાઓને સમજાવવાની વાતમાં માલ નથી.' પદ્મનાભે કહ્યું.

'છતાં આપણને હવે કોઈ કહી જાય એવું ન રહ્યું.' ઘેલાશાએ વણિક બુદ્ધિ વાપરી.

'પણ અંતે તો એનું એજ ને ?' ગાંગજીભાઈએ કહ્યું.

'તો પછી હવે આપણે શું નિર્ણય કરવો ?' કુકા મહેતાએ પૂછ્યું.

'હવે નિર્ણય કરવા જેવું શું રહે છે ? ઠાકરડાઓ જ્યારે કંઈ લેવાની ના પાડે છે ત્યારે જમીન ગામની જ ગણાય ને ? કેમ પદ્મનાભ ! તમે શું કહો છો ?' રાજમાતા બોલ્યાં.

'મારો મત જૂદો છે, નાગરોએ ઠાકરડાઓનો ત્રાસ વિશેષ અનુભવ્યો છે. તેમની જમીનની ઉપજનો ઘણોખરો ભાગ લૂંટાઈ જાય છે એ ગણત્રી કરતાં એમને બીજી જમીનની જરૂર છે. એટલે નાગરોને એ જમીન સોંપાય એ મને તો યોગ્ય લાગે છે.'

'પદ્મભાઈનું કહેવું બરાબર છે. નાગરોને એ જમીન અપાય તો થતા નુકશાનમાંથી તેમને કેટલીક રાહત મળશે.' રાજમાતાએ વિચાર કરી કહ્યું. બધા સભ્યોની સંમતિથી રાજમાતાએ જાહેર કર્યું કે આથમણા વાંટાનો ભોગવટો નાગરોને સોંપવો.

---

## પ્રકરણ ૨૦ મુ

### ઉમાનો અસંતોષ

( સોરઠો )

**લાખોની મહેલાત ક્ષણમાં ઇશ ઢાળી દીએ;**
**ઉમા, શાને અમાપ મોહ ધરી, ધનનો ધરે ?**

દિવસ ઉગ્યો અને પદ્મનાભે દિનચર્યાથી પરવારવા માંડયું. તેનો પુત્ર કામેશ્વર છેલ્લા કેટલાક દિવસથી એક ચિત્ર પાછળ મંડયો હતો પણ તે પુરૂં કરી શકયો ન હતો. પૃથ્વીના વિશાળ ગોળામાં તેણે એક સ્ત્રી ચીતરી હતી. ગોળાની ઉપર તેણે બીજી એક સ્ત્રીને બેસીને પૃથ્વીના ગોળામાં ચીતરેલી સ્ત્રી તરફ મોં લંબાવતી આલેખી હતી. ઉપરની સ્ત્રીને પૃથ્વીના ગોળા પર ચાલી રહેલાં માણસો ઠોકરે ઉડાવતાં હતાં. કામેશ્વરની કલ્પના સુંદર હતી. ધરિત્રી માતા–પૃથ્વીને ભેટવા જતી માનવતાને પૃથ્વીના પનોતા પુત્રો ઠોકરે ઉડાવતા હતા. ચિત્રનો દેખાવ અને ઉઠાવ આકર્ષક હતો. બંને સ્ત્રીઓના મુખભાવોમાં વાસ્તવિકતા લાવવાના સતત પ્રયાસો તે કરી રહ્યો હતો. અને દરરોજ મુખભાવોમાં કલ્પનાનુસાર ફેરફાર કરતો હતો. ચિત્ર આ રીતે હજુ અધુરૂં હતું.

'બાપુજી !' કામેશ્વરે પિતાને બોલાવ્યા.

'કેમ ભાઇ ?'

'મારે હજુ તમારી સલાહ આ અધૂરા ચિત્ર માટે જોઇએ છે.'

'હજી શું બાકી છે કે તું એ ચિત્રને અપૂર્ણ કહે છે ?'

'આ માનવતાનું ચિત્ર જુઓ. મનોમુખ ભાવ કેવા હોય તો ધરિત્રીના મુખભાવો સાથે મેળ પામે ?'

'બેટા ! માનવતા અને ધરિત્રી એ બન્નેનો એકજ સ્વભાવ છે–સહનશીલતા, ધરિત્રીના મુખભાવ કરતાં માનવતાના મુખભાવ પર તેં સહનશીલતા ઓછી આણી છે. માનવતા એટલેજ સહનશીલતા.' કામેશ્વર સાંભળી રહ્યો.

'બાપુજી ! ધરિત્રીનો વાત્સલ્ય પ્રેમ ચઢે કે માનવતાની સહનશીલતા ?'

'એ તો આ ચિત્રજ કહે છે. માનવોના પગની ઠોકરે ચઢતી છતાં તેં માનવતાને હસતી ચીતરી છે અને પગ નીચે દબાતી ધરિત્રીને તેં ગંભીર ચીતરી છે.'

'મારા ચિત્રની એ ખામી નથી ?'

'મારી દૃષ્ટિએ તો ખામી નથી.' હેતભર્યા અવાજે પદ્મનાભે કહ્યું'

'તારા બાપુજી માનવતાથી એટલા રંગાયા છે કે ધરિત્રી સામે જોવાની પણ એમને કંઇ પડી નથી.' કંઇક મિજાજમાં અને કંઇક મજાકમાં ઉમા બોલી.

'બા ! એ શું ?' કામેશ્વરે કૌતુકથી પૂછયું.

'પૂછી જો એમને !' કહી ઉમાએ પદ્મનાભ તરફ હાથ લાંબો કર્યો.

'એ શું બાપુજી ? તમે આ ધરિત્રીને ધ્યાનથી નથી જોઇ ?'

'પૂરા ધ્યાનથી જોઇ છે ભાઇ ! તારી બા વ્યંગમાં બોલતી લાગે છે.'

પદ્મનાભને કંઇક ભાસ થયો. કામેશ્વર ચૂપ રહ્યો.

'કઇ ધરિત્રીની તું વાત કરે છે, ઉમા ?' પદ્મનાભે પૂછ્યું.

'બીજી કઇ વળી, તમે ઠોકરે મારી તે ધરિત્રીની,' ઉમાએ આવેશમાં કહ્યું.

'મારે એવી જમીન ન જોઇએ.'

'માનવતાને પંપાળતાં ધરિત્રીને ઠોકરે મારવાનું તમે આજે નવું શીખ્યા.

'મારે જે જોઇતું નથી એને મેં ઠોકરે માર્યું શી રીતે કહેવાય ?' ઉમાને ઉડાવતાં પદ્મનાભ બોલ્યો.

'આ પતાને અને કામાને શંકરાચાર્યના મઠમાં મૂકી આવવા છે !' તીવ્રતાથી ઉમાએ ઉમેર્યું.

'તેમનામાં પહોંચ નહિ હોય તો શંકરાચાર્યના મઠમાં શું પણ બાવાની જમાતમાં ભળી જશે.' પદ્મનાભે એટલીજ તીવ્રતાથી સામો જવાબ આપ્યો.

'અને કોઇ કાચોપોચો પાક્યો ત્યારે?'

'એને માટે જગતમાં જગા ન હોય, ઉમા!' નિશ્ચયથી પદ્મનાભે કહ્યું.

'તમારી જીભ ગજબની છે.' કંટાળી ઉમાએ કહ્યું.

'માટેજ કહું છું કે મારી પાસે ખપ પૂરતુંજ માગો અને ખપ પૂરતુંજ બોલો.'

'મારે શાનો ખપ છે એ તમે નથી જાણતા?'

'ખપ હોય તે માગી લે પણ તે પહેલાં વિચાર કરજે કે **વિલાસમાંથી જ વિનાશ સર્જાય છે. જરૂરીઆતો જેટલી ઓછી એટલીજ જીવનની સરળતા વિશેષ. સંતોષમાંથી સાચું સુખ જન્મે છે'**

'તમારે મોઢેથી એકની એક વાત સાંભળીને હું થાકી ગઇ છું. જ્યારે હોય ત્યારે એજ વિલાસ અને એજ વિનાશ. એજ સંતોષ અને એજ સુખ.'

'તું જાણે છે ઉમા! આ વાલમ સાથે સંકળાએલી આપણા પૂર્વજ વિશ્વશર્માની કથા? ધન-દોલતમાં સાચું સુખ નથી એ એના જીવનમાંથી જડી આવે છે.'

'નારે, કઇ નવરાશે તમે મને એ વાત સંભળાવો? પૂછ્યું છે કોઇ દિવસ કે પતાને દૂધ પાયું? પૂછ્યું છે કોઇ દિવસ કે કામેશ્વર ક્યાં ગયો છે? હમણાં હમણાં ઘરમાં પસાર થતી પળો તમને અકારી તો નથી લાગતી?'

'ઉમા! એવું નથી. મારૂં કાર્યક્ષેત્ર મને બહાર નીકળવા નથી દેતું. ગૃહજીવનની સુંદરતા નિભાવવા માટે બનતા પ્રયત્નો કરૂં છું છતાં મને જોઇએ એટલી નવરાશ નથી મળતી. પરિણામે મારા મન પરનો કાર્યભાર ઓછો થવાને બદલે વધતો રહે છે.' સ્વામીના કાર્ય પ્રદેશથી જાણીતી ઉમાને પતિના શબ્દોમાં યથાર્થતા લાગી. સ્વામીને પડતી તસ્દી અને અડચણોનો આછો આછો પરંતુ સચોટ ખ્યાલ તેની નજર સમક્ષ ઉડી આવ્યો. અને પતિ માટે તેમજ તેના કાર્ય માટે

તેને માન ઉપજ્યું. અને પોતની રસવૃત્તિમાં ભાગીદાર બનવાના ઇરાદાથી તેણે કહ્યું.

'આજે જો નવરાશ હોય તો મને એ બધી વિગતવાર હકીકત કહો.' કામેશ્વર ચિત્રને એક બાજુ મૂકી પોતાના પૂર્વજની કોઇ ગૌરવભરી ગાથા સાંભળવાની ઇચ્છાથી અદબવાળી એક બાજુ બેસી ગયો. નહાવાનું કાર્ય પડતું મૂકી પદ્મનાભે વાત કહેવાની શરૂઆત કરી.

'ઉમા ! તું જમીનના ટૂકડા માટે આજે મને સંભળાવી રહી છે. એવોજ બનાવ આજથી લગભગ દોઢસો વર્ષ ઉપર આપણા પૂર્વજ વિશ્વશર્મા માટે બન્યો હતો. તે મૂળે તો અણુહીલપુર પાટણના વતની. ત્યાંના રાજા, અજયપાળના વખતમાં તે પાટણ છોડી જુના ખેરગઢના રાજાનો આશ્રય શોધી રહ્યા. ધંધો તો આપણા કુળે ઉતરી આવ્યો છે તે જ્યોતિષીનોજ ધંધો તે કરતા. તેમને ત્યાંના યુવરાજ સેજકજી સાથે મૈત્રી થઇ. સેજકજીની બીજી રાણીને સંતાન થતું નહતું. વિશ્વ-શર્માએ તે યુવરાજ્ઞીના પગલાની પડેલી છાપ પરથી પારખી લીધું કે તેનામાં કંઇક ખામી હતી. સેજકજીની વિનતિથી તેણે દવાઓથી તે ખામી દૂર કરી અને યુવરાજ્ઞીને ગર્ભ રહ્યો. સેજકજીના આનંદનો પાર ન રહ્યો. ત્રણેક માસ વીત્યા અને વિશ્વશર્માને ગુજરાત અને તેની રાજધાની સાંભર્યાં. એટલે સેજકજીની રજા લઇ તે ગુજરાત તરફ જવા નીકળ્યા. નીકળ્યા પહેલાં સેજકજીએ ઘણું દ્રવ્ય ભેટ આપવા માંડયું પણ તેમણે તે લીધું નહિ, ત્યારે સેજકજીએ એક પાણીદાર હાર વિશ્વશર્માની પત્નીને આપ્યો. વિશ્વશર્માની નામરજી છતાં તેણે તે સુંદર અને પાણીદાર હાર રાખ્યો. યુવરાજ્ઞીને ભવિષ્યમાં જન્મનાર બાળકનાં નામાભિધાનનું કાર્ય કરી આપવાનું નિમંત્રણ સ્વીકારી વિશ્વશર્માએ વિદાય લીધી. વિશ્વશર્માએ ગુજરાતમાં પ્રવેશ કર્યો અને પાટણની દુર્દશાની કથની સાંભળી ત્યારે તે વિશાળ નગર તરફ જવા ઉપડયા. માર્ગમાં આ વાલમની જ ઉત્તર તરફની સીમમાં આવ્યા અને મારી એ વડીઆઇ માને

તૃષા લાગી. વિશ્વશર્માએ ઘણી તપાસ કરી પણ પાણી ક્યાંય જણાયું નહિ. પાણી વિના જરૂર જીવ જશે એમ લાગતાં તેમને સાંભર્યું કે સેજકજીનો પાણીદાર મોતીનો હાર નીચોવતાં જરૂર પાણી નીકળશે. વિશ્વશર્માની સંમતિથી તેણે હાર બહાર કાઢી નીચોવ્યો પરંતુ પાણીદાર મોતીમાંથી પાણીનો છાંટો પણ ન નીકળ્યો. નિરાશ થઇ તેમણે હાર ફેંકી દીધો. અને કહ્યું 'આફત વખતે કામ આવશે ધારીને મૂલ્યવાન વસ્તુ સંઘરી રાખી અને તેની ખરી જરૂર વખતે તેણે કામ ન આપ્યું તો પછી તેને રાખવાથી શું?' વિશ્વશર્માએ તે હાર સાચવી રાખ્યો અને તેઓ વાલમ આવી રહ્યા. વાલમ તેમને સારૂં લાગ્યું. જ્યારે સેજકજીનો સવાર તેમને તેડવા આવ્યો ત્યારે ગામની રજા લઇને તે પાછા જૂના ખેરગઢ ગયા અને નવીન જન્મેલી કુંવરીનાં ચરણોમાં પેલો પાણીદાર હીરાનો હાર ધરી દઇને કુંવરીનું નામ વાલમ કુંવરબા પાડ્યું.' કહી પદ્મનાભે ઉમા તરફ ભાવભીની નજરે જોયું. કામેશ્વરે પિતાના શબ્દોને વીણી લેતાં એક મહાન ચિત્રની કલ્પના કરી. ઉમાએ પૂર્વજોનું કથન સાંભળી તેમના ઓજસવંતા ગૌરવને પોતાનું ગૌરવ માની ગર્વથી ડોક ઉંચી કરી. 'તું માને છે ઉમા! કે જમીનના ટૂકડા માટે વિશ્વશર્માનો વંશ જ ગૌરવ ગુમાવે?'

'પણ એમાં ક્યાં ગૌરવ ગુમાવવાની વાત છે? છેવટે જમીન તમે માગી તો ખરીજ ને?' ઉમાએ પોતે ગૌરવ ગુમાવવાની વાત નથી કહી તેની યાદ આપતાં કહ્યું.

'તે મેં માંગી છે વાલમ માટે, માણસ પોતાના ઉપયોગ માટે માગતાં સંકોચાય. સમાજ માટે, નહિ.' ઉમા ચૂપ રહી.

'તને એમ લાગે છે કે છોકરાંનું ભવિષ્યમાં શું થશે? પણ તું ક્યાં ભૂલી જાય છે કે મારા બાપે વારસામાં વિદ્યા સિવાય કૈં આપ્યું નથી. અને પેઢી દરપેઢીથી વારસામાં કોઇએ કોઇને કંઇ આપ્યું નથી!'

ઉમા ચૂપ હતી.

'ધન ભેગુંજ કરવું હોતને ઉમા ! તો માળવામાં ધનનો ક્યાં તોટો હતો ? વિલાસભર્યાં સુખો ભોગવવાં હોત તો માળવામાં મકાનો અને સાધન સગવડો ક્યાં ન હતાં ?'

ઉમા જવાબ આપતી ન હતી. કામેશ્વરને કૌતુક સુઝયું.

'પિતાજી ! એ તો જડાઇ ગઇ છે, વિશ્વશર્માનો લક્ષ્મી તરફનો નિર્મોહ જાણીને.'

'સાચી વાત છે, બેટા ! એ નિર્મોહતાએ આ વંશને નિર્ભય રાખ્યો છે.'

'ભલે ત્યારે તમને સુઝયું તે ખરૂં' કહીને ઉમા ઉઠી.

'મને શું સુઝે ઉમા ! એ તો લોહીમાંથી ઉતરી આવેલા સંસ્કારો છે. માણુસના ઘડયા તે ઘડાતા નથી તેમજ તારાં જેવાં લાખ પ્રયત્નો છતાં જતા નથી.' કંઇક ગર્વમાં પદ્મનાભ બોલ્યા.

'બાપુજી ! હજુ તમે જમીન ન લીધી તે વાત તેના હૃદયમાં કોરે છે.'

'તો ભલે, એ દુઃખ એને છે. અસંતોષીઓનું દુઃખ કોઇથી લઇ શકાતું નથી.' પદ્મનાભે સ્વસ્થતાથી કહ્યું. ઉમા સાંભળી રહી.

---

## પ્રકરણ ૨૧ મું

## જેમાં શવજી જડતો નથી

(સોરઠો)

તુજ સાટે આ વીર મૂલવશું અમ જાતને;<br>શાને ગયો અચિંત દુઃખના ડુંગર સોંપીને !

સવાર થયું પણ ખેતરેથી રાતવાસો રહેલો શવજી ઘેર આવ્યો નહતો. કોઇ કારણસર રોકાયો હશે એમ માની ગાંગજીભાઇએ કાર્યમાં ચિત્ત પરોવ્યું. પહોર દિવસ ચઢયો અને ખેતરમાંથી કોશિયો કોશ હાંકવો પડતો મૂકી ઘરે ખબર દેવા આવ્યો કે 'મધરાત પછી શવજી આથમણા વાંટાની તપાસે જતાં કહેતો ગયો હતો કે પરોઢીયે તે પાછો કુવા પર આવશે. સવાર થયું છતાં તે ન આવ્યો

એટલે સીધો ઘરે આવ્યો હોય એમ ધારી હું તપાસ કરવા આવ્યો છું.' શવજી ઘરે આવ્યો નહતો. ગાંગજીભાઈનું ચિત્ત ચગડોળે ચઢ્યું.

'આથમણા વાંટા તરફ મધરાત પછી ગયો છે?' તેમણે પૂછ્યું.

'હા.' તેણે જવાબ આપ્યો.

'સાથે કોઈ હતું?'

'ના, મેં સાથે જવા કહ્યું પણ તેણે ના પાડી.'

'ઠીક તું ખેતરમાં જા,' કહી ગાંગજીભાઈએ માથે પાઘડી બાંધી હાથમાં ડાંગ લઈ આથમણી સીમનો માર્ગ લીધો. રસ્તામાં કુકા મહેતા મળ્યા. તેમણે પૂછ્યું 'કયાં ચાલ્યા, અત્યારે આમ?'

'ખેતરમાં જરા એકાદ આંટો મારી આવું.' કહી તેઓ છૂટા પડયા. માર્ગમાં કુશંકાઓએ ગાંગજીભાઈને ઘેરી લીધા. તેમના સીધા, સાદા અને નિરૂપદ્રવી જીવનમાં અંગત આફતો બહુ જ ઓછી આવતી. કોઈના પણ ભૂંડામાં રાજી ન રહેતા ગાંગજીભાઈ શંકાઆશંકાઓના ગઢમાં ઘેરાયા. 'કયાં ગયો હશે?' 'શું થયું હશે?' 'હાથોહાથની લડાઇમાં તો નહિ ઉતરી ગયો હોય?' 'ઠાકરડાઓએ વેર તો નહિ વાળ્યું હોય?' એવો મનમાં બળાપો કરતા સીમનાં ખેતરે ખેતરે ફરવા માંડયા. કામ કરતા ખેડૂતો આશ્ચર્યથી પૂછતા. 'આ બાજુ આમ એકાએક કયાંથી?' જવાબમાં ગાંગજીભાઈ એક જ પ્રશ્ન પૂછતા 'શવજીને કોઈએ જોયો છે?' તેમને જવાબ એક જ રીતનો મળતો કે 'આજે તો અહીં તે ડોકાયો જ નથી.' અને ગાંગજીભાઈનો વહેમ દૃઢ થતો. મધ્યાહ્ને તેમણે એક ઘઉંના ખેતરના પાળાઆમાં કેટલાંક માણસોનાં એક સામટાં પગલાં જોયાં. ઘઉંના બે ત્રણ કયારા ઉશેટાઇ ગયેલા જોયા. બાજુના શેઢાપર માણસોની હોંસાતોંસી થઇ હોય અને માણસો ઘસડાયાં હોય એવાં ચિહ્ન દેખાતાં હતાં. ગાંગજીભાઈને ધ્રાસ્કો પડયો. 'શું ઠાકરડાઓએ લાગ શોધ્યો?' શવજી એકાએક હાથોહાથની લડાઇને આમંત્રે એવો સાહસિક ન હતો. તે ગાંગજીભાઈ જાણતા હતા. કોઇ પણ કારણ મળ્યું હશે અને શવજીને હાથોહાથની લડાઈમાં

ઉતરવું પડયું હશે. એમ તેમને લાગ્યું. વળી એજ ધીંગાણામાં શવજી હોય તેની ખાત્રી શું? તેમણે મનને મનાવવા આસપાસ જોયું. અર્ધી પાકેલી તુવરના ઉભા મોલથી ભર્યું ભાદર્યું એક ખેતર અવ્યવસ્થિત રીતે વઢાઇ ગયું હતું. વાઢના પાથરા જેમ તેમ અને અવ્યવસ્થિત હતા. કાપનારાઓએ કાપવામાં પણ પૂરી કાળજી રાખી ન હતી. ચાર વીઘાં જેટલું ખેતર વાઢી નાખ્યું હશે ત્યારે કેટલાં માણસોએ રાતોરાત કામ કર્યું હશે? 'અને એટલા વેરીઓના સકંજામાં સપડાયેલો શવજી સાજો સમો શી રીતે પાછો આવે?' તેમનું અંતર કકળી ઉઠયું. 'નક્કી હઠીલા શવજીએ સાહસ કર્યું હશે. અને ઝડપાઇ ગયો હશે.' તેમણે આગળ જતાં પગલાં જોયાં. સુકા ઘાસમાં પગરવટના ઘસારા સિવાય બીજું કૈં તેમને જણાયું નહિ. જનારાઓ કદાચ આથમણા અને આથમણાજ આગળ ગયા હશે.' કઠણ હૃદય કરવા મથતા ગાંગજીભાઇથી એક ડુસકું ભરાઇ ગયું. એકલા શોધ કરવામાં તેમને નિષ્ફળતા દેખાઇ. તે પાછા વળ્યા ત્યાં તો સામેથી પચીસ ત્રીસ માણસોનું ટોળું તેમને શોધતું આવી પહોંચ્યું. તેમાં કુકા મહેતા, મોંઘજીભાઇ, ઘેલાશા અને પદ્મનાભ હતા. ગાંગજીભાઇએ તેમને ધીંગાણાનું સ્થળ બતાવી આગળ જતાં પગલાં બતાવ્યાં. ત્યારે પરિણામની આગાહીરૂપ સર્વના દીલમાં એક સામટી અરેરાટી ફેલાઇ ગઇ. પગરવટને માર્ગે ટોળું મૂગુંમૂગું આગળ વધ્યું. કેટલેક દૂર ગયા અને પગરવટનો આભાસ અદૃશ્ય થયો. જનારાઓ ત્યાંથી અનેક માર્ગે છૂટા પડયા હોય એમ લાગતું હતું. ગાંગજીભાઇથી એકાએક પોક મૂકાઇ ગઇ. 'ઓ મારા દીકરા રે...' ટોળાનાં હૃદયોમાં શૈત્ય વ્યાપી ગયું. ઘેલાશા ગભરાઇ ગયા હતા. નાગર સર્જન કુકા મહેતાના મોંપર લોહી ન હતું. પદ્મનાભ સ્થિર અને શાન્ત હતો. મોંઘજીભાઇ વિહ્વળ હતા.

'ગાંગજીભાઇ! શાને એમ પોક મૂકો છો? તમારો શવજી જીવે છે.'' કહી પદ્મનાભે તેમને ઉભા કર્યા.

'પદ્મનાભ! નથી લાગતું કે શવજી જીવતો હોય. કદાચ હશે છતાં જીવતો મળવો મુશ્કેલ છે.' નિરાશાથી ગાંગજીભાઇએ કહ્યું:

'જીવતો હશે તો દુનિયાના પડમાંથી હું તેને શોધી લાવીશ.' મોંઘજીભાઇએ આશ્વાસન આપ્યું. ગાંગજીભાઇ સ્વસ્થ થયા, હૃદય કંઇક કઠણ થયું. બધાઓની સામે જોઇ તેમણે કહ્યું.

'ધીંગાણાનું સ્થળ જોતાં ભારે રકઝક થઇ હોય એમ લાગે છે.'

'અરે, પણ તમે બીજું જોયું છે?' ટોળામાંથી એક જણ બોલી ઉઠયો.

'શું?' મોંઘજીભાઇએ કહ્યું.

'ધીંગાણાવાળા ખેતરના કુવા પાસે પડેલો ખાટલો પાથરેલાં ગોદડાં સાથે હજુ સુધી ખાલી છે, એટલે રાતે ત્યાં સુનારો પણ કદાચ ધીંગાણે ચઢયો હોય.'

'બનવાજોગ છે. શવજી સાહસિક નહિ પણ વ્યવહારૂ બુદ્ધિનો છે. તેને પેલાએ સાહસ કરવા સમજાવી બન્નેએ સાથે પડકાર કર્યો હોય.' પદ્મનાભે કહ્યું.

'તો પછી એક શવજી નહિ પણ બે ગયા.' મોંઘજીભાઇએ વધુ નિરાશ થતાં કહ્યું.

'કેમ?'

'એ ખેતર અમારા શવજીએ વાવ્યું હતું, અને રાતે ખેતરમાં વાસો રહ્યો હતો.' બીજો શવજી મોંઘજીભાઇનો દૂરનો પીતરાઇ થતો હતો.

'પેલું સામેથી કોઇ આવે.' ટોળામાંથી એક જણ બોલી ઉઠયો.

'હા, એજ અમારો શવજી.' કહી મોંઘજીભાઇએ શ્વાસ ખાધો, શવજી ટોળા તરફ ચાલ્યો આવતો હતો, તેને છેટેથીજ ગાંગજીભાઇએ પૂછ્યું.

'અલ્યા શવજી કયાં છે?'

'કયાં છે એ તો હું નથી જાણતો પણ મારા ખેતરમાંથી અમને જુદા જુદા બાંધીને સાથે લીધા હતા. તે પછી અમને લઇ જનારાઓ ચાર ભાગે વહેંચાઇ ગયા. એટલે શવજીને કોણ કયાં લઇ ગયું તે હું જાણતો નથી.' શવજીએ ખુલાસો કર્યો.

'મારો શવજી જીવે તો છેને?' આશાભર્યા ગાંગજીભાઇ બોલ્યા.

'જરૂર જીવતો હશે.' તેણે કહ્યું.

'તો ગમે ત્યાંથી લાવી હું તેને આજ સાંજ સુધીમાં હાજર કરીશ.' મોંઘજીભાઇએ વાતાવરણ હલકું કર્યું.

'મોંઘજીભાઇ! કોઇ પણ ઉપાયે શવજીને પાછો લાવો. ઠાકરડાઓ માગે એટલું ધન હું આપીશ પણ અમારે ખાતર ગાંગજીભાઇ દુ:ખી થાય એ મને બહુ સાલે છે.' કુકા મહેતાએ ગળગળા થઇ કહ્યું. ગાંગજીભાઇ સ્થિર થયા, તેમના મગજમાં કોઇ પડઘો પડયો.

'ટૂંકા જીવનમાં પરોપકારથી યશકલગીને વરતો ખેડૂત પોતાને નાનો ગણી ખરેખર મહાન બની જાય છે.' એક રાત્રે જંગલમાં કહેલા પદ્મનાભના શબ્દો શું આજે જીવતા થતા હતા? એકાએક તે બોલી ઉઠયા.

'મહેતાજી! શવજી ગામની ખાતર ગયો છે, એ પાછો નહિ આવે. નહિ મળે તેનો મને બીલકુલ રંજ નથી, મારૂં અહોભાગ્ય ગણું છું કે વાલમની મારાથી એટલી પણ સેવા થઇ શકી છે.' ગાંગજી-ભાઇની ઉદારતા જોઇ ટોળું વિસ્મય પામ્યું. કુકા મહેતા શરમાઇ ગયા, પદ્મનાભે ખરા હૃદયથી મૂંગી સાબાશી દીધી. જ્યારે મોંઘજી-ભાઇએ એ કથનમાં વ્યવહારૂ બુદ્ધિ જોઇ.

'કેવો અદ્દ્ભુત ત્યાગ!' એક વૃદ્ધ બ્રાહ્મણથી બોલ્યા સિવાય રહેવાયું નહિ.

'તમે બધા હવે ઘર તરફ જાઓ, ગાંગજીભાઇ! હું ઠાકરડાઓની રાવઠીએ જઇ તપાસ કરી સાંજ પહેલાં પાછો આવું છું.' મોંઘજી-ભાઇએ કહ્યું.

'મારી જરૂર છે?' ગાંગજીએ કહ્યું.

'ના, એ બાડાઓ સાથે તમારા સીધા માણસનું કામ નહિ.'

'પણ, જોજો હોં કોઇ શરત કર્યા પહેલાં અમને પૂછવાનું ન ભૂલતા.' ગાંગજીએ તાકીદ આપી.

'કેમ ?'

'ગૌરવભ્રષ્ટ થઇ શવજીને પાછો મેળવવામાં મને નાનમ લાગશે.'

'ભલે.' કહી મોઘજીભાઇએ જૂદો માર્ગ લીધો. ટોળું ગામ તરફ ચાલ્યું. ત્યાં સામેથી ટકતો થએલો રત્નસિંહ સામંતની સાથે આવતો સૌની નજરે પડયો.

'આનો જીવડો સુખે નથી જંપતો.' કહી પદ્મનાભે રત્નસિંહનું સ્વાગત કર્યું.

'સામંત ! આને લાવવાની અત્યારે શું જરૂર હતી ! ખાંડાના ખેલ માટે તૈયાર થવાની તો હજુ તેને બહુ વાર છે.'

'શવજી મારો મિત્ર જાણે બીજો સામંત. હું તેની ખબર પણ ન લઉં ?' રત્નસિંહે બચાવ કર્યો.

'ભલે, શવજી તો ઠાકરડાઓમાં સપડાઇ ગયો લાગે છે. મોંઘજી-ભાઇએ તપાસ માથે લીધી છે, એટલે આપણે કૈં કરવાનું રહેતું નથી,' પદ્મનાભે કહ્યું.

બન્ને મિત્રો ટોળામાં ભળી ગયા. અને ટોળું આગળ વધી ગામ આગળ આવી વિખરાયું. સામંતનું ઘર નજીક આવતાં પદ્મનાભે રત્નસિંહને કહ્યું.

'જા હવે આરામ કર, શ્રમ લાગવાથી ઉંઘ સારી આવશે.'

'ના, આજે તો મારે તમારી સાથે મંદિરમાં આવવું છે.' રત્નસિંહે ઇચ્છા દર્શાવી.

'હજુ મંદિરમાં આવવાના ઘણા દિવસ છે. પુરી શક્તિ તો મેળવી લે ?'

'મને દિવસે ઉંઘ નથી આવતી.'

'રાઠોડ થઇ જુઠું બોલે છે ? ગઇ કાલે બપોરે હું આવ્યો ત્યારે તું ઘસઘસાટ ઉંઘતો હતો.' પદ્મનાભ દરરોજ રત્નસિંહની ખબર કઢાવતો; કોઇ વખત જાતે જઇ તપાસી જતો.

'હું તો આજની વાત કરૂં છું, આખો દિવસ અનિદ્રામાં પસાર થયો છે, હવે મને પડી રહેતાં કીડીઓ ચઢે છે.'

'ભલે, તો ચાલ. મારી કૈં ના નથી.' કહી પદ્મનાભે રત્નસિંહને સાથે લીધો. કુકા મહેતાનું ઘર આવતાં તેમણે રજા લીધી. ટોડાપોળ આવતાં ગામના શાહુકાર ઘેલાશાએ રજા લીધી. લક્ષ્મીનારાયણનું મંદિર આવતાં પદ્મનાભે ગાંગજીભાઇ સાથે જવાની ઇચ્છા દર્શાવી. પણ આત્મભોગના ગૌરવથી અંકિત થયેલા તે આદર્શ ખેડૂતે તેમની ઇચ્છાને પાછી ઠેલી.

'એટલું તે શું મહત્ત્વ છે કે આશ્વાસનના શબ્દો કહેવા તમારે જાતે આવવું પડે ? હું બધાંને સમજાવી દઇશ.'

'પણ બૈરાંની જાતને સમજાવવાનું કામ બહુજ કઠિન થઇ પડે છે.' પદ્મનાભે કહ્યું.

'એ કેમ નહિ સમજે ? નાનો મહેરામણ ચાર વરસે શવજીની ખોટ ભાંગે એવો થશે.' કહી ગાંગજીભાઇએ જવાને પગ ઉપાડયા. 'અમંગળ બન્યાની પૂર્ણ ખાત્રી નથી ત્યાંસુધી એ ચોક્કસ બન્યું છે એમ માનવામાં મૂર્ખાઇ છે.' ગાંગજીભાઇને પદ્મનાભના એ શબ્દોએ અસર કરી નહિ. તેમનો ચહેરો આત્મભોગના ગૌરવથી વિશેષ ઓજસ્વંતો બન્યો હતો. પદ્મનાભે રત્નસિંહને પોતાને ઘરે લીધો.

ઉમાએ તેમને જોતાં પૂછ્યું 'કેમ, શવજી મળ્યો ?'

'ના, તપાસ કરવા મોંઘજીભાઇ ગયા છે,' પદ્મનાભે કહ્યું.

'કેટલો સારો છોકરો !' રત્નસિંહને જોઇ વળી તેણે કહ્યું.

'અરે ! તું પણ હવે તો સાથે થઇ ગયો જણાય છે ને !'

'હા. કયાં છે કામભાઇ ?' રત્નસિંહે કામેશ્વર વિશે પૂછ્યું.

'પેલા ઓરડામાં બેઠો બેઠો રંગ સાથે રમત આદરે છે.'

'પિતા જ્યોતિષી અને પુત્ર ચિત્રકાર. કેટલો સુંદર મેળ જામ્યો છે ?' રત્નસિંહે કહ્યું.

'અને ખબર છે આ પતો શું થશે ?' હસતાં હસતાં બાળક પતાને તેડતાં પદ્મનાભે કહ્યું.

'ના, એ તો તમે કહો ત્યારે સમજાયને ?'

'તેના હાથમાં જ્યોતિષ વિદ્યાની રેખા સુરેખ છે, મારા કરતાં પણ.' કહી પદ્મનાભે પતાના જમણા હાથની હથેળીમાંની એક રેખા તરફ રત્નસિંહનું ધ્યાન દોર્યું.

'ત્યારે તો એ જ્ઞાન તમારી પેઢી, દરપેઢીથી ચાલતું આવતું હશે.'

'હા, એમ જ છે, કહી પદ્મનાભ બેઠા, સામી બાજુ રત્નસિંહ અદબથી બેઠો.

'રત્નસિંહ ! સુખનાં સ્વપ્નો આમ નષ્ટ થાય.'

'કેમ ?'

'વિધિનું ધારેલું માનવી ફેરવી શકતો નથી. ગઇ કાલે મેં ગાંગજીભાઇને કહ્યું હતું કે શવજીને ખેતરની ચોકી સોંપશો નહિ. પણ તેમને રાતે મંદિરમાં રોકાવાની ફરજ પડી અને બાપની ફરજ દીકરાએ બજાવવા હોંસ ધરી. વગર પૂછે વગર કહે તે ખેતરમાં ગયો. અને અંતે ગુમ થયો.' બનેલા બનાવ પર વેધક દૃષ્ટિ નાખતાં પદ્મનાભે કહ્યું.

'શવજી જીવતો હશે તો ગાંગજી પટેલ તેને જીવતો લાવ્યા વિના જંપશે નહિ.'

'મને નથી લાગતું. કારણ ગાંગજીભાઇ વતનને ખાતર દીકરો ગુમાવવામાં ગૌરવ માને છે.'

'એટલે શોધ નહિ કરે ?'

'કરશે, પણ ગૌરવભરી. મોંઘજીભાઇને તેમણે ચોખ્ખું સંભળાવી દીધું છે કે શરમભરેલી શરતે શવજીને છોડાવ્યા પહેલાં ન્યાય-સભાને પૂછજો.'

'પદ્મભાઇ ! મને તો એ ત્યાગ સુંદર લાગ્યો. અને ખરે જ જો શવજી ખપી ગયો હોય તો તેનું જીવ્યું ધન્ય બની ગયું લેખાય.'

'રત્નસિંહ ! શવજી નથી ખપી ગયો, ખોવાઇ ગયો છે. ખપી જનાર તો કોઇ વિરલ હોય.' પદ્મનાભની સ્થિર દૃષ્ટિ રત્નસિંહ ઉપર

ચોંટી ગઇ. રત્નસિંહે એ દૃષ્ટિમાં તેજરેખા જેવો પ્રકાશ જોયો. પદ્મનાભનું મુખ હસતું હતું.

'મને જોઇને હસો છો ? મારી કર્તવ્યની કંગાલિયત પર તમને હસવું આવે છે, ખરૂં ને ?' રત્નસિંહે ઝંખવાઇ જતાં કહ્યું.

'એમ તે હોય રત્નસિંહ ? વાલમના ઇતિહાસમાં તું અમર છે. તારા કર્તવ્યમાં કંગાલિયત શાની ?'

---

## પ્રકરણ ૨૨ મું

### રત્નસિંહનું હૃદય

(સોરઠો)

**મન મેલીને વાત, કરવી પાત્ર પીછાનવાં;**
**અંતરને આવાસ, ખંડ ખંડ ખુલ્લા થતાં.**

'પદ્મભાઇ! આજે હું તમારી આગળ મારા જીવનનો એક નવો જ ખૂણો જાહેર કરવા આવ્યો છું.' રત્નસિંહે અવકાશ મળતાં કહ્યું. 'હજુ પૂરતો આરામ કરી લે પછી તારી બધી વાત સાંભળીશ.' પદ્મનાભે કહ્યું.

'પણ જ્યાં સુધી તમે વાત સાંભળશો નહિ ત્યાંસુધી મને આરામ મળનાર નથી. મેં ન કહ્યું કે મારી ઉંઘ આજે ઘટી ગઇ છે ?'

'જો એમજ છે તો સત્વર જણાવ કે તેનો ઉપાય થઇ શકે.'

ઉપાયની કારગત ત્યાં ચાલે એમ નથી.' વાત કેવી રીતે શરૂ કરવી તેની મુંઝવણમાં રત્નસિંહે કહ્યું.

એવું તે શું છે કે શૂરવીર થઇ સ્પષ્ટ કહેતાં મુંઝાય છે ?'

'પદ્મભાઇ! મારા જીવનમાં એક અણધારી આફત ઉતરી છે.'

'શાની આફત ?'

'મારૂં પૂર્વ જીવન તમે નથી જાણતા.'

'તારી ઇચ્છા ન હોય તો મારે નથી જાણવું.'

'ઉગતી યુવાનીમાં વતન છોડી ઇડરના રાવના હાથણુની વહારે ધાયો, ત્યારે મનમાં એક જ સંકલ્પ રમી રહ્યો હતો—મારા પિતાની મને પરણાવવાની ઇચ્છા બર ન લાવવાનો, રાવની સેવા કરતાં લોક-સેવા તરફ મન વધારે ચોટતાં મેં રાવની સેવા છોડી અને વડનાગરના બીરૂ લોકોમાં શૌર્ય રેડવાનો પ્રયત્ન આદર્યો. લોકોમાંથી બીરૂતાનો નાશ કરવામાં અને કલ્પિત ભયથી ડરવાની ખાસીયતો દૂર કરાવવામાં મારાં પાંચ વર્ષ વહી ગયાં. ત્યારે માંડમાંડ પ્રજામાં મારા પ્રત્યે વિશ્વાસની લાગણી ઉપજી. ત્યાં અકસ્માત મારા રૂપ પાછળ એક વણિકની કન્યા ગાંડી થઇ અને મારે ત્યાંનું અધૂરૂં કાર્ય પડતું મૂકી આબરૂભેર ત્યાંથી નાસવું પડ્યું. ખરી રીતે એ છોકરીના ગાંડપણને વધારવામાં મેં જરા પણ સહાય કરી ન હતી કે માનાસક પતન પણ અનુભવ્યું ન હતું. ત્યાંથી છૂટી અહીં આવ્યો ત્યારે અતળેશ્વરમાં તમે મળ્યા અને મારા જીવન વહેણને સેવાકાર્યનો ત્રીજો ઝોક મળ્યો.' રત્નસિંહ ઘડીક થંભ્યો.

આ હકીકત તો હું જાણું છું. એથી વિશેષ તારે કૈં જણાવવાની છે?' રત્નસિંહ વિસ્મય પામ્યો. પદ્મનાભે એ વાત ક્યાંથી જાણી?

'તમને આ વાત કોણે કહી?'

'સામંતે.' પદ્મનાભે જવાબ આપ્યો.

'બરાબર છે. સામંતને ત્યાં ડાયરામાં એ વાત મેં કરેલી.'

'પછી?'

'પછી શું? જેનાથી હું નાસતો ફરતો હતો તે મને સામે આવીને ભેટે છે.'

'શી રીતે?'

'સામંતની બહેન રાજબાને મારાથી નિરાશ કરી શકાય તેમ નથી.' રત્નસિંહે શરમાતાં કહ્યું.

'તો ભલે, લગ્ન કરી લો.' પદ્મનાભે સલાહ આપી.

'એમ નહિ. હું તમારી સલાહ લેવા આવ્યો છું.'

'મારી સલાહ એ છે કે પહેલા મુહૂર્તે લગ્ન કરી લો.'

'એ માટે હું તૈયાર નથી.'

'કેમ ?'

'રાજબાને મેં સમજાવી, મારી ખામીઓથી તેને જાણીતી કરી. મારાં દૂષણોથી મેં તેને જ્ઞાત કરી, મારી મહત્ત્વાકાંક્ષાથી મેં તેને વાકેફ કરી, છતાં એ મને વળગી રહેવા માગે છે.'

'બનવાજોગ છે, સ્નેહ સુખ નથી ઇચ્છતો. સોબત ઇચ્છે છે.' પદ્મનાભે કહ્યું.

'સાચેજ તમે કહ્યું તે બરાબર છે. રાજબાનો જવાબ પણ તેવોજ હતો.'

'તારે લગ્ન કરવાં છે એમજ ને ?'

'ના, મને લગ્ન કરવાની ફરજ પડી છે.'

'એટલે એમ તો ખરૂંજને કે તે ફરજ બજાવવાની તેં હા પાડી છે ?'

'મેં વિચાર કરી જવાબ આપવાનું કહ્યું છે.' રત્નસિંહે જવાબ આપ્યો.

'તેં વિચાર કર્યો ?'

'એજ હું તમને પૂછું છું.'

'તારાં લગ્ન તું તારી મેળે કન્યા જડયા પછી કરી શકે છે, તેમાં મને પૂછવાનું શું છે ?'

'મારી સાથે લગ્ન કરવાથી રાજબા સુખી થશે ?'

'રાજબાને સુખી કરવાના હેતુથી તું લગ્ન કરવા માગે છે ?' -રત્નસિંહ ગુંચવાયો.

'અમારૂં લગ્નજીવન સુખી નીવડશે ?'

'તારે જીવનમાં યશ જોઇએ છે કે સુખ ?'

'ખરૂં સુખ મને યશમાં લાધે છે.

'સંતોષમાં નહિ ?' પદ્મનાભે તીક્ષ્ણ નજરે જોઇને કહ્યું.

'હું સદાય અસંતોષી રહીશ.'

'કયી તૃપ્તિની આશામાં?'

'યશ, કીર્તિ.'

'લગ્નજીવનમાંથી મળતું સુખ મેળવવું છે કે કીર્તિ પાછળ ફના થવું છે?'

'ગૃહસ્થ જીવનમાં યશલગ્નની પ્રાપ્તિનો સમય ન આવે?'

'આવે; પણ તારે માટે નહિ.'

'મારે માટે કેમ નહિ?'

'એ સમજવા માટે ત્રણે કાળ સાધ્ય કરવા પડે.'

'તમે ત્રણે કાળ જાણો છો?'

'ના, મને મારૂં પોતાનું જાણવાની પ્રબળ ઇચ્છા થતી નથી.'

'મારે મારૂં ભવિષ્ય જાણવું છે.'

'જાણીને તું શું કરીશ?'

'તમે જણાવી શકશો?'

'ગાંડો!' કહી પદ્મનાભ હસી પડયો. 'ભવિષ્યનું કોણ ડાહ્યું છે?'

'તમે, નહિ?'

'ના, હું તો કાલસાગર ઉપર તરતો એક બુદ્બુદ માત્ર છું. મારી શું ગુંજાશ કે ભાવિના ગર્ભમાં ડોકીઉં કરી શકું?'

'તમે જ્યોતિષી છો એમ બધા જાણે છે ને?'

'હું જ્યોતિષી છું મનુષ્યે કરેલાં કૃત્યોનો. નક્ષત્રમંડળની ગતિનો, અને દેહ રેખાઓનો. ભવિષ્યનો નહિ.'

'તો તમે મારૂં ભવિષ્ય ન કહી શકો?'

'કદાપિ નહિ. પ્રભુના ઘરનો પરવાનો મેળવી કાળગંગાને ખુલ્લી આંખે તરવાનો ઉદ્યોગ મેં કદિ માંડયો નથી, માંડવાનો નથી, માંડી શકાતો નથી.'

'તમે મારે માટે ભવિષ્ય ભાખ્યું નથી

'ના, તારી મુખમુદ્રા મેં ભાળી છે અને તેથી ઉત્પન્ન થતો યોગ મેં ભાખ્યો છે.'

'એ ભાખેલું સદાય સાચું પડે ખરૂં કે?'

'કહી ન શકાય, વિધિનો પ્રતાપ એવા યોગોને થંભાવી દે છે, કચડી નાંખે છે કે ઉખેડી ફેંકી દે છે.'

'એવા કેટલા યોગોનું વિધિએ ઉચ્છેદન કર્યું હશે?'

'કોણ ગણી કે ગણાવી શકે? રત્નસિંહ! અનંત પ્રકૃતિરૂપી વન વચ્ચેથી વહેતા કાળનદમાં માનવ માત્ર એક પરપોટા જેવો છે. તેનાં આયુદોરની શી ગુંજાશ કે વિધિએ ઉચ્છેદેલા યોગોનું તે એકીકરણ કરી શકે?'

જવાબ સાંભળી રત્નસિંહ અવાક બન્યો. પદ્મનાભની તેણે કલ્પેલી શક્તિ એક નહિ પણ અનેકરૂપે તેણે વિકસેલી જોઇ. પોતાને કાળગંગાનો એક બુદ્દબુદ કહી પદ્મનાભ પોતાના પંડને કેટલો અદનો ગણાવે છે? તેની દષ્ટિએ જે મહાન છે તે પોતાને તુચ્છ માને છે. 'જગતમાં મોટાઇ સાપેક્ષ હશે?' રત્નસિંહે આત્મનિરીક્ષણ કર્યું.

જેના સુખ ખાતર પોતે લગ્ન કરવા ઉભો થયો છે તે પોતાને સુખી કરવામાં સુખ માનનાર છે. રાજબા વીર પતિની વીરાંગના પત્ની બનવાને લાયક થઇ ગૃહસ્થ જીવનમાં પગરણ માંડવાને આતુર બની બેઠી છે. પતિના સુખમાં તે સુખ માનનાર છે. પતિના દુઃખમાં તે દુઃખ માનનાર છે. વિપત્તિકાળે વનવન રઝળવા તૈયાર છે. સુખના દિવસોમાં રીઝીને રીઝવવા તૈયાર છે. પતિના આદર્શો તે પોતાના ગણનાર છે. પતિના વિચારોને તે પોતાના ગણનાર છે. પતિની પ્રતિજ્ઞા અને પ્રતિભાને તે પોતાની માનનાર છે. રાજબાને ના પાડી શકાય શી રીતે?

તો પછી અખંડ કૌમાર્યવ્રતથી જીવન દીપાવવાનો મોહ રાખ્યો હતો, બીજા ભીષ્મ બનવાની મહત્વાકાંક્ષા સેવી હતી. એકલે હાથે જગત તરવાની અને આપદ્‌ગ્રસ્તોને તારવાની હામ બીડી હતી. નિરાશાગ્રસ્તોને આશાવાન બનાવવા હતા. અનાથોના આશ્રય બનવું હતું, સદા સેવક અને શૂરવીર યોદ્ધા બનવું હતું. એ કિલ્લાઓને ભૂમિશાયી બનાવવા રહ્યા? કયી સિદ્ધિના બદલામાં આ મહેચ્છાઓને અધૂરી

રાખવી ? શું રાજબા એ તેના આદર્શો પાછળની તપશ્ચર્યાની પ્રથમ સિદ્ધિ હતી ? એ સિદ્ધિ મેળવી આદર્શો જતા કરવા કે આદર્શો અફર રાખી સિદ્ધિને જતી કરવી ? તેણે પદ્મનાભને પૂછ્યું.

'બ્રહ્મદેવ ! મને સમજાવો, આદર્શો જતા કરવા કે તેનાથી પ્રાપ્ત થતી સિદ્ધિ ?'

'રત્નસિંહ ! માણસ માત્રને આદર્શ પ્રેરિત માર્ગે જતો રોકનાર સિદ્ધિ છે. આદર્શો એ પ્રગતિ છે. સિદ્ધિ તેની રૂકાવટ છે. તું શું પસંદ કરીશ ? પ્રગતિ કે રૂકાવટ ?'

'પ્રગતિ.' રત્નસિંહે કહ્યું.

'તેમાં જ તારૂં શ્રેય છે; રાજપૂત વીર ! અલ્પજીવી માનવી સિદ્ધિને બાથ ભીડી જીવન સાફલ્યના સન્માર્ગેથી પતન પામે છે.'

'તો રાજબાને મારે શું કહેવું ?' સલાહ માગતાં વળી રત્નસિંહે કહ્યું.

'એજ કે મહાન સિદ્ધિ પ્રાપ્ત થતાં સુધી લઘુસિદ્ધિએ રાહ જોવી.'

'એટલે ?'

'યશકલગી ઉપર વરમાળ શોભે, રત્નસિંહ ! પ્રથમ યશ કલગીને પ્રાપ્ત કર. વરમાળ પછી પહેરજે.'

'ઉપકાર પદ્મભાઇ ! આપે આપેલી અમૂલ્ય સલાહ માટે. સામંત મારી રાહ જોતો હશે. હવે હું જઇશ.' કહી રત્નસિંહ ઉઠયો. ત્યાં અંદરથી તેણે કામેશ્વરને ચિત્ર લઇને આવતાં જોયો.

'કામભાઇ ! કેમ છો ? ઘણા દિવસે દેખાયા !' રત્નસિંહે પૂછ્યું.

'હા ભાઇ ! તમે ઘાયલ થયા પણ મારાથી તમને જોવા આવી શકાયું નથી તો માફ કરશો.' કામેશ્વરે વિવેક કર્યો.

'હા, એ તો હું જાણું છું કે ચિત્રકામથી તમને નવરાશ મળેજ નહિ. આ કયું ચિત્ર છે ?' ચિત્ર તરફ હાથ લંબાવતાં રત્નસિંહે પૂછ્યું. કામેશ્વરે ચિત્ર રત્નસિંહના હાથમાં મૂકયું. એજ સવારનું ચિત્ર માનવતા અને ધરિત્રીનું ચિત્ર રત્નસિંહે લાગણીભર્યા જતનથી જમીન

ઉપર પાથરી દીધું. પદ્મનાભે બન્ને સ્ત્રીઓના મુખભાવ જોયા અને તેનાથી બોલાઇ ગયું

'ચિત્ર હવે સંપૂર્ણ છે. કામ.' વળી રત્નસિંહ તરફ જોઇ ઉમેર્યું'.

'સાચી માનવતા આ ચિત્રમાં છે, રત્નસિંહ! આદર્શોને પહોંચી વળવા માનવતા જોઇએ'. રત્નસિંહ ન સમજ્યો. કામેશ્વરે તેને ચિત્રની સમજ આપી અને રત્નસિંહ બધું સમજ્યો.

સામંતને ઘેર જતાં રસ્તામાં ચાલતાં રાજબા માટે સુંદર જવાબ તેણે શોધી દીધો.

'નાગરો અને ઠાકરડાઓના સમાધાનના બીજા દિવસે આપણે લગ્ન કરીશું.'

---

## પ્રકરણ ૨૩ સું

## અણનમ એકરાર

(સોરઠો)

**મનમાન્યું કરનાર, કો હિ નમતો ના રહે;**
**વહે પાપનો ભાર, તો પણ લેશ ડરે નહિ.**

'મોઘજીભાઇ પટેલ! તમે ભલે એ બધું સાચું માનતા હો, મને તમારી વાત સાચી નથી લાગતી.' રાવઠીમાં બેઠેલા એક વૃદ્ધ ઠાકરડાએ કહ્યું. 'શું હું જુઠું બોલું છું? શવજીને તમે સાંભળ્યો નથી? તુવરનો ફાલ તમે વાઢી નાખ્યો નથી?'

'ના, ના, મોઘજી પટેલ! મને એ બધું બનાવટી લાગે છે.'

'ઉઠો, ચાલો મારી સાથે ગામમાં, ત્યાં ફેલાએલી અરેરાટી જોઇ તમને ખાત્રી થશે કે શવજીને ઉપાડી જવામાં આવ્યો છે.' કહી મોઘજીભાઇએ તે વૃદ્ધ પુરુષનો હાથ ઝાલ્યો.

'મારે શું પડી છે તમારા શવજીને જોવાની? શોધો અને જડશે. ન જડે તો પ્રભુનું નામ લો.' બેદરકારીથી પેલાએ કહ્યું.

'એમ કે ભારમલજી ? યાદ રાખો કે દર વખતે ઉંદર ગળતા સાથે આજે છછુંદર ગળ્યું છે. શવજીની તમને નથી પડી ત્યારે અમને ક્યાં તમારી પડી છે ?' તપી જઇને મોંઘજીભાઇએ કહ્યું.

'હું ક્યાં તમને કહું છું કે તમે અમારી દરકાર રાખો.'

'મેં દરકાર રાખી ન હોત તો તમે આવા ઢોલીઆપર ન બેઠા હોત. વનવન રઝળતા, દાણા માટે કરગરતા અને જીવવા માટે મથતા કોણ જાણે ક્યા મુલકમાં ભટકતા હોત.' મોંઘજીભાઇએ ક્રોધથી કહ્યું.

'તમારે કારણે તમે અમને મદદ આપી છે. પટેલ ! શા માટે મને દબાવવા આવો છો ?'

'કોઇ પણ કારણે મારે લીધે તમે અત્યારે ફાવટમાં છો. શવજી નહિ જડે તો તમે એકલા નાગરોના નહિ પાટીદારોના પણ દુશ્મનં બનશો.'

'દુશ્મનાવટમાં હવે શું બાકી છે કે એવી ધમકી આપો છો ?'

'આજ સુધી અમે નાગરોના સહાયક હતા, હવે મિત્રો થઇશું.'

'તમને સૂઝે એમ તમે કરો એમાં મારાથી બોલાય શી રીતે ?'

'એટલે ?' આંખો ફાડી મોંઘજીભાઇએ કહ્યું.

'એટલે શું ? તમે મને ધમકાવી શવજીને મેળવવા માગો છો, પટેલ ?'

'સ્વાદ ચખાડવા હું ક્યાં અશક્ત છું કે તમને ધમકી બતાવું ? હું તમને છેવટનું પૂછવા માગું છું કે શવજીને તમારે સોંપવો છે કે નહિ ?'

'નહિ તો શું કરશો ?' કંઇક નફ્ફટ હાસ્ય કરતાં ભારમલજીએ કહ્યું.

'શું કરીશ ? ભારમલ ! શું બધા નાગરો દીઠા કે ખમી ખાશે ?'

'તોપણ કહો તો ખરા કે તમે અમને શું કરી શકશો ?'

'હું શું કરીશ ?' જરા અટકી મોંઘજીભાઇ બોલ્યા. 'હું નાગરોની વહારે ચઢીશ. નજરે ચઢશે ત્યાં સુધી એક ઠાકરડાને જીવતો નહિ જવા દઉં. તમારાં ઝુંપડાં લૂંટીશ, તમારાં ઢોર ઘાસચારા વિના ટળવળતાં કરીશ. ખડે પગે તમારી પાછળ પડીશ અને તમને ઘરેઘરે રખડતા અને અન્નવસ્ત્ર માટે ફાંફાં મારતા કરીશ.' પૂર્ણ ક્રોધથી મોંઘજીભાઇ બોલ્યા. તેમનો ભરાવદાર ચહેરો ગુસ્સામાં લાલ બની ગયો હતો.

'અને તમે સુખેથી રહેશો એમજ ને ?' ભારમલે કહ્યું.

'તમારાં મૂળ શોધતાં મને સુખ નહિ મળે તો તે મારે નથી જોઇતું. તમને ઘરબાર, ઢોરઢાંખર અને અન્નવસ્ત્ર વગરના કરવામાં હું મારાં સમગ્ર સાધનોનો, લક્ષ્મીનો અને માણસોનો ભોગ આપીશ. અને છતાં વેરની જવાળા નહિ બૂઝાય તો જાતને પણ જોખમમાં નાખીશ.'

'અને એ બધું શવજી માટે ખરૂં ને ?'

'શવજી તો નિમિત્ત માત્ર છે. આપણી ખાનગી મિત્રાચારી પર તમે આજથી કાપ મૂકો છો, શવજીને નિમિત્ત બનાવીને.'

'તમે ગાંગજીને ઓળખો છો ?' ભારમલજીએ ઝીણી નજરે મોંઘજીભાઇ તરફ જોઇ કહ્યું.

'હા, પૂરેપૂરા.'

'તો પછી શા માટે તમે શવજીની તપાસ કરવા આવ્યા છો ?'

'કેમ ?'

'હજુ ન સમજાયું ? ગાંગજીની જમીન ભૂખ અમારા અને તમારા કરતાં વિશેષ છે.' ભારમલે મમરો મૂકયો.

'ભલેને હોય. એ કૈં તમારી માફક લૂંટવા નહિ નીકળે. તેને જમીનની ભૂખ હશે તો પ્રામાણિક રીતે જમીન મેળવશે.'

'જોઇ હવે તમારી પ્રામાણિક રીતો. બધું ગુમાવી બેસશો પછી સમજાશે કે ભારમલજીએ શું કહ્યું હતું.'

'ભલેને તેનૃ ગમે તેમ હોય. આખરે તો અમે પાટીદાર ભાઇઓ છીએ. તમારી જેમ દગાપ્રપંચો નહિ રમીએ.' ભારમલની લડાવવાની યુક્તિ કળી જઇ મોંઘજીભાઇએ કહ્યું.

'તો ભલે જેવી તમારી ઇચ્છા. મારી વાત મારી પાસે રહી.'

'તો છેવટનો જવાબ આપો. શવજીને સોંપવો છે કે નહિ ?'

'હોય ત્યાંથી શોધી લો. આ રહી અમારી રાવડી.' કહી વૃદ્ધ ભારમલ ખાટલામાંથી ઉભો થયો.

'આખરે એજ નિરધાર છે ને ?'

'એમાં વળી નિરધાર શેનો ? હું કહું છું કે શવજી અહીં નથી છતાં તમને ઉલટું લાગતું હોય તો શોધીને લઇ જાઓ.' કહી ભારમલજી બહાર નીકળ્યો. તેણે એક તીણી કારમી ચીસ પાડી. અને થોડીવારમાં જાણે ધરતી ફાડી નીકળતા હોય તેમ દૂરના કોતરમાંથી વીસેક માણસો રાવઠી તરફ દોડી આવ્યા.

'મને પકડવો છે. ભારમલ ?'

'અરે, એમ તે હોય પટેલ ?' કહી ભારમલ હસી પડયો.

'તો ?' ખીજવાઇ મોંઘજીએ કહ્યું.

'તો શું ? તમારે શવજીને જોવો છે ને ?'

'સાથે લઇ જવો છે.'

'ભલે, એ વાત પછી, પહેલાં તેને જોઇ આવો.' કહી તેણે આવનારમાંથી પાંચ જણાઓને મોંઘજીભાઇની સુપરત કરી શવજી પાસે લઇ જઇ પાછા લાવવાની સૂચના કરી. બાકીનાઓને ત્યાં સુધીમાં રાવઠીમાં બેસી રહેવા કહ્યું.

મોંઘજીભાઇ પ્રથમ પેલાઓ જોડે જતાં ખમચાયા. વખતે કેદ કરી શવજીની જોડે બેસાડી દે તો ? બીજી પળે તેમણે મન સાથે નિર્ણય કર્યો. ખાલી હાથે પાછા ફરવા કરતાં શવજીની સોબત સ્વીકારવી શું ખોટી ?'

પાંચે જણા મોંઘજીભાઇને લઇ જે કોતરમાંથી આવ્યા હતા તે કોતરમાં ઉતરી ગયા: વાંકાચૂંકા અને ઉંડા ઉંચા માર્ગે થઇને પસાર થતાં છેવટે તેઓ એક તદ્દન સાંકડા માર્ગ આગળ જઇ ઉભા રહ્યા, પાંચે જણાઓએ તેમને આગળ કર્યા, અને એક જણ બોલ્યો.

'જૂઓ, પેલો શવજી.'

મોંઘજીભાઇએ શવજીને જોયો. બંધાએલી હાલતમાં અસ્તવ્યસ્ત વસ્ત્રોમાં, ભોંયપર પડેલા શવજીએ મોંઘજીભાઇને જોયા.

'કાકા ?' મૂળ સ્થિતિમાં રહીનેજ શવજીએ મોંઘજીભાઇને બોલાવ્યા.

'શવજી ?'

'કેમ આવ્યા છો તમે?' દર્દથી પીડાતા સ્વરે તેણે કહ્યું.

'શું થાય છે તને? કેમ આમ ઢીલું બોલે છે?' રૂંધાતા સાદે મોંઘજી બોલ્યા.

'વાંસો ભાંગી ગયો છે, કમરમાં કળતર થાય છે, અને છૂટથી શ્વાસ લેવાતો નથી.'

'એમ કેમ?'

'વેરની આગ બીજું શું?'

'તને માર મારેલો છે ખરૂં?'

'પૂરેપૂરો, ઉભા થવાની શક્તિ ન રહી ત્યારે તો મને ત્યાંથી ઘણે લાંબે સુધી ઢસરડયો.'

'અરરર!' મોંઘજીભાઇથી બોલાઇ ગયું. પેલાઓમાંનો એક બોલ્યો.

'ચાલો હવે પાછા વળો.' અને તેણે મોંઘજીભાઇનો હાથ ખેંચ્યો. સાવચેતી ન રાખી હોત તો મોંઘજીભાઇ જરૂર એ સાંકડી કેડીના છેડેથી શવજી હતો તે ઉંડા ખાડામાં ગબડી પડત.

'મોંઘજી કાકા! મારી આશા રાખશો નહિ. બહુબહુ તો બે દિવસનો મહેમાન છું. બાપુને કહેજો કે હું ગયો એ દુઃખ ભૂલી માથે લીધેલું કામ પાર પાડે.' મોંઘજીભાઇએ પાછા વળી પૂછ્યું.

'તને છોડાવીએ તો?'

'શરતો બહુજ આકરી છે. હું ચોખ્ખી ના પાડું છું.' અને પેલાઓએ મોંઘજીભાઇને જોરથી ખેંચ્યા, મોંઘજીભાઇની આંખમાંથી આંસુ સરતાં હતાં.

ભારમલ પાસે આવતાંજ તેમણે કહ્યું.

'તમારો ઘડો હવે ભરાઇ ચૂકયો છે.'

'કેમ, શવજીને જોયો?' ભારમલે પૂછ્યું.

'ન જોયો હોત તો સારૂં હતું.'

'કેમ?'

'તમારાં કાળાં કામોનો એ ભોગ બન્યો છે.'

'હજુ જીવે તો છે ને ?'

'નામનો.'

'સાજો કરી આપું. લઈ જવો છે ?'

મોંઘજીભાઈથી લાલચ ન છોડાઈ.

'હા.'

'તો સોગંદ ખાઓ કે તમે નાગરોનો પક્ષ છોડી દેશો, ગાંગજી પટેલની સીમની ચોકી છોડાવી દેશો, અને પદ્મનાભને ગામ બહાર કાઢી મૂકશો.'

'ભારમલજી! ઘરડો થઈને તું ભીંત ભૂલ્યો છે, તને ગાંગજીની ખબર છે ? એક નહિ પણ એવા સાત દીકરા હોમાઈ જાયને પણ એ ગામ નમતું ન આપે. અને હું, આ દેખાવ નજરે જોઈ નાગરોનો પક્ષ છોડું ? ઠાકરડાઓની જડ ઉખાડી નાખીશ જડ.' કહેતાં ક્રોધના આવેશમાં તેમનાથી હાથની મૂઠી વળી ગઈ, પણ વાતાવરણ તેને લાયક નહતું એટલે વધારે બોલ્યા વિના તેમણે ઘરનો માર્ગ લીધો.

ભારમલજીએ એ પાંચે માણસોને ધીમેથી કંઈક કહ્યું અને તે ઝડપથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.

દિવસ આથમ્યો અને મોંઘજીભાઈએ ગામમાં પ્રવેશ કર્યો. તે સીધા ગાંગજીભાઈને ત્યાં ગયા અને થએલી વિગતવાર વાતચીત, બનેલી હકીકત અને સુરજીનો મેળાપ વર્ણવ્યાં. ધ્યાનથી એ સર્વ સાંભળી ગાંગજીભાઈ બોલ્યા.

'મામલો વધુ વિફરે છે મોંઘજીભાઈ!'

'એ તો શું થાય? એક વખત ભરી પીધા વિના છૂટકો નથી.'

'તમે શું ધારો છો ?'

'તમારા વિચારે વિચાર. ઠાકરડાઓની જડ ઉખાડવાના સોગંદ લઈને તો હું ત્યાંથી આવ્યો જ છું.'

'એ ખરું પણ આ વેર તો આપણું વ્યક્તિગત વેર છે.'

'પણ થયું છે તો ગામના કારણેને ?'

'ભલેને એમ હોય, ઠાકરડાઓ સાથે ઊભું થએલું આ નવીન વેર હું મારી મેળે ભરી પીશ. આપણી યોજનાને આ બનાવથી કોઈ ધક્કો લાગવો ન જોઈએ.' ગાંગજીભાઈએ કહ્યું.

'ધક્કો શાનો લાગશે? ઊલટો વેગ વધશે એમ કહો.'

'એ વેગ જ કદાચ આખી યોજનાને ઉંધી વાળી દે.' ગાંગજીભાઈએ શંકા દર્શાવી.

'તો પછી જેવી તમારી ઇચ્છા.'

'નાગરો સાથેના તેમના કલહનો અંત ન આવે ત્યાં સુધી મારી આ પીડા અને વેર હું મારા અંતરમાં ભારી રાખીશ.'

'અને આ જન્મે તે અંત નહિ આવે તો?' મેઘજીભાઈએ પૂછ્યું.

'તો વારસામાં એ ભારેલો અગ્નિ મૂકતો જઈશ' મક્કમ સ્વરે ગાંગજીભાઈએ કહ્યું.

---

# પ્રકરણ ૨૪ મું

## વિદાય લેતાં રાજમાતા

( સોરઠા )

**સદા જાગતો વીર, કાળક્રમે ઉંઘી જશે;**
**મનની ધારી બીક, કોઈ પળે સાચી થશે.**

ફાગુન માસના પ્રથમ પખવાડિયાના એક દિવસે રાજમાતાએ મુકામ ઉપાડવા માટેની તૈયારીઓ કરાવવા માંડી. લગભગ બે માસ જેટલો સમય એકજ ગામમાં વ્યતીત કરેલો એટલે ગામ અને તેના માણસો સાથે તેમને સારો સ્નેહ બંધાઇ ગયો હતો. રત્નસિંહને મોઢેથી તેમણે કામેશ્વરે તૈયાર કરેલ ચિત્રનાં વખાણ સાંભળ્યાં હતાં, એટલે એ ચિત્ર જોવા માટે કામેશ્વરને તેમણે ચિત્ર સાથે બોલાવ્યો હતો.

સાંજ હજુ પડી ન હતી, તેવે સમયે કામેશ્વરે આવી ચિત્ર રાજમાતા આગળ રજુ કર્યું. રત્નસિંહે ચિત્રનાં કરેલાં વખાણ તેમને સાચાં લાગ્યાં. ચિત્ર માટે પસંદ થએલો વિષય ચિત્રને દીપાવતો હતો કે ચિત્ર પ્રસંગને દીપાવતું હતું તે કળી શકવું મુશ્કેલ હતું. રાજમાતા ચિત્ર જોઇ ખરેખર મુગ્ધ બન્યાં. તેમણે પોતાની પુત્રીને બોલાવી ચિત્ર બતાવ્યું, અને સમજાવ્યું. રાણીબા પણ ચિત્ર જોઇને ખુશ થઇ ગયાં. રાણીએ કામેશ્વરને પૂછ્યું.

'કામ ! આ ચિત્ર તૈયાર કરતાં કેટલા દિવસ લાગ્યા ?'

'પૂરા બે માસ.' વિનયથી કામેશ્વરે જવાબ આપ્યો.

'એટલો બધો સમય એક ચિત્ર પાછળ ?' આશ્ચર્યથી રાણીએ પૂછ્યું.

'હા, બા ! છતાં મને લાગે છે કે ચિત્ર ધાર્યા કરતાં વહેલું પૂરું થયું છે.'

'શું કહે છે ? તેં કેટલી મુદત ધારેલી ?' રાજમાતાએ પૂછ્યું.

'પૂરા છ માસ, માજી !' કામેશ્વરે કહ્યું.

લાલચ અને લોભથી રાજમાતા ચિત્ર તરફ જોઇ રહ્યાં.

'કામ! આ ચિત્ર તું મને ન આપે?' તેમણે માગણી કરી.

'આપું, કેમ નહિ?' કામે જવાબ આપ્યો.

'કેટલો બદલો લઇ આપવા તું તૈયાર છે?'

'માજી! બદલાની વાત કરશો નહિ. વાલમમાં વસવાટ કર્યાના સંભારણા તરીકે એ ચિત્ર લઇ જાઓ.'

'એમ ન લેવાય. કામ! પ્રભુએ મને કલાકારોને ઉત્તેજન આપવા ધન આપ્યું છે. મારે એનો ઉપયોગ કરવો છે.'

'માજી! એનો ઉપયોગ કરવાના અનેક પ્રસંગો આવશે. આપને એ ચિત્ર હું અર્પણ કરૂં છું.'

'અને હું એવી મૂર્ખ છું કે અનેક દિવસો અને રાત્રિઓના પરિશ્રમ પછી તૈયાર થએલા એ ચિત્રની ભેટ સ્વીકારી ચિત્રકારની કદર ન કરૂં?'

'આપે કદર નથી કરી એમ કોણ કહી શકે?'

'તો મહેનતનો બદલો લેવાની કેમ ના પાડે છે?'

'માજી! મારા ચિત્રની આ પ્રથમવારની જ માગણી છે. હું એ વેચીને ધન મેળવવા નથી માગતો. એ તો અર્પણ જ થાય.'

'કોણે શીખવ્યું આ?'

'આપમેળે શીખ્યો છું માજી! કે કળા વેચાય નહિ. તેને વેચતાં તેમાંથી કળાનું તત્ત્વ ચાલ્યું જાય છે. ફૂલ વેચાય નહિ અને જો વેચ્યાં તો તેને માટેની અમૂલ્ય ભાવના નષ્ટ થાય છે.'

'તો પછી મારાથી આ ચિત્ર રખાય નહિ.'

'એમાં હું મારાં દુર્ભાગ્ય સમજીશ કે મારી કળા કદરને પાત્ર નથી, માજી!'

'તો હું તને ઉત્તેજન દાખલ તો કંઇક આપી શકું ને?'

'જી, ના.'

'કેમ?'

'મારો આત્મા દુભાય છે.'

'વારુ' કહી તેમણે પુત્રીને કહ્યું 'બેટા! આ ચિત્રને આપણી ઝવેરાતની પેટીમાં સંભાળથી મૂકી દે. એ જવાહીર જેટલું જ કીમતી છે.' કહી તેમણે ચિત્ર આપ્યું.

'કામ! તું મોટો ચિત્રકાર થશે.'

'માજી! હવે મને ચિત્રની કિંમત મળી ગઇ.'

'શી રીતે?'

'આપના આશીર્વાદથી.'

'અરે ગાંડા! એમાં શું દહાડા વળે? પૈસો સર્વ ચીજને મેળવી આપી શકે છે. સુખ, વૈભવ અને સન્માન પૈસાથી મળે છે. પૈસાથી મનુષ્ય ગણત્રીમાં આવે છે.'

'માજી! તમે સાચું કહ્યું કે પૈસો વધુ મેળવી આપે છે. પણ માનવતા નહિ.

'શાથી કહે છે?'

'ધનના ડુંગર ઉપર બેસનારનો ગર્વ માનવતાને કચડી નાખે છે.'

'એ તો અપવાદ ગણાય.'

'ના, માજી! એથી વિરુદ્ધ અપવાદમાં ગણાય.' કામેશ્વરે વાક્ય સુધાર્યું.

'એટલે?'

'માજી રોષ કરશો નહિ. પણ સાચી માનવતા ધનથી નથી મેળવી શકાતી. સાચું કહું તો ધનથી માનવતા ગુમાવાય છે.'

'તું કોને કહે છે?'

'રાજમાતાને.'

'શું મારામાં માનવતા નથી?' કંઇક ક્રુદ્ધ થતાં તેમનાથી બોલી જવાયું હશે. પણ મારા હૃદયને તે સ્પર્શ કરી શકી નથી.'

'એટલો તું અજ્ઞાન હશે.'

'ના માજી! એટલો આપનામાં ગર્વ છે.'

'શું કહે છે!' આશ્ચર્ય સાથે હસતાં કામેશ્વરની હિંમત જોઇ તેમણે પૂછ્યું.

'સાચું કહું છું માજી!'

'કામ! તું મૂર્ખ છે.'

'માજી! ધનને ઠોકરે મારનાર બધા મૂર્ખ જ લેખાય છે.' કહી કામેશ્વરે ચાલવા માંડયું.

રાજમાતાએ તેના ગયા પછી શબ્દો ઉચ્ચાર્યા.

'છોકરો ભણ્યો છે પણ ગણ્યો નથી.'

સાંજ પડી અને રાજમાતાના બોલાવ્યા ન્યાયસભાના બધા સભ્યો આવ્યા. રાજમાતાએ પોતાની જવાની ઇચ્છા દર્શાવી, ગામે બજાવેલી સેવા માટે હર્ષ વ્યક્ત કર્યો. અને ગામનું કુશળ ઇચ્છયું. જરૂર પડે તેમને સંભારવાની ભલામણ કરી. સર્વ સભ્યોએ તેમનું કુશળ ઇચ્છયું અને સારી સખાવત બદલ તેમનો આભાર માન્યો. રાજમાતાએ પોતે કંઇજ કર્યું નથી એવો ઔપચારિક દેખાવ કર્યો. ત્યાં ઘેલાશાએ પૂછયું.

'માજી! પેલા સવારો વધામણી લઇને ગયા હતા તેમનું શું થયું?'

રાજમાતા એ પ્રસંગ યાદ લાવી હસતાં હસતાં બોલ્યાં.

'પહેલો મોતીનો કંઠો પામ્યો અને બીજાને સિદ્ધનાથ મળ્યા.'

'એટલે?'

'ગઇ કાલે જ બીજો સવાર પાછો આવ્યો તેને વધામણીમાં તમારૂં સિદ્ધનાથવાળું ગામ મળ્યું છે.'

'એમ?'

'હા.' રાજમાતાએ ગર્વથી કહ્યું.

અને પછી તો બીજી અનેક વાતો થઇ, ગામની, સીમની અને ઠાકરડાઓની. રાજમાતાએ ગામનું કલંક જલદી ધોઇ નાખવાની આગેવાનોને સલાહ આપી. શવજીની ગેરહાજરી માટે તેમણે બહુ જ દીલગીરી દર્શાવી અને ગાંગજીભાઇને દીલાસો દીધો. વાતોમાં અને તૈયારીઓ કરાવવાની ધમાલમાં રાત્રિના બે પ્રહર ક્યાં ચાલ્યા ગયા તે ન સમજાયું. એટલામાં રાજમાતાનો મંદિર બહારની ચોકી કરતો માણસ દોડતો આવ્યો.

'પદ્મભાઇના ઘરને આગ લાગી છે દોડો.'

સર્વે દોડયા. મંદિરના પ્રવેશ દ્વારે આવીને સર્વેએ જોયું તો સામેના ચોગાનમાં ઉભેલું પદ્મનાભનું એકલવાયું મકાન ભડભડ સળગી રહ્યું હતું. મકાનનું બારણું પૂર્વ તરફનું હતું. અને બારણામાંથી જ આગ અંદર પેઠી હતી. પદ્મનાભે તે જોયું. તેણે વિચાર્યું. મધ્યરાત્રિનો સમય એટલે ઉમા અને પતો ભર નિદ્રામાં હશે. કદાચ કામેશ્વર કોઇ ચિત્ર માટે કલ્પનાને ઝડપી લેવા માગતો હોય તો ભલે. એક અરેરાટી તેના દીલમાંથી પસાર થઇ ગઇ પણ અંતે તે સાવધાન થયો.

અંદર ઉંઘતાની શું દશા હશે તેની કલ્પના કરવાનો તો એ વખતે પૂરતો સમય નહતો. મોઘજીભાઇએ બૂમ મારી. 'દોડજો દોડજો' અને ગામ તરફથી એક પછી એક માણસો પ્રકાશ જોઇ ઘર તરફ દોડી આવ્યા. બે માણસોએ પૂરૂં સળગી ગએલું બારણું તોડી નાખી અંદર જવા પ્રયત્ન કર્યો. પણ આગે બારણા ઉપર કાબૂ જમાવ્યો હતો. અંદર જવામાં સલામતી નહતી. ઉપરની બારી પણ સળગી ઉઠી હતી. કયાંથી જવું એ પ્રશ્ન મૂંઝવી રહ્યો હતો. ત્યાં પદ્મનાભે કહ્યું.

'જોખમ ખેડી કોઇને જવાની જરૂર નથી.'

'અરે પણ અંદર સૂતેલાનું શું ?' ગાંગજીભાઇ અસ્વસ્થતાથી બોલ્યા.

'એમનો પણ પ્રભુ હશે.' પદ્મનાભે જવાબ આપ્યો.

'હાથ જોડીને બેસનારને પ્રભુ મદદ ન કરે પદ્મભાઇ !' એક જોરદાર અવાજ આવ્યો. પદ્મનાભે તે અવાજ ઓળખ્યો. રત્નસિંહ કંઇ ઉપાય શોધતો હતો. સામંત તેના સાથમાં ઉભો હતો.

'સામંત ! દિવાલના આ ભાગને ઓથે ઘડીવાર ઉભો રહે, અને મને ઉપર જવા દે, કહી તેણે સામંતને ભીંત સરસો ઉભો રાખ્યો. અને બે ઇંટ વચ્ચેના પોલાણમાં આંગળીઓ ભરાવી તેણે સામંતની પીઠ પર થઇ તેના ખભા પર પગ મૂકી ઉત્તર તરફની છેલ્લી બારીની છેવટની સાખ પકડી. તે પણ અગ્નિની ઝાળથી કાળી પડી ગઇ હતી.

'રત્નસિંહ! જોખમ ખેડીશ નહિ. મારે કારણે તારૂં મોત મારાથી સહન નહિ થાય.' પદ્મનાભે બૂમ મારી.

'ભલે.' કહી રત્નસિંહ બારીમાં કૂદ્યો. પદ્મનાભ તેને અંદર જતો ફાટી આંખે જોઈ રહ્યો.

ઘરની પાછળના ભાગમાં કોઈ બારી બારણું નહતું. એક જાળી સરખી જાળી પણ નહતી. પદ્મનાભે વિચાર કર્યો. 'રત્નસિંહ એ બધાંને લાવશે કેવી રીતે?'

'ગાંગજી'! એક સત્તાદર્શક અવાજ આવ્યો. ગાંગજીએ પાછળ જોયું. રાજમાતા બોલતાં હતાં.

'કેમ માજી?' તેમણે કહ્યું.

'બહુ ભૂંડું થયું. બે છોકરા અને તેમની માને બહાર આવવા માર્ગ નથી ત્યાં વળી રત્નસિંહે અંદર જવાનું જોખમ ખેડ્યું.'

'માજી! આપણી ભૂલ છે. રત્નસિંહ માર્ગ કરશે.'

'પણ આપણી કલ્પના તો પહોંચવી જોઈએ?'

'આફત વખતે એની બુદ્ધિ પદ્મભાઈને પણ ટપી જાય છે.'

'મને વિશ્વાસ નથી પડતો. ગાંગજી ટોળામાંથી કોઈ અંદરના જીવોને બચાવી શકશે? હું તેને હજાર ટંકાનું ઇનામ આપીશ.'

'ઇનામની લાલચ નકામી છે માજી! આવે વખતે વાલમનો એક પણ યુવાન નિરૂદ્યમી નહિ હોય. ઇનામની લાલચ જ એની પાસે કામ કરાવશે એમ માનવું ખોટું છે. જુઓ પેલી નીસરણી આવી.' કહી ગાંગજીએ રાજમાતાનું ધ્યાન મકાનના પાછલા ભાગપર ગોઠવાતી નીસરણી તરફ દોર્યું.

'શું કરશે એ લોકો?'

નીસરણીથી છાપરા પર જઈ છાપરૂં તોડી અંદર પડશે.'

'અંદર તો રત્નસિંહ છે.'

'તે અને બીજા ઉતરીને અંદરના જીવોને છાપરાપર લાવી નીસરણીથી ભોંય લાવશે.'

'શાબાશ વાલમના વીરા!' રાજમાતાથી બોલી જવાયું.

રત્નસિંહ મેડીમાં ગયો ત્યારે કામેશ્વરની પથારી ખાલી હતી. તેણે વધતા જતા ધૂમાડામાં સામી મેડીપર નજર ફેરવી પણ કામેશ્વરને જોયો નહિ. ઝડપથી તે અંદરના ખંડમાં ગયો. અંદરનો ખંડ તદ્દન ખાલી હતો. અંદરના દાદરથી તે નીચે ઉતર્યો. ત્યારે માતા અને બે પુત્રો બહારની નીસરણીથી આગલા ભાગની મેડીમાં જવા મથતાં હતાં. આગની જીભ તેમની ચોગરદમ ફરી વળવાની તૈયારી કરતી હતી. બારણું સળગાવી આગ અંદરના બારણાને લાગી હતી. બે બાજુની આગ વચ્ચેના એક ખૂણા પરના દાદરપર કામેશ્વર પતાને તેડી ઉમાનો હાથ પકડી ચઢી રહ્યો હતો, રત્નસિંહે તે જોયું. આગ સાથે કામેશ્વર બાથ ભીડી રહ્યો હતો. આગલી મેડી ઉપરથી સળગી ગઇ હતી. 'કામેશ્વર ક્યાં જઇ થોભશે?' તેણે બૂમ મારી.

'કામ...' પણ બૂમને આગ ગળી ગઇ. બહારનો ઘોંઘાટ પણ જેવો તેવો નહતો. વિચાર કરવાનો વખત નહતો. તેણે દોટ મૂકી અને ઉપર ચઢતા કામેશ્વરનો હાથ પકડી નીચે ખેંચ્યો. કામેશ્વરે રત્નસિંહને ઓળખ્યો અને તે ખેંચાયો. તેના હાથમાંથી પતાને રત્નસિંહે લઇ લીધો, અને ઉમાનો હાથ પકડી આગ્યો હતો તે બારણા તરફ પાછો વળ્યો. આગનું જોર ત્યાં જામી ગયું હતું. રત્નસિંહ મૂંઝાયો. 'શી રીતે પાર થવું?'

'કામ! મારી પાછળ આવ,' કહી તેણે ઉમાને ખેંચી. ઉમા ખેંચાઇ. કૂદકો મારી તેણે અગ્નિની જ્વાળાને ભૂલાવી પણ ઉમાના સાળુને આગે ઝડપી લીધો. પાછળ કામેશ્વર હતો તેણે આ જોયું અને ઝડપથી તેણે લાગેલી આંચને ઓલવી દેવા સાળુને પકડ્યો. સાળુ અડધો બળી ગયો હતો અને ગભરાએલી ઉમા બેભાન બની ઓરડામાં ઢળી પડી. રત્નસિંહની આફત વધી.

'કામ! તું પતાને ઉપાડી લે હું બાને ઉપાડી લઉં છું.'

'રત્નસિંહ! તમારો ઉપકાર ક્યારે વાળીશ?' ઉર્મિલ કામેશ્વરે કહ્યું.

'આ અવસર ઉપકાર વાળવાનો છે કે કામ કરવાનો?' કહી રત્નસિંહે લાલ આંખ કરી. કામેશ્વર ચૂપ થઇ ગયો.

બેભાન ઉમાને ઉપાડી રત્નસિંહ અંદરની સીડી ઉપર ગયો, ત્યાં તેણે ઉપરથી છાપરૂં તૂટતું જોયું. 'આગ પહોંચી ગઇ કે શું?' તેને શંકા થઇ, તેણે ઉંચે જોયું. ઉપર કેટલાક માણસો છાપરૂં તોડતા હતા. આગ અંદરના ખંડના બારણા સુધી આવી પહોંચી હતી. હવે એકજ માર્ગ હતો. છાપરા પર જઇ નાસી છૂટવાનો. તેણે બૂમ મારી દોરડું મંગાવ્યું. પોતાની ભેટ છોડી તેની ઝોળી બનાવી. ઉમાને તેમાં સુવાડી દોરડું ખેંચાવી લીધું.

'કામ અને પતાને ઉપર ચઢાવી દો.' ઉપરથી અવાજ આવ્યો.

'પ્રથમ ઝોળી નીચે પહોંચાડી દો. બેભાન શરીરને ખુલ્લી અને ઠંડી હવામાં મોકલો.' રત્નસિંહે અંદરથી જવાબ આપ્યો અને પેલા લોકોએ દોરડું સડસડાટ ભોંય તરફ ઉતરતું કરી દીધું. થોડી ક્ષણોમાં નીચેના લોકોએ ઉમાને ઝોળીમાંથી ઉંપાડી ભાનમાં લાવવા ખુલ્લા મેદાનમાં સુવાડી દીધી. ઝોળી ફરીથી મેડીપર ઉતારવામાં આવી. રત્નસિંહે તેમાં કામેશ્વરને બેસવા સૂચના કરી. કામેશ્વરે પ્રથમ જવા ના પાડી.

'વિચાર ન કર કામ! આગ ઝઝુમી રહી છે, બીજો વિચાર છોડી દે.'

'તમને મૂકી હું નહિ જાઉં, રત્નસિંહ!'

'મારી ચિન્તા મૂકી દે, અને આ પતા સાથે ઝોળીમાં બેસી જા.'

'પતાને લઇ તમે જાઓ. હું પછી આવું છું.'

'કામ! આ ચિત્રો દોરવા જેટલું સહેલું કામ નથી. આગ સાથેનો ખેલ છે.'

કામેશ્વરને માઠું લાગ્યું. 'તમે પ્રથમ જાઓ, હું પછી આવીશ.'

'હઠીલો!' કહી રત્નસિંહે નિરાશાથી વધતી જતી આગ તરફ જોયું.

'કામ! ઝોળીમાં પતાને સુવાડી દે અને તું દોરડું પકડી લે. હું ખીંટી કૂદીને ઉપરનો આડો દોર પકડી લઉં છું.' કામેશ્વરે દોર પકડવાની શકયતા જોઈ. તેણે પતાને ઝોળીમાં સુવાડયો અને લટકતું દોરડું

પકડી લીધું. ધૂમાડાના ગોટા એટલા બધા વધી ગયા હતા કે ઉપરના માણુસો મેડીમાં કંઇ જોઇ શકતા નહતા. દોરડું સ્થિર થયું એટલે અનુમાનથી તેમણે તે ખેંચ્યું. આમ પતા અને કામને ઉપાડી લઇ ફરીથી દોરડું નાખે છે ત્યાં બાજુમાંથી રત્નસિંહ છાપરા પર કૂદી આવ્યો.

'ઝડપથી ઉતરી જાઓ, આગ આપણા પગ નીચે આવી પહોંચી છે.' રત્નસિંહે કહ્યું.

ઉપરથી કામેશ્વર અને પતાને પ્રથમ ઉતારી દેવામાં આવ્યા. બાકીના સાત માણુસો એક પછી એક લંગારની જેમ ઝડપથી નીચે ઉતરી ગયા ત્યાં તો છાપરા ઉપર આગનો ભડકો એકાએક દેખાયો. પદ્મનાભના ભસ્મીભૂત થતા મકાનનો બાકી રહેલો પાછલો ભાગ સળગી ઉઠયો. જોતજોતામાં ચાર દિવાલો વચ્ચેનો સર્વ કાટમાળ સળગાવી દઇને અગ્નિદેવ તામ્રવર્ણી પછેડી ઓઢી સૂતા. સર્વેએ ઉમા અને કામેશ્વરની ખબર પૂછી. રત્નસિંહને શાબાશી દીધી અને અગ્નિ મૂકનારાઓને શાપ્યા.

ધીમે ધીમે લોકો વેરાઇ ગયા. રાજમાતાને નીકળવાનો વખત થઇ ચૂકયો હતો. તેમણે પદ્મનાભને પાસે બોલાવી આશ્વાસન દીધું. ભાનમાં આવેલી ઉમાની પાસે જઇ આશીષ દીધી અને કામેશ્વરના ધબકતા હૈયાને ધીરજ આપી.

રાજમાતા સાથે સીધા કે આડકતરા સંબંધમાં આવ્યા હતા તે બધાએ તેમને વિદાય દેવા હાજર હતા. રાજમાતાએ પદ્મનાભના મોઢાપર ચિંતાનું એકે ચિહ્ન ન જોયું. સર્વેએ રાજમાતાનું કુશળ પુચ્છયું.

પોઠીઆમાં ચાલી નીકળ્યા. ઘોડેસવારો, મ્યાના ઉંચકનારાઓની રાહ જોતા ઉભા હતા. મ્યાના ઉપાડનારા તૈયાર હતા. રાણીઓ તેમના નાના પુત્ર સાથે મ્યાનામાં બેસી ગયાં હતાં. રાજમાતાએ ટોળામાંથી વિદાય લીધી અને મ્યાના પાસે આવ્યા. ત્યાં તેમણે કુકા મહેતા અને ગાંગજીને બોલાવ્યા, બન્ને ગયા.

'જુઓ મહેતા ! મેં તમને બન્નેને પીઠ ધારીને બોલાવ્યા છે.' પેલા બોલ્યા નહિ.

'પદ્મનાભ આડા પડશે ધારી તેમને બોલાવ્યા નથી.' તેમણે બોલવું ચાલુ રાખ્યું. 'જતાં જતાં મારી એક ઇચ્છા છે કે મારી નજરે જોએલું સળગતું ઘર પદ્મનાભને માટે ફરીથી મારે ખર્ચે તૈયાર થાય તે માટે હું મારો આ સોનાનો હાર તમને આપું છું. તે વેચશો તો તેના હજાર ટંકા સહેજે આવશે.' સાંભળીને બન્ને જણા સ્થિર થઇ ગયા.

'માતા ! એ અમારાથી ન લેવાય. પદ્મનાભનું ઘર વાલમ તૈયાર કરી આપશે. તમારો હાર અમને ન ખપે.' કુકા મહેતા બોલ્યા.

'મારી આટલી ઇચ્છા પૂરી કરો. તે બાપ દીકરાનો મારા ઉપર ઋણભાર છે.'

'તમારા કરતાં ગામ પર વિશેષ છે માતા !' ગાંગજીભાઇએ કહ્યું.

'ગમે તેમ પણ તમારે આ હાર લેવો જ પડશે.' કહી કુકા મહેતાના હાથમાં તેમણે એ ચળકતો હાર મૂકી દીધો.

'હવે મ્યાનો ઉપાડો.' રાજમાતાએ ઉપાડનારાઓને હુકમ કર્યો.

આખા ગામની ભાવભીની વિદાય લેતાં રાજમાતા નજર બહાર ગયાં.

બીજા દિવસથી બળી ગએલા મકાન જોડે નવા પાયા ખોદાવા માંડયા. રાજમાતાના ખર્ચે નવું મકાન તૈયાર થવા માંડયું હતું.

---

# પ્રકરણ ૨૫ મું

## શિક્ષા

(સોરઠો)

**દગલબાજને દંડ દેવાનું વિધિ સર્જતી;**
**પાપ ભરેલ પ્રપંચ, આખર ખુલ્લા થઈ જતા.**

'રત્નસિંહ! પેલો કેશવ તમને યાદ કરે છે.' પદ્મનાભનું બળતું ઘર ઓલવી વિખરાતાં માણસો સાથે ચાલતો રત્નસિંહ અવાજ સાંભળી અટકયો.

'કોણ એ?' તેણે પૂછ્યું.

'હું' કહી ચૌદેક વર્ષનો બાળક સામે આવી ઉભો રહ્યો.

'બાવાજી! તમે કયાંથી?' આશ્ચર્ય પામતાં રત્નસિંહે પૂછ્યું.

'એ બધી વાત પછી.' કાનમાં કહેતો હોય એમ તે બોલ્યો. પેલો કેશવ તમને આંબાવાડિયામાં બોલાવે છે. મોડા પડશો તો અલકા લૂંટાશે.'

'અલકા કોણ?'

'કુબેરની નગરી!' કહી બાવાજી હસી પડયા.

'અલ્યા ભગા! જ્યારે ને ત્યારે તું આમજ બોલવાનો. જરા સમજ પડે તેમ કહે. કેશવ કોણ અને અલકા કોણ?'

'હથિયાર સજી તમે મારી સાથે ચાલો. ત્યાં તમને હું આ ઘર સળગાવવાનો દોરીસંચાર કરનાર કેશવ બતાવીશ.' રત્નસિંહ બાવાજીને લઇ ઝડપથી ચાલ્યો. સામંતને ત્યાં જઇ હથિયાર બાંધી સજજ થઇ બહાર નીકળ્યો ત્યાં આંગણામાં રાજબાને બાવાજી સાથે વાત કરતી સાંભળી.

'તે દિવસે કયાં ચાલ્યા ગયા હતા?'

'સિદ્ધનાથ મહાદેવે બોલાવી લીધો હતો બહેન!' કહી બાવાજી હસી પડયા.

'કેમ?'

'હાટકેશ્વરની ખાલી જગાએ મને બેસાડવાનો હતો માટે.' રાજબા ન સમજી. રત્નસિંહે કહ્યું.

'એની વાતો ન સમજાય, એ તો સમર્થ યોગી છે રાજબા!' કહી રત્નસિંહે તેને સાથે લીધો.

'આમ ક્યાં અત્યારે ભાગી રાતે?' રાજબાએ પૂછ્યું.

'આ બાવો લઇ જાય ત્યાં.' રત્નસિંહે કહ્યું.

'ક્યાં લઇ જાય છે એ?'

'લૂંટાતી અલકાને બચાવવા.' કહી બાવાજીએ ચાલવાની ઝડપ વધારી. રાજબા વિમાસી રહી.

'આમ રાતોરાત એકલા ધમાલ કરનારનું માથું ઠેકાણે હશે!' વિચાર કરી લીધો હોય તેમ એકાએક ઘરમાં જઇ જીવનસંગિની કટારને વસ્ત્રોમાં છૂપાવી તેણે રત્નસિંહનો માર્ગ લીધો. આગળ જતાં રત્નસિંહ બાવાજીને પૂછી રહ્યો હતો.

'હવે માંડીને વાત કહો. શું છે તે.'

'રંભાને ઉઠાવવામાં મદદ કરનાર કેશવ આજે પાછો ગામમાં આવ્યો છે.'

'તેને તો ગામ બહાર કાઢી મૂક્યો હતો.'

'હા, પણ રાતોરાત છાનામાના આવતાં તેને કોણ રોકે?'

'કોણુ કોણુ આવી રીતે આવ્યા?'

'હું અને કેશવ બે.'

'શા માટે?'

'પદ્મનાભનું ઘર સળગાવવા અને...' વાક્ય પૂરૂં કરે ત્યાં રત્નસિંહે પૂછ્યું.

'ઘર કોણે તમે સળગાવ્યું?'

'ના, અમારા બેમાંથી કોઇએ નહિ.'

'ત્યારે?'

'ઠાકરડાઓએ.'

'તમારી પેરવીથી?'

'મારી નહિ કેશવની.'

'તમે તેમાં સાથ નથી આપ્યો?'

'ના, પણ જાણતો હતો.'

'તમે તે મિત્ર છો કે શત્રુ?'

'વિધિનું વિધાન.'

'એટલે?'

'જે બનવાનું છે તે ન બને એવું બનતું નથી.'

'ત્યારે તો કેશવને શીખવનાર તમે જ લાગો છો.'

'હું શી રીતે શીખવું? હું તો નિમિત્ત માત્ર છું.'

'તમને સળગાવી દેવા જોઇએ.'

'વિધિનું એ વિધાન સફળ થવાની હજુ વાર છે. પહેલાં તો હું મઠપતિ થવાનો.'

'છોકરા! તું દગાખોર નીકળ્યો.'

'માટે જ કોઇ અલકાને ભગાડી જાય તે પહેલાં તમને કહેવા આવ્યો છું.'

'અલકા કોણ છે?'

'કેશવની એક વખતની પ્રિયતમા.'

'તેનું શું?'

'અલકાની નામરજી હોવા છતાં કેશવ આજે તેને ઉઠાવી જનાર છે.'

'તમે શાથી જાણ્યું?'

'હું અલકાને કેશવનો સંદેશો કહી તેને આંબાવાડિયા તરફ રવાના કરી તમને મળ્યો છું.'

'ગજબ કર્યો તેં બાવલા! કેટલી વાર થઇ?'

'તમે જાણો છો એટલી!' ઠંડા પેટે બાવાજી બોલ્યા.

રત્નસિંહે વેગ વધાર્યો. પાછળ આવતી રાજબાએ પણ તેનું અનુકરણ કર્યું.

'કેટલા માણસો છે?'

'કેશવ એકલો.'

થોડીવારે તેઓ આંબાવાડીઆમાં આવી પહોંચ્યા. શાન્ત રાત્રિમાં આંબાની એક ડાળપર બેસી પદ્મનાભના સળગતા ઘર તરફ દૃષ્ટિ રાખી કેશવ બેઠો હતો. સામેજ અલકા ઉભી હતી. ત્રણે આવનારાં સંવાદ સાંભળી રહ્યાં.

'તો અલકા તારે નથીજ આવવું?'

'શા માટે?'

'આપેલો કોલ નથી પાળવો?'

'તે કોલ મેં કેશવને આપ્યો છે તને નહિ.'

'હું કેશવ છું.'

'હું નથી માનતી.'

'કેમ?'

'મારો કેશવ સૂર્ય જેટલો તેજસ્વી હતો. તું નિશાચર છે. મારો કેશવ સાફ દીલનો અને પ્રામાણિક હતો. તું કપટી અને વિશ્વાસઘાતી છે. મારો કેશવ મારા પ્રેમનો અધિકારી હતો. તું નાલાયક છે.'

'અલકા! ગઇ ગુજરી ભૂલી જા. તારે માટેનો પ્રેમ મારા હૈયામાં કાયમ છે.'

'માટેજ રંભાને ઠાકરડાઓ મારફત ઉપડાવી. પદ્મનાભને છેહ દીધો. વતનને દુ:ખી કરવાનો પેંતરો રચ્યો અને ગામની હદ છોડી જવાની શિક્ષાને પાત્ર થયો.'

'રંભા ગઇ તેની મને ફીકર નથી. અલકા મારે માટે છે. તું હોઇશ તો વતનની બ્હાર પણ હું સ્વર્ગ સર્જાવીશ.'

'હું તારી સાથે? કેશવ! કોઇ ગુલામડી ખરીદી લાવ કે તારાં ગોલાપા કરે. મેં પણ વાલમનું પાણી પીધું છે. મારે તારૂં સ્વર્ગ નથી બનવું.'

'તો મારી બોલાવી અહીં કેમ આવી?'

'તને ફીટકારવા.'

'મેં શું કર્યું છે?'

'તેં મારો પ્રેમ ખોયો છે. જ્ઞાતિનો પ્રેમ ખોયો છે. વતનનો પ્રેમ ખોયો છે. અને ભૂત થઇ જગતમાં ભટકે છે. તું સાચો કેશવ નથી.'

'જો તું નહિ આવે તો હું તને ઉઠાવી જઇશ.' કહી કેશવ નીચે કૂદી પડયો.

'તો હું તને અહીંજ ખતમ કરી દઇશ.' કહી અલકાએ કેડમાં છૂપાવેલી કટાર ઉછાળી. રત્નસિંહ પણ અલકાની હિંમત જોઇ ચમકયો. રાજબા હર્ષ પામી.

'અલકા! ફરી એક વખત કહું છું કે મારો સ્વીકાર કર. મારો પ્રેમ સ્વીકાર, અને સ્વર્ગીય સુખની અધિકારી બની મને તે સુખ આપ.'

'મારે તારૂં સ્વર્ગ નથી જોઇતું. મને સ્વર્ગ અપાવનાર તું કોણ?'

'હું કેશવ, જોયું નહિ પદ્મનાભનું પેલું ઘર સળગી ઉઠયું તેમ તારો સંસાર સળગાવી ન મૂકવો હોય તો મારી સાથે ચાલી નીકળ.'

'નહિંતર શું કરીશ?'

'જો,' કહી કેશવે એકાએક તેને બાથમાં લીધી અને કટારવાળો હાથ નીચો નમે ત્યાં એક હાથે અલકાને દાબી બીજા હાથે કટાર ખૂંચવી લીધી.

'અલકા! જોવું છે હું શું કરીશ તે?'

'ખબરદાર,' કહી રત્નસિંહ કૂદી પડયો. વાઘણશી રાજબા તેને પડખેજ હતી.

'કોનું મોત ભમે છે?' કહી કેશવે અલકાની કટાર ખૂંચવી લઇ તેને અળગી કરી.

'તારૂં.' કેશવ! તું મોતનો અધિકારી હતો ત્યારે તને હદપારની શિક્ષા કરેલી. આજે સાચો ન્યાય આપવા વારો આવ્યો.

'કોણ, રત્નસિંહ?

'હા.'

'અહીં કોણ લાવ્યું ?'

'તારૂં મોત.'

'મારા કામમાં શા માટે ડખલ કરે છે ? તું તારા માર્ગે જા.' કંટાળો દર્શાવતાં કેશવે કહ્યું.

'મારો માર્ગ મને અહીં ખેંચી લાવ્યો અને તારો માર્ગ અહીં બંધ થઇ ગયો.' આ વાતચીત દરમ્યાન રાજબાએ અલકાને પોતાના પડખામાં લઇ લીધી હતી. રત્નસિંહને હજુ ખબર ન હતી કે રાજબા સાથે છે.

'અને પેલું કોણ છે ?' રાજબા તરફ જોઇ કેશવે પૂછ્યું.

'તારો શાગીર્દ' બાવાજી વિશે વાત કરતાં રત્નસિંહે કહ્યું.

'સામંતની બહેન રાજબા' રાજબાએ ગર્વથી કહ્યું. રત્નસિંહે પાછળ જોયું.

'તું કેમ આવી રાજબા ?'

''અલકાને જતી અટકાવવા.''

'મને કોણ, એ પાપી લઇ જાત ?' કહી અલકાએ કેશવને ફીટકારી દીધો. બીજાઓના દેખતાં અલકાએ પોતાનું અપમાન કર્યું તે કેશવને ખૂંચ્યું. હથીઆરમાં ફક્ત કટાર હતી. તે ઉંચકી તેણે રાજબા અલકાને લઇ ઉભી હતી તે તરફ ધસારો કર્યો.

'હું પાપી ?' કહી તેણે ઉછાળેલી કટાર અલકા ઉપર વીંઝી. ચાલાક યોદ્ધો રત્નસિંહ પાછળજ આવી ઉભો હતો, તેણે પાછળથી વીંઝાએલી કટારવાળા હાથને પકડીને ખેંચ્યો. અને કેશવની પીઠપર જોરથી પગની લાત મારી. કેશવ ચત્તો પડયો. ત્યારે રત્નસિંહે જોયું કે કેશવની વીંઝાએલી કટારનો ભોગ બનવા અલકાની આગળ બાવાજી આવી ઉભા હતા.

'નિમકહરામ કુત્તા !' કહી રત્નસિંહે પડેલા કેશવને બીજી લાત મારી. નિરુપાયે પડેલો કેશવ અલકાને અને રત્નસિંહને અપશબ્દોથી નવાજતો ઉભો થવા મથવા લાગ્યો.

'એને તો પૂરોજ કરી દો.' રાજબાએ કહ્યું.

'મને? મને કોણ પૂરો કરે એમ છે? મને પૂરો કરશો એના બીજા દિવસે વાલમ તમારૂં નહિ હોય, ઘરેઘેર અને મહોલ્લે મહોલ્લે ભયાનક ભૂત રખડતાં થઇ જશે. ઠાકરડાઓની તરવારો કાળી નાગણ જેવી છે.' કહી તે ઉભો થયો. અને ક્રોધમાં અલકા તરફ ધસ્યો. રત્નસિંહે તેને પીઠ તરફથી બાથ ભીડી આગળ વધતો રોકયો.

'કેશવ! બ્રાહ્મણનો ઘાત ન થાય માટે જતો કરૂં છું.'

'એને કોણે બ્રાહ્મણ કહ્યો? વહાલાં, વતન અને જ્ઞાતિને બેવફા નીવડનાર બ્રાહ્મણ ન હોય.' અલકાએ કહ્યું. અને ઉમેર્યું.

'લાવો એ તલવાર મારી પાસે, તમને બ્રહ્મહત્યાની બીક હોય તો.'

'તેનું નિમિત્ત આવી રહ્યું છે. રત્નસિંહ! તમારે હાથે તેને ઠાર કરવો પડશે.' બાવાજી બોલ્યા.

'બ્રહ્મહત્યા હું લઉં?' વિમાસતાં રત્નસિંહ બોલ્યો. બાથ ઢીલી લાગતાં કેશવે આંચકો માર્યો. રત્નસિંહની બાથ છૂટી ગઇ. કેશવે કટારનો ઘાવ રત્નસિંહ ઉપર દેવા હાથ ઉંચકયો. અસાવધ રત્નસિંહ તલવાર ખેંચી બચાવ કરે તે પહેલાં કટાર ભોંકાઇ જાય તેમ હતી. છતાં રત્નસિંહે તલવાર ખેંચી ઘાવ કરે તે પહેલાં કેશવે કટાર હુલાવી.

'હત્યારા' કહી અલકા રાજબાને રોકી વચ્ચે કૂદી પડી. તેણે કેશવના કટારવાળા હાથને સઘળા જોરથી ધક્કો મારી રત્નસિંહ ઉપર આવતો વાર્યો. ત્યારે કેશવ ઉપર એક સામટા બે બાજુથી ઘા થયા. રત્નસિંહની તલવાર કેશવ ઉપર જનોઇ વાઢે ફરી વળી અને રાજબાની કટાર તેની પીઠ સોંસરવી ઉતરી ગઇ.

'શાબાશ!' બાવાજી બોલ્યા, અમોલ અલકાના દીલમાં રત્નસિંહને બચાવ્યાનો હર્ષ સમાતો નહતો.

'પાપી!' રાજબા બોલી

'નરાધમ!' રત્નસિંહ બોલ્યો.

'પ્રભુએ આને શા માટે જન્મ આપ્યો હશે?' અલકા બોલી.

'તારો પ્રિયતમ બનવા.' બાવાજી બોલ્યા.

'જીભને મોંઢામાં રાખ, બાવા! વાલમને દગલબાજ નીવડયા પછી એ મારાં પગરખાં પકડવાનો પણ અધિકારી નહતો.' તેણે કહ્યું.

'ગામનું એક પાપ ગયું' રાજબા બોલી.

'પણ હવે શું?' શબની શું વ્યવસ્થા કરવી તે વિચારતા રત્નસિંહે કહ્યું.

'કાંઇ નહિ, તમે ઘરે ચાલો. હું એ પણ કરી દઉં.'

બાવાજી બોલ્યા.

''એટલે?'

'જેમ અલકાને બોલાવી લાવ્યો, તમને બોલાવી લાવ્યો તેમ મુડદાને ઉપાડનારાઓને પણ બોલાવી લાવું.'

'કોણ છે?' રત્નસિંહે પૂછ્યું.'

'તેના શાગીર્દો.'

'કોણ કોણ?'

'શિવચરણ અને બીજા બે.'

'શું વાલમમાં ફૂટ છે?'

'તે વિના તેમને આશ્રય મળ્યો હશે?'

રત્નસિંહ અવાક બન્યો. બાવાજી માર્ગે પડયા.

'આ બાવો તને બોલાવી લાવ્યો હતો. અલકા?' રાજબાએ પૂછ્યું.

'હા, તેણે આવી મને કહ્યું. અને સળગતું ઘર જોવાનું છોડી આને શીખ દેવા અહીં આવી.' અલકાએ કહ્યું,

'ચાલો.' રત્નસિંહે કહ્યું અને ત્રણે જણાં ઘર તરફના માર્ગે વળ્યાં.

સવારે આંબા વાડયામાં કેશરની લાસ નહતી.

## પ્રકરણ ૨૬ મું

## બ્હેનનો ભાઈ!

( સોરઠો )

**તુજ સુખ કાજે બ્હેન સહીશું દુઃખના ડુંગરા;**
**(પણ) તુજ નિશ્વાસે બ્હેન, હૈયાં હામ હીણાં બને.**

'કોણ છે એ નદી કાંઠે ? ભોગ તો નથી થવું ને ?' આષાઢના ધોધમાર વરસતા વરસાદમાં સંધ્યા ટાણે કોઈ સ્ત્રી રૂપેણ નદીના પટ તરવાની તૈયારી કરતી હતી. તેને છેટેથી પડકારતાં રત્નસિંહે કહ્યું.

છેલ્લા પાંચ દિવસથી વરસાદે ઉઘાડ આપ્યો ન હતો. અને તેટલા જ દિવસોથી નદીમાં આવતું પૂર ઓછું થયું ન હતું. બરછી-બોળ પાણી નાનાં મોટાં વમળો ઉત્પન્ન કરતું અને ફીણના ફીસોટા સાથે નાનાં ઝાડવાંને તાણી જતું ધોધમાર વહી રહ્યું હતું. વરસાદે પણ એટલું બળ દાખવવા માંડ્યું હતું કે એવે ટાણે કોઈ ઘર બહાર નીકળી ન શકે. તેવે વખતે એ બાઈ કોણ હશે અને શા માટે રૂપેણનો ભોગ થવા ઇચ્છતી હશે ?

રત્નસિંહનો અવાજ સાંભળી પેલી બાઈ થંભી ગઈ., રત્નસિંહ ઝડપથી તેની પાસે જઈ પહોંચ્યો.

'કોણ છે ? ક્યાં જવું છે ?' તેણે પૂછ્યું.

'ભાઈ ! દુઃખના માર્યાં આ કવેળાએ નીકળવું પડયું છે. મારી પાસે લૂંટવા જેવું કાંઈ નથી. મને મારે રસ્તે જવા દો.' ભેટમાં તલવાર અને ખભે ડાંગ ભરાવેલા રાજપૂતને તે બાઈએ લૂંટારો ધાર્યો.

'ક્યાં જવું છે ? આ બરછીબોળ પાણીમાં ઝંપલાવી મોતને રસ્તે જવું છે ?'

બાઈ ન બોલી. તેની આંખમાંથી ડળક ડળક આંસુ નીકળી પડયાં. રત્નસિંહ આભો બન્યો. તેણે વિચાર્યું. 'કાં તો આ બાઈ દુઃખથી ડરે છે કાં તો દુઃખથી રડે છે.'

'ગભરાઇશ નહિ બહેન ! મને તારો ભાઇ માનજે. હું લૂંટારો નથી. તને શું દુઃખ છે કે આ પડતી સાંજે તું નદી ઉતરવાને તૈયાર થઇ છે !' રત્નસિંહે તેને ધીરજ આપતાં પૂછ્યું.

'આભ માથે તૂટી પડયું છે ભાઇલા ! તમારૂં નામ શું?' બાઇએ રડતે સાદે પૂછ્યું.

'રત્નસિંહ.'

'રત્નસિંહભાઇ ! મારો જણ્યો ભાઇ મોતની પથારીએ સૂતો છે. આજ સમાચાર મળ્યે ચાર દિવસ થયા. વરસાદે ઉઘાડ ન આપ્યો અને ક્યારે આપશે તે નક્કી નથી એટલે ધીરજ ન રહે. આથી અત્યારે જાઉં છું.' બાઇએ વિગત કહી.

'તમારા ભાઇની માંદગી એટલી ગંભીર છે કે ગયા વિના ન ચાલે?'

'અરે ભાઇ ! શું વાત કરૂં ? માબાપ બન્નેને નાનાં મૂકી મરી પરવાર્યાં હતાં. હું મોટી અને એ નાનો. મજૂરી કરી, મહેનત કરી આપ કમાઇનો રોટલો ખવડાવી ભાઇને મોટો કર્યો. હાથે ઉછેર્યો, હાથે રમાડયો, જમાડયો અને પરણાવ્યો. તેનું કોઇ દિવસ માથું દુઃખે તો પણ મારો જીવ કળીએ કળીએ કપાઇ જાય, અને એક સામટાં અનેક ઓસડ કરવા બેસી જાઉં. એ ભાઇ બેબે માસથી માંદો છે ત્યારે મને હમણાં ખબર પડે છે. સાંભળ્યું છે કે મંદવાડ વધારે છે.'

'માંદો હતો તો પછી તેણે તમને સમાચાર કેમ ન કહાવ્યા?'

'એજ નથી સમજાતું ભાઇ ! મળેલા સમાચાર પણ એણે કહાવ્યા નથી. વાત પાછળ વાત નીકળતાં એના ગામના માણસ પાસેથી જાણી લીધું.'

'કેંક માઠું લાગ્યું હશે.' રત્નસિંહે બેપરવાઇથી જવાબ આપ્યો, નદીનાં પાણી તરવાની એ કોઇ ત્રેવડ કરી રહ્યો હતો.

'ભાઇને બેન પર ખોટું લાગે તો હળહળતો કળિયુગ ને ? એના જીવતાં એ એમ કરે તેવો નથી.' ભાઇ પર વિશ્વાસ મૂકતાં બેને કહ્યું.

'તો પછી બીજું શું હોઇ શકે ?'

'કારણ હું સમજું છું કે ભાઇએ જાણ્યું કે બહેન ભાઇનું દુઃખ જાણી પોતા કરતાં પણ વધુ દુઃખી થશે તો પછી એ વાત ન જાણે તો સારૂં.'

'એમ પણ હોય. કેટલે દૂર છે એ ગામ ?'

'આ પેલા સિદ્ધનાથ મહાદેવ છે ને એ ગામ.' બાઇએ હાથ લાંબો કરી ગામની દિશા બતાવી.

'આ પાણી એકલે હાથે તરી શકશો ?' રત્નસિંહે પરીક્ષા કરવાના વિચારે કહ્યું.

'એ તો જેવી પરમેશ્વરની મહેરબાની.' પ્રભુ પર શ્રદ્ધા રાખતાં બાઇએ કહ્યું.

'બહેન ! આ ભાઇનો દેહ શા ખપમાં આવશે ?'

'કેમ ?'

'તમને એકલાં તરવા દઉં એ મારા જીવતાં બને ખરૂં ?'

'તો ભાઇ ! આ ઉંડા પાણીમાં આપણે બન્ને ડૂબીશું.'

'નહિ ડુબીએ બહેન ! શ્રદ્ધા રાખો.' કહી રત્નસિંહે હથીઆર ઝાડીમાં સંતાડયાં. વધારાનાં વસ્ત્રો દૂર કર્યાં. ધોતીઆનો કચ્છ માર્યો અને ધીમે ધીમે પાણીમાં ઉતરવા માંડયું. સાથે પેલી બાઇને લીધી. તરવા માંડતાંજ તેણે બાઇને હાથ આપ્યો અને બીજા હાથના જોરે તે વમળોની આંટીઘૂંટી અને પાણીનું પ્રબળ વહેણ વટાવી સામે કિનારે સહેલાઇથી પહોંચી ગયો, પાણી બહાર નીકળી તેણે પૂછ્યું.

'મૂકી જાઉં છેક સુધી ?'

'ના ભાઇ ! તમારો પાડ શી રીતે વીસરીશ ? પ્રભુ તમને સુખી રાખો.'

'બહેન ! હું તમારો ધર્મનો ભાઇ થઇ ચૂકયો છું. મારે બેન નથી, જીંદગીમાં બહેનના હેતનો લહાવો લેવાનું મન પ્રભુએ સાચવ્યું.

નથી, અને આ પ્રસંગ આવ્યો ત્યારે બહેન! આ ભાઇ તને ખાલી હાથે મળ્યો.' અફસોસ કરતાં રત્નસિંહે કહ્યું.

'આપ્યું મૂક્યું કોનું બેસી રહે છે ભાઇ? તમારા દીલની લાગણી છે તો મને તે સો તોલા સોનું મળ્યા બરાબર છે.'

'ના, બહેન! એમ ન ચાલે.'

'તો?'

'ભાઇનો મંદવાડ જોઇ તે સાજો થાય ત્યારે આવો બધાં આ ભાઇને ત્યાં વાલમમાં.'

'તમે વાલમના છો?'

'હા બહેન! અત્યારે તો વાલમને મેં મારૂં ગણ્યું છે.'

'વાલમમાં ક્યાં રહો છો?' બાઇએ પૂછ્યું.

રસ્તામાં રઝળતાં બાળકોને પૂછજો કે રત્નસિંહ ક્યાં રહે છે. અને એ નાનાં ભૂલકાં તમને મારે ઘરે લાવી ઉભાં કરી દેશે. ભાઇના ઘરનું કપડું લીધા વિના ઘેર પાછાં જશો નહિ અને જાઓ તો તમને......'

'ભાઇ! એક રસ્તે જતી બાઇનો ભાઇ થઇ તે તમે કેટલું હેત દેખાડો છો? હું જરૂર વળતાં વાલમ ઉપર થઇને જઇશ. કદાચ આ વખતે ન આવું તો પણ તમારી પાસેથી કાપડું લેવા તો કોઇ પણ વખતે આવીશ. પછી છે કૈં?' બાઇએ કહ્યું 'બસ ત્યારે બહેન હવે ઝડપ કરો. વરસાદ વધવાના ચિહ્ન નજરે દેખાય છે. માટે જાઓ અને હું પણ, નદીનું પાણી વધીને ફેલાઇ જાય તે પહેલાં ચાલ્યો જાઉં.' કહી રત્નસિંહે બહેનને વિદાય દીધી. અને પોતે નદીમાં ઝંપલાવ્યું. સામે કાંઠે સામંત આવી ઉભો રહ્યો. રત્નસિંહને તેણે તરતો આવતો જોયો, નદીનું પૂર જોયું અને તેને બીક પેઠી.

'રત્નસિંહ લથડશે તો? એકાદ ભમરીમાં સપડાઇ જશે તો?' તેણે બૂમ મારી.

'રત્નસિંહ! સાવધ બનો.'

રત્નસિંહે માથું ઉંચકી ચારે બાજુ જોયું. શું કોઇ પાણીમાં તેની સાથે દંગલ મચાવવા મંડયું હતું કે કોઇ ઝેરી સાપ સામે પૂરે હોડયો આવતો હતો ?

એક વમળ થયું અને રત્નસિંહ તેમાં સપડાયો. તેનાથી ગોળ ગોળ ચક્કર ફરી જવાયું, તેની ઉન્નત ગરદન પર પાણી ફરી વળ્યું. વમળમાં વર્તુળ થયું અને રત્નસિંહ દેખાતો બંધ થયો. કાંઠે ઉભેલાં સામંતના હોંશકોસ ઉડી ગયા. તેનાથી ચીસ પડાઇ ગઇ. રત્નસિંહ નદીના પાણીની સપાટી પરથી એક ક્ષણ પહેલાંજ લુપ્ત થઇ ગયો હતો. વમળમાં સપડાએલો માનવી બચે ખરો ? વમળના વર્તુળથી વામ દોઢ વામ દૂર સામંતે એક હાથ ઝડપથી બહાર આવતો જોયો. તેને કૈંક આશા બંધાઇ. બીજીજ ક્ષણે છંછેડાએલો નાગ જેટલા જોરથી ફણ ઉછાળે તેટલા જોરથી રત્નસિંહનું માથું બહાર ઉછળ્યું. સામંતની ચિંતા ગઇ. રત્નસિંહ જીવતો પાણીની સપાટી પર આવ્યો હતો. સામંતની 'સાવધાન'ની બૂમે તેને અસાવધ બનાવ્યો હતો અને પરિણામે તેને વમળમાં મુંઝાવું પડયું હતું.

પાણી બહાર નીકળી તેણે પોતાનાં ભીનાં વસ્ત્રો ઉતારી બીજાં વસ્ત્રો પહેરી લીધાં. ઝાડીમાં સંતાડેલાં હથિયાર અને ડાંગ સાથે લીધાં.

'સામંત! કેમ આવ્યો મારી પાછળ ?'

'પદ્મનાભે મોકલ્યો છે.'

'કેમ ?'

'તમને સંભાળવા.'

'હું નાસી જવાનો છું ?'

'એમ નહિ, એમને તમારા માટે કોઇ બીજો વહેમ છે.'

'એટલે ?'

'એટલે એમ કે તમે પરગજુ રહ્યા અને કોઇના ભલાને ખાતર તમે તમારો ભોગ આપી દો તો પછી વાલમમાંથી શૌર્ય જાય.'

'મારે લીધે તારા વાલમમાં શૌર્ય ટકી રહ્યું છે !'

'હા, તમારા લીધે, તમે ન હતા એ વખતે અમે સાચું શૌર્ય પારખ્યું નહતું.'

'કેમ વાલમમાંથી રાજપૂતો ખપી ખૂટયા હતા?' ગુસ્સાથી રત્નસિંહે કહ્યું.

'રાજપૂતો હતા પણ શૌર્ય વિનાના, તમે જ આવી શૌર્ય રેડયું.'

'સામંત' વાત બદલવાના હેતુએ રત્નસિંહે કહ્યું. 'આજે મને મારી સાચી બહેન મળી, તેને મેં આપણે ત્યાં મારી પાસેથી કાપડું લેવા આવવાનો આગ્રહ કર્યો છે. વાલમની શેતરંજમાં કદાચ હું ચાલ હારી ગયો હોઉં તો મારી એ બહેનને મારી વતીનું કાપડું લેજે, ગંભીર બની રત્નસિંહ બોલ્યો.

'કોણ હતી એ તમારી બહેન?'

'શું કરવું છે નામ જાણીને?'

'તો પછી ઓળખાશે શી રીતે?'

'બહેનને ઓળખવા ભાઈને તેના નામની જરૂર પડશે? સામંત, મૂર્ખ, એટલું ન સમજાયું કે બહેન ભાઈને મળવા આવે ત્યારે તેની કીકીઓમાં ભાઈ રમતો હોય છે?' રત્નસિંહ ખરી રીતે બહેનનું નામ અને ગામ જાણતો નહતો. તે સામંતને શું કહે?

'લાંબું આયુષ્ય છે રત્નસિંહ તમારૂં.' સામંતે હસતાં કહ્યું.

'શા ઉપરથી કહે છે?' રત્નસિંહે પૂછ્યું.

'રાજબા, પીંપળાને અને તુલસી કયારાને પાણી પાતાં તમારા દીર્ઘાયુ માટે પ્રાર્થના કરે છે.' મજાકમાં સામંતે કહ્યું.

'તે રાજબા ભૂલે છે. તેણે ઠાકરડાઓ અને નાગરોનો કલહ ઝટ પતી જાય એવી માગણી કરવી જોઈએ.'

'હમણાં હમણાંથી એ ત્યાગ તરફ વળી છે. તૃપ્તિ કરતાં એ ત્યાગને મોટો ગણે છે.'

'એટલે?'

'તમારી સાથે લગ્ન કરી લેવાની હવે તેને ઉતાવળ નથી. તમારી આયુ દોરી દીર્ઘ અને તંદુરસ્ત રહે એ તેનું દેવદર્શન પાછળનું ધ્યેય છે.'

'ત્યારે હું નસીબવાન, સામંત! એવાં લગ્નથી હું ભાગું નહિં પણ સામે જાઉં.'

'ના, પણ હવે જોજો સામે જવાનું સાહસ કરતા.' હસતાં સામંતે કહ્યું. 'રાજબા તમને એમ નહિ સ્વીકારે.'

'કેમ?'

'વચનનો કાચો પતિ મારી બેન રાજબાને ન હોય.'

'હું કયાં વચનનો કાચો ઠરૂં છું?'

'નાગરો અને ઠાકરડાઓની સુલેહના બીજા દિવસે રાજબા આપણાં લગ્ન થશે.' એમ કહ્યાને હજુ છ માસ તો નથી વીત્યા ત્યાં ભૂલી ગયા કે?' સામંતે યાદ આપી.'

'સાચેજ સામંત તેં મને ફરજનું ભાન કરાવ્યું છે. તું ખરેજ મારો સાચો મિત્ર છે.'

'ના, હું મારી બેનનો ભાઇ છું.'

'એ શું?'

'તમે ફરજ ચૂકો એના કલંકનો અડધો ભાગ રાજબાને માથે આવે. બહેનને માથે આવતું એ કલંક દૂર કરવાનો ભાઇ તરીકે મારે પ્રયત્ન કરવો જ રહ્યો.' હસતાં સામંતે કહ્યું.

'ત્યારે, સામંત! તું મારો મિત્ર નહિ પણ તારી બેનનો ભાઇ ખરૂં ને?'

'હા, જેમ તમે તમારી બેનના ભાઇ છો તેમ.' સામંતે પૂરૂં કર્યું.

વરસતો વરસાદ શબ્દો પૂરા સાંભળવા દેતો ન હતો. બન્ને જણા ઝડપથી ચાલતાં વાતો કરતા જતા હતા. પવનના સુસવાટા એકધારા આવ્યા કરતા હતા. શીત વ્યાપે તે પહેલાં બન્ને જણા ઘર ભેગા થઇ ગયા. રાજબા રત્નસિંહને ક્ષેમ કુશળ પાછો આવેલો જોઇ આનંદ પામી. એક વેધક નજર રત્નસિંહ તરફ ફેંકી એ સમુદાયમાં ભળી ગઇ. પણ ચકોર દેવુબાએ તેની એ ચોરી પકડી પાડી હતી.

# પ્રકરણ ૨૭ મું

## ખળવાડમાં આગ

(સોરઠો)

**જગતે જીવતદાન દેનારો, જગ ભક્ષતો;**
**વહ્નિ નામ પ્રમાણુ એ જગ કેરો દેવતા.**

શિયાળાની કડકડતી ઠંડીમાં એક રાત્રે બૂમ પડી. 'આગ, આગ.' સૂતેલું વાલમ ઝબકીને જાગ્યું. દરેકના દીલમાં ફડફડાટ જાગ્યો. બૂમ આથમણી બાજુની હતી. જુવાનો ઠંડીની દરકાર કર્યા વિના પહેર્યાં કપડે દોડયા. વૃદ્ધો પછેડીઓ ખોળતા આમતેમ ફૂંફેળતા, આગ દેનારને ગાળો દેતા હતા. બાળકો કુતૂહળથી વાત સાંભળવા આતુર હતા. સ્ત્રીઓ સકંપ બની એ અશુભ અવસર લાવનારને ગાળોથી નવાજતી હતી.

'નાગરોની મોટી ખળવાડમાં લ્હાય લાગી છે.' કોઇએ કહ્યું.

'શાને ?' પ્રશ્ન અનુત્તર જ રહ્યો.

જુવાર, બાજરી અને સર્વ પ્રકારનાં કઠોળથી ભરપૂર ખળવાડ ધાસ સાથે ભડભડ સળગી રહી હતી. ગામના સતત પ્રયત્નો છતાં આગ કાબૂમાં આવી શકી નહિ અને ફરતી આગ મૂકેલી હોવાથી તેમાંથી કંઇ બચાવી શકાયું નહિ. કારણ કોઇથી શોધી શકાયું નહિ ત્યારે ઠાકરડાઓને માથે આવી પડયું. તેમની ચાલાકીને લીધે તેઓ પકડાયા નહિ અને ગામને કારણ જડયું નહિ.

વિશાળ નગરા નાગરોની ઘણી ખરી જમીન પશ્ચિમ બાજુએ હતી. અને એ કારણે અનાજ લેવામાં સર્વને સાથે સુગમ પડે માટે બધા એકજ ખળવાડમાં આવી અનાજ લેતા. ગામમાં મોટામાં મોટી ખળવાડ નાગરોની ગણાતી. ચોમાસુ પાક લઇ લેવાની આળસે ખળવાડમાં પડી રહેલો ખરેખર કોઇએ લીધોજ નહતો. તે સર્વ અગ્નિ દેવનો ભોગ થઇ પડયો. માણસો અને ઢોર ઢાંખર કાળને મોંઢે જઇ ઉભાં. પહોંચી વળવા કોઇ ઉપાય ન હતો. ઠાકરડાઓ સાથે સુલેહ કરવાનો

કોઇ માર્ગ નહતો.* પૂરેપૂરી મુંઝવણ વચ્ચે ઉભેલા કુકા મહેતા અને તેમના નાગર આગેવાનો અવાક હતા. 'આખું વર્ષ પાર શી રીતે ઉતરી શકાશે?' એ તેમની પ્રથમ વિચારણા હતી. ગામે અને નાગરોએ સજળ આંખે સળગી જતી ખળવાડ જોઇ કારમો કંપ અનુભવ્યો. કેટલાકના દીલમાં એમ પણ થઇ આવ્યું કે ઠાકરડાઓના વાસ સળગાવી દેવા; પણ ડાહ્યાઓને તેમાં અસંસ્કારિતા લાગી.

કોઇએ કહ્યું.

'તો પછી અસંસ્કારી દુશ્મનો સાથે રહી સંસ્કારિતા જાળવતાં જાન કેમ નહિ ગુમાવવો પડે?'

'આથી વિશેષ દુઃખ જાન ગુમાવવામાં ન હોય.' એક જુવાને કહ્યું.

'હવે કયા સુખની આશાએ વાલમમાં વસી રહેવું?' એક કંટાળેલા નાગરે કહ્યું.

'સહન કરવામાં માનવતા છે.' કોઇ ડાહ્યાએ કહ્યું.

'તેની પણ હદ હોય ને?' કોઇ બીજાએ કહ્યું.

સળગતી ખળવાડ આગળ આમ ચર્ચા સિવાય બીજું કૈં થઇ શકે તેમ નહતું. ગામ એટલું અસંસ્કારી ન હતું કે વેરનો બદલો વેરથી વાળે. નાગરો એટલા સમૃદ્ધિવાન નહતા કે ખેતીની આવક વિના બે ત્રણ વર્ષ કાઢી શકે. પરિણામે કાળી મજુરી અને અસહ્ય દુઃખ સિવાય બીજું કૈં તેમના નસીબે લખાયું હોય તેમ તેમને ન લાગ્યું. નાગર કુટુંબોમાં સનસનાટી ફેલાઇ ગઇ. ગામનું આશ્વાસન એ વખતે નકામું હતું. હૃદય પરનો કારી ધાવ આશ્વાસનના મલમપટ્ટાથી રૂઝાય તેમ નહતો. ઠાકરડા ફાવટમાં આવતા જતા હતા.

ભાગતી રાતે ન્યાયસભાએ મંદિરમાં બેસી બે ઠરાવ કર્યા.

'આજથી ઠાકરડાઓને કેવળ નાગરોનાજ નહિ પણ આખા ગામના દુશ્મન ગણી તેમની સાથેનો સર્વ સંબંધ છોડી દેવો અને ફક્ત ગામના બચાવ અર્થેજ નહિ પણ સામા પક્ષને રીબાવવા પણ હથીઆર વાપરવાં.'

'ખળવાડ સળગી જતાં નાગરોને થએલું નુકશાન અને તેને લીધે તેમને માટે ઉભી થએલી અનાજની તંગી ગામે વિચાર કરી ઘર દીઠ ઉઘરાણું નાખી અડસટ્ટે થએલું નુકશાન ભરપાઇ કરવું. આ ઠરાવનો અમલ કરતાં ગામને જે ખર્ચ થાય તે ખર્ચ ઠાકરડાઓ પાસેથી ગામે હરકોઇ પ્રકારે વસુલ લેવું.'

ન્યાયસભાના ઠાકરડાઓ માટે આ અંતિમ ભાવ દર્શાવતા ઠરાવો હતા. કુકા મહેતાએ એ બન્ને ઠરાવો સામે પોતાનો વિરોધ જાહેર કર્યો. પ્રથમ ઠરાવ રદ કરવાના કારણમાં તેમણે જણાવ્યું કે 'અમારે કારણે આજ સુધી ગામે બહુ સહન કર્યું છે. ગામના અમારા પર અનેક ઉપકારો ચઢેલા છે. ઠાકરડાઓ સાથે દુશ્મનાવટ બાંધી ગામ એક રીતે અમારા તરફનો સદ્‌ભાવ વ્યકત કરે છે પણ એથી અમારૂં હિત સચવાયા કરતાં વધારે બગડશે એવો મને ભય રહે છે. કૃત નિશ્ચય ઠાકરડાઓ ગામના ભયને અવગણશે. સંરક્ષણ અને સંગ્રામ એ બન્ને કામો ગામને મુસીબતમાં મૂકશે, અને ઠાકરડાઓ ગામને માથે ચઢી વાગશે. તે વખતે નાગરોનું નામ ગવાશે કે તેમને કારણે ગામની આ દશા થઇ. અમારી આફતો સામે અમને જાતે ટકવા દો, અને ગામનો સાથ આજ સુધી રહ્યો છે તેવો ચાલુ રહેવા દો. બીજા ઠરાવ વિશે બોલતાં તેમણે જણાવ્યું કે 'હું કબૂલ કરૂં છું કે નાગરો ધનવાન નથી. બાર માસની ઉપજ પર અગ્નિ ફરી વળતાં અમારા-માંના ઘણાખરાને જીવવાનાં ફાંફાં પડશે. તે છતાં બીજા ઠરાવ મુજબ ગામ પાસેથી મદદ મેળવતાં અમારી ગૃહસ્થાઇ લાજશે, અમે નાગરો કોઇની સામે હાથ ઓઢતાં શીખ્યા નથી. અમને એમાં સંકોચ થાય છે. ગામે એ ઠરાવ કરી અમારા તરફની હમદર્દી બતાવી છે, અને તે બદલ મારે આ ન્યાયસભાનો આભાર માનવાનો રહે છે.'

કુકા મહેતાના એ શબ્દો કેટલાકને વાસ્તવિક લાગ્યા, કેટલાકને વધુ પડતા લાગ્યા, કેટલાકને ઘમંડી લાગ્યા અને કેટલાકને ઔપચા-રિક લાગ્યા. તેમના નિકટના પરિચયમાં આવેલા ગાંગજીભાઇ, પદ્મનાભ

અને મોંઘજીભાઇએ તો માની લીધું કે મહેતો હવે પ્રાણાન્તે પણ ન્યાય-સભાના આ ઠરાવો માન્ય કરશે નહિ.

ઘેલાશાએ સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ ગયો. કુકા મહેતા તેમના નિર્ણયમાં મક્કમ હતા.

'તો પછી શું કરશો કુકા મહેતા? વર્ષ શી રીતે પસાર કરશો?' ઘેલાશાએ પૂછ્યું.

'પ્રભુ સરખો દાતા છે. શેઠજી! અમે નાગરો ભીખ નહિ માગીએ.' ઘેલાશાના શબ્દોમાં વ્યંગ્ય પરખાતાં કુકા મહેતાએ કહ્યું. આફતમાં પણ તેમનું આત્મગૌરવ અખંડ હતું. ઘેલાશાના મોં પર કડવાશ આવી અને ચાલી ગઇ.

'હા, એ તો છેજ ને? પ્રભુ કયાં કોઇને ભૂખ્યા સૂવાડે છે?' તેમણે કહ્યું.

'મહેતાજી! એક ઉપાય છે, આ સાલ તમારા પોષણ માટેનું અનાજ ગામ તમને ઉછીનું આપે, આવતી સાલ તમે તે ભરપાઇ કરી દેજો.' ગાંગજીભાઇએ કહ્યું, કુકા મહેતા વિચારમાં પડયા. ગાંગજીભાઇની દરખાસ્ત કાઢી નાખવા જેવી ન હતી. એમાં નાગરી ન્યાતનું બાર માસનું જતન હતું, ગર્વની અભંગતા હતી, અને પ્રામાણિકતાની છાપ હતી.

ગાંગજીભાઇની દરખાસ્ત સ્વીકારવામાં તેમણે સંમતિ આપી અને ન્યાયસભાએ નાગરોનું પ્રામાણિક ગૌરવ જાળવવા પહેલા બે ઠરાવો રદ કરી નવેસર એકજ ઠરાવ કર્યો કે 'બળી ગએલી ખળવાડમાં જેટલું અનાજ અને જેટલું ઘાસ અગ્નિ ભરખી ગયો હતો તેટલું અનાજ અને તેટલું ઘાસ જે તે નાગર કુટુંબને ગામે ઉછીના દાખલ આપવું અને આવતી સાલની મોસમમાં નાગરોએ તે પાછું ભરપાઇ કરવું.' કુકા મહેતાએ તેનો સ્વીકાર કર્યો, અને તેની જાણ ન્યાત પટેલોને કરવાની પોતાની ઇચ્છા દર્શાવી ત્યાંથી તે ઉઠયા.

ન્યાતના પટેલો સમક્ષ બીજા દિવસે કુકા મહેતાએ ન્યાયસભાના ત્રણે ઠરાવો મૂકયા. કેટલાક પટેલોએ અને કુકા મહેતાએ પ્રથમના બે ઠરાવોને સંમતિ ન આપી એ ભૂલ ગણાઇ. કેટલાકોને મતે મૂર્ખાઇ ગણાઇ. કુકા મહેતાના મતને મળતા જુજ પટેલો હતા. ત્યારે કુકા મહેતાએ જ્ઞાતિ એ તો ઘરનો ખૂણો છે, એમાં કોઇ પણ વાત ઉઘાડી રીતે કરવામાં વાંધો નહિ એમ માનીને સ્પષ્ટ કહી દીધું. 'મારા કામમાં મૂર્ખાઇ જોનારાઓને મારે કહી દેવું જોઇએ કે તેમની આંખોમાં સ્વાર્થ રમે છે. બીજાની ઉદારતા પર સતત જીવનારમાં આખરે માંગવાપણું આવે છે. એ સત્ય, મારામાં ભૂલ જોનારાઓ ભૂલી જાય છે. એક વર્ષનું અનાજ પુરી ગામ તમને ન્યાલ નથી કરી દેતું એમ તમે કહો છો તો મારે તમને કહેવું જોઇએ કે ગામની ભીડ વખતે તમે એવી ઉદારતા બતાવી શકો ખરા? ઉપકાર કરવો અને ઉપકાર લેવો એ તો ઉછીની વસ્તુઓ છે. ચઢેલો ઉપકાર કયારે પાછો વાળી શકાય એ ઝંખના જ્યાં સુધી જીવનમાં નથી ઉતારી ત્યાં સુધી આપણે નાગરો છીએ પણ કાચા છીએ. થોડા દિવસો પરની વાત છે. અંબાસલાનાં રાજમાતા લક્ષ્મીનારાયણમાં ઉતર્યાં હતાં. આપણે બધા જાણીએ છીએ કે તેના પર ચઢેલો એક પણ ઉપકાર તેણે પોતાપર રહેવા દીધો ન હતો. એ તો રાજપૂત અને સ્ત્રી જાત હતી ત્યારે આપણે પુરુષો અને શુદ્ધ નાગરો છીએ. આપણામાં પારકાએ કરેલો ઉપકાર પચાવવાની ઇચ્છા પણ કેમ જાગવી જોઇએ? અને આપણી આફત આપણા સુખને ખાતર ગામ વહોરી લે એ તમને રૂચે છે? એ કરતાં ગુલામી સારી કે મહેનતના બદલામાં રોટલો મળે, જેથી જીવનની પ્રામાણિકતા સચવાય,' કુકા મહેતા એટલું બોલતાં થાકી ગયા. મહા પ્રયાસે નીકળતા શબ્દો આજે એકધારા નીકળ્યા હતા.

તેમનું વકતવ્ય પુરૂં થતાં કેટલાક શરમાયા, કેટલાક નફ્ફટ હાસ્ય હસ્યા અને કેટલાક ગંભીર બની બેસી રહ્યા. ન્યાતને માથે બળ જબરીથી ન્યાય પંચે કરેલો ઠરાવ કુકા મહેતાએ ઠોકી બેસાડયો. અને

ન્યાતને ભગ્નગૌરવ, કૃતઘ્ની અને સ્વાર્થી થતાં અટકાવી એ દિવસે કુકા મહેતાના નેતૃત્વમાં ન માનનારો એક પક્ષ ઉભો થયો તે એમ માનતો હતો કે મહેતાએ ન્યાય સભા પાસે એ ઠરાવ કરાવી નાગરી ન્યાતને મોટું આર્થિક નુકસાન પહોંચાડ્યું હતું. પોતે ધનવાન હતા એટલે બીજી સાલ સર્વ ભરપાઇ કરી શકે તેમ હતા. બીજા ગરીબોનો અને સાધારણ નાગરોનો વિચાર તેમણે કર્યો નહતો. નવીન પક્ષે પોતાનો આ પ્રચાર સારી રીતે ફેલાવી સામાન્ય રીતે સ્વતંત્ર ગણાય એવો મજબુત વિરોધ ઉભો કર્યો. કુકા મહેતા ગૌરવ ઘેલા હતા. નવા ઉપસ્થિત થએલા પક્ષની તેમને દરકાર ન હતી.

---

# પ્રકરણ ૨૮ મું

## મૃત્યુ

(સોરઠો)

**મોંઘાં મૃત્યુ હોય, સોંઘાં વીર કરી મૂકે;**
**ભલે સ્વજન સહુ રોય, વીર મૃત્યુ ઉજ્જવળ જગે.**

બીજી સાલ ફરીથી એજ મોસમ આવી ઉભી હતી. નવા વાંટાની જમીને અનાજનો જથ્થો પકવવામાં હદ કરી નાખી હતી. ગાંગજીભાઈની ખડતલ ચોકી અને રત્નસિંહની શૌર્ય-કથાએ ઠાકરડાઓમાં બીક ઘુસાડી દીધી હોય એમ લાગતું હતું. પદ્મનાભ ગામની સ્થિતિ જાળવવામાં સંપૂર્ણ સફળ નીવડયો હતો. કુકા મહેતા, ગાંગજી, ઘેલાશા અને મોંઘજીભાઈ હરખાતા હતા. નાગર ગૃહસ્થ કુકા મહેતાના પગ જોરમાં હતા. ગઈ સાલે ઉભું કરેલું ગામનું દેવું નાગરો આ સાલ ભરપાઈ કરવાને સમર્થ થાય તેવો ખેતીનો પાક હતો. તેમનો સકારણ ગર્વ પોષાતો હતો. ગામને મન શાન્તિ હતી એટલે સર્વસ્વ હતું. જાણે ઠાકરડાઓ ઠાકરડાઓ મટી શાહુકાર બની ગયા હોય એમ સર્જાતું વાતાવરણ કહી રહ્યું હતું. એક સાંજે ગામના પાદરના વડ નીચે ઉભેલા એક પુરૂષે ઘોડેસવાર થઈ સીમમાં જતા રત્નસિંહને બોલાવ્યો.

'આવો, આવો રત્નભાઈ!' રત્નસિંહે તેની સામે જોયું. માણસ અપરિચિત લાગ્યો છતાં તે તેની પાસે આવ્યો.

'કેમ, શું છે?'

'કયાં ચાલ્યા આમ કવેળાના?'

'સીમમાં.'

'હવે સીમમાં શાને જવું પડે છે? અમે ઠરાવ કરી દીધો છે કે ગઈ સાલ સુધીનાં કરેલાં પાપ ધોવા હવેથી શાહુકાર બની રહેવું.' રત્નસિંહ વિચારમાં પડયો. 'શું તે સાચું કહેતો હતો?'

તેણે પ્રગટ કર્યું.

'તેમાં મારે શું? મારી ફરજ મારે બજાવવી રહી.'

'હવે નકામા ચોકી પાછળ વખત બગાડો છો.' પેલાએ કહ્યું.

રત્નસિંહ બોલ્યા વિના ઘોડીને ફેરવી દોડાવી ગયો.

સીમમાં તેણે આ વાત ગાંગજીભાઇને કરી. ગાંગજીભાઇને તેમાં વિશ્વાસ ન બેઠો. તેમને તે ઠાકરડાઓની ચાલબાજી લાગી. લાગ શોધી રહેલા ઠાકરડાઓ સંરક્ષણ માટે ચોકી કરનારાઓને ગાફ્લ બનાવવાનો પ્રચાર કરતા હતા.

'તમને આમાં શું લાગે છે?'

'મને ? કપટ સિવાય બીજું કંઇ નહિ.' રત્નસિંહે કહ્યું.

'માંરૂં પણ એજ માનવું છે.' ગાંગજીએ કહ્યું.

'તેમનો આ પ્રચાર આપણામાંના બીજા કોઇને ભોળવે નહિ તેથી આપણે સાવચેત રહેવું જોઇએ.

'ભલે.' કહી ગાંગજીભાઇ ઘર તરફ વળ્યા.

'રત્નસિંહ! આથમણા વાંટામાં ફરી આવી સીધા મોટી ખળવાડ ઉપર જજો. હું મેરામણને રણમલ સાથે ત્રિભગવાળા વાંટામાં મોકલીશ.

'ભલે.' કહી રત્નસિંહે ઘોડીનું મુખ પશ્ચિમ તરફ ફેરવ્યું. આખો વાંટો શાન્ત હતો. વાઢ કપાઇ ગયો હતો. ખેતરો પોતાના કામથી પરવારી નિરાંતનો શ્વાસ લેતાં ઉંઘતાં હોય એમ લાગતું હતું. કોઇ કોઇ ખેતરોમાં ઘઉંનો પાક નજરે પડતો હતો. પણ તે તો બહુજ ઓછા પ્રમાણમાં. રત્નસિંહ ખેતરો જોતો જોતો આગળ વધતો હતો. તેણે વાડ કરેલાં ટૂંકાં ખેતરો જોયાં, વાડ વિનાનાં વિશાળ પટ પાથરી સૂતેલાં ખેતરો જોયાં. કુવા પરનાં કોશ, આરી અને વરતની સલામતી જોઇ. મંદ મંદ પવનથી લહેરાતા ઘઉંના લીલાછમ પાકથી ભરપૂર કોઇ કોઇ ખેતરો જોયાં, કોઇ કોઇ જગાએ દોડી જતાં શિયાળ જોયાં. એકાદ વાડમાંથી તેણે એક ભૂંડ નીકળતું જોયું અને તે તેની પાછળ પડયો. થોડેક ગયો ત્યાં તો ઘોડી એકાએક અટકી ગઇ. રત્નસિંહે ચોગમ ઝીણી નજરથી જોયું અને ઘોડીને અટકવાનું કારણ સમજવા પ્રયત્ન કર્યો. સ્થિર ઉભેલી ઘોડી હણહણાટ કરી રહી હતી.

રત્નસિંહ કારણ સમજી ન શકયો. થોડીક ક્ષણ ગઇ અને ઘોડીએ એકદમ પીઠ ફેરવી કૂદકો મારી પૂર્વ તરફ દોડવા માંડયું. રત્નસિંહે નાસતી ઘોડીને થંભાવવાનો પ્રયત્ન કરતાં પાછળ જોયું તો દૂરથી ફૂંફાડા કરતો એક કાળો નાગ ખેડાઇ ને ચોખ્ખા થઇ પડેલા ખેતર વચ્ચે થઇને દોડતો આવતો હતો. રત્નસિંહે ઘોડીને બાજુ પર લીધી. સાપ ત્યાં સ્થિર થઇ ગયો. તેણે એકાએક ફણ ચઢાવ્યું. વગડામાં ઝેરી જાનવરોનો વાસ હોયજ ત્યાં તેને મારવું નકામું છે, માનીને રત્નસિંહે ઘોડાનું મુખ ફેરવી પોતાની નક્કી કરેલી દિશાએ પ્રયાણ આદર્યું. ઘોડી શ્વાસભેર આગળ દોડી ગઇ.

સુવરનો પત્તો નહતો. રત્નસિંહ ધીમે ધીમે આગળ વધ્યો. રાત્રિનો બીજો પ્રહર શરૂ થઇ ગયો હતો. શિયાળવાં રડવાનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. એ સિવાય રાત્રિ શાન્ત અને સુંદર હતી. રત્નસિંહને એ રમણીય રાત્રિમાં દૂર દૂર દોડી જવાનું મન થયું. હૃદય ઉપર હર્ષની છાયા ઉપસી આવી હતી. પરાક્રમ કરવાની મહેચ્છા તેના દીલમાં જાગતી હતી, યૌવન તેને પોષણ આપતું હતું અને રાત્રિ તે ઇચ્છાને બહલાવતી હતી. તેણે ઘોડીને એડી મારી. ઘોડી પંખિણી બની જાણે હવામાં ઉડવા લાગી. ખડખડાટ હસતો રત્નસિંહ બેફામ બની પ્રકૃતિની વિશાળ કાયાને મોહથી નીરખી રહ્યો હતો. "આવી રાતે કોઇ સાથી હોય તો?' તેના મનમાં એક ઇચ્છા જાગી. 'કોણ સાથી હોઇ શકે સામંત?' 'છટ' તેના મને જવાબ આપ્યો 'પુરુષનો સાથ આવી રાત્રિમાં મળી આનંદ આપે ખરો કે?'

'ત્યારે રાજબા? હા, તે સાથે હોય તો જંગલનાં જંગલ અને વનનાં વન ઘૂમતાં શરીર થાકે નહિ, મન મુંઝાય નહિ, અને...અને... રત્નસિંહ રંગે ચઢયો. કદિ ન ઉઘડવા પામેલી ભૂખ આજે કેમ એકાએક જાગી ઉઠી? "રાજબા, હા, તેના વિના જીવન અકારૂં લાગશે. ઠાકરડાઓનું તો હવે બેસી ગયું લાગે છે. એકાદ માસમાં સુલેહ થઇ પણ જશે પછી રાજબા સાથે જીવન જોડાશે. તે દિવસો કેવા હશે?

જાણે સાચું સ્વર્ગ !' ઘોડી પૂર વેગે જતી હતી. રત્નસિંહની કલ્પના પાંખ વિના ઉડતી હતી. પ્રણય સ્વપ્નને વળી પાંખ હોય ખરી કે ?

'કોણ એ ?' ની તેણે બૂમ સાંભળી અને રાજબા સાથેની સ્વપ્ન-સૃષ્ટિમાંથી તે પાછો આવ્યો.

'કેમ ? એ તો હું રત્નસિંહ શું કરો છો કાકા ?' રત્નસિંહે પૂછ્યું.

'આવો ભાઇ ! તાપણી કરવાનો વિચાર થાય છે. થોડુંક તાપીને જાઓ.' રત્નસિંહને ભાન થયું કે સમય બહુ વ્યતીત થયો હતો, અને તે બહુજ દૂર નીકળી ગયો હતો. તે સીમ વાલમની ન હતી. તેણે પેલા વૃદ્ધને ના પાડી ઘોડીને પાછી ફેરવી ગામના રસ્તે લીધી.

'ધબડાક ધબડાક'ના અવાજ સાથે રત્નસિંહનું દીલ રાજબાના હ્રદયના કાલ્પનિક પડઘા ઝીલતું હતું. એક વાડ આવી અને ઘોડી ઉભી રહી. રત્નસિંહનું મન ફરીથી સ્થિર થયું. તે શરમાયો. કદિ નહિ અને આજે તેનું મન રાજબાને કેમ ઝંખી રહ્યું હતું ? બાજુમાં વાડ નાની હતી. ઘોડીને ત્યાં લઇ જઇ તે વાડ કૂદાવી ગયો. હવે તે ગામની નજીક આવી પહોંચ્યો હતો. કૂતરાંના ભસવાનો અવાજ ઉંઘતા ગામ પરથી ચળાઇને ઉડી આવતો હતો. ખેતરોના નાના અને સાંકડા રસ્તાઓને બદલે હવે તેનો માર્ગ ધોરી બન્યો. સામે મોટી ખળવાડ નજરે પડતી હતી, જાણે શાન્ત સાગર પર તરતો ટાપુ. રત્નસિંહને આજે પોતાની ચોકીનું ગુમાન આવ્યું. વાલમને પોતાની જરૂરીઆતનો તેને ગર્વભર્યો ખ્યાલ આવ્યો, અને તેનું મોઢું મલકાઇ ઉઠ્યું. તે ખળવાડ આગળ આવી પહોંચ્યો. સઘળે શાન્તિ હતી, જમણી બાજુએ સંતાઇ ચારેક માણસો કંઇક ધુસપુસ વાત કરતા હોય તેમ તેને લાગ્યું. તેણે તે તરફ ઘોડી લીધી. તલવાર પર હાથ મૂકયો, બેઠેલા ચારે માણસો સીધા ધોરી રસ્તે દોડી ગયા. રત્નસિંહને વહેમ આવ્યો, તેણે નાસનારાઓની પૂંઠ પકડી. બે જણને તેણે પોતાની આગળ દોડી જતા જોયા. 'પણ બાકીના બે કયાં ?' તેણે મન સાથે પ્રશ્ન કર્યો. આસપાસ જોયું છતાં કૈં દેખાયું નહિ. કદાચ આગળ હશે માની તેણે

ઘોડી દોડાવી, થોડે દૂર ગયો ત્યાં પેલા બે દેખાતા બંધ થયા. તેણે ઘોડીને ફરી એક વખત થંભાવી. સામેથી પેલો વિશાળ વડ દેખાતો હતો. વડ નીચે કેટલાક માણસો બેઠેલા હોય એમ તેને લાગ્યું. તેણે ઘોડીને તે તરફ લીધી અને છેટેથી પડકાર કર્યો.

'કોણ છે?'

'અમે, આવો રત્નસિંહજી! આપ ક્યાંથી આવ્યા?' એક કૃત્રિમ અવાજે તેને બોલાવ્યો.'

'કોણ છો તમે?' રત્નસિંહ વહેમાયો.'

'અમે? અમે તમારા મિત્રો.'

'એટલે?'

'જુઓ તો ખરા અમે કોણ છીએ?' કહી આઠેક માણસો આગળ આવ્યા. બાકીના વીસેક બેસી રહ્યા.

રત્નસિંહ નજીક જઇ તેમણે બુકાનીઓ છોડી દીધી.

'અમને ન ઓળખ્યા?' પેલાઓમાંના એકે કહ્યું.

'ના, તમે પરગામી લાગો છો. હું તમને નથી ઓળખતો.' રત્નસિંહે સ્પષ્ટ કહ્યું.

'અલ્યા હરભમ! આને આપણું ઓળખાણ આપને!' પેલાઓ પૈકી એક જણ ખોખરા અવાજે બોલ્યો. રત્નસિંહ પૂરેપૂરો વહેમાયો. દગો છે એમ સમજ્યો અને ઘોડીને એકદમ પાછી ખેંચી પૂંઠ ફેરવી. પણ તે એમ કરી નાસવામાં સફળ થાય તે પહેલાં પેલાઓમાંના એક જણની તલવારના પીઠપરના સખ્ત પ્રહારે ઘોડી આગળથી ઉછળી રત્નસિંહ ચોંટી ગયો. પાછળથી પીઠપર ઘા પડવાથી ઝાડ થએલી ઘોડી એકાએક પડી ગઇ. અને રત્નસિંહ બાજુપર ઢળી પડયો. પડતાંજ તેનાથી ઉભા થઇ જવાયું. એક સામટી આઠ તલવારો તેના ફરતાં સાપની જીભ જેમ લબકારા લઇ રહી હતી. મોત તેને ખોળતું આવ્યું હતું કે શું?

તલવારોની તાળી પોતાપર પડે તે પહેલાં તો તલવાર લઇ રત્નસિંહ કૂદ્યો. મસ્તક ઉપર આવતો એક ઘા રોકવા તેણે તલવાર

આડી ધરી. ઘા કરનારની તલવારના ભાંગીને બે કકડા થઇ ગયા. અને એકજ પળ પછી ઘા કરનારનો હાથ કપાઇને હવામાં ઉછળી દૂર જઇ પડયો. સાત જણની સાથે એકલા હાથે ઝઝુમતાં રત્નસિંહે બૂમ સાંભળી 'દોડો દોડો.' બૂમ આઘેથી આવતી હતી. પેલા વડ નીચે બેઠેલાઓ ઉભા થયા. તેમણે રત્નસિંહ ફરતું મોટું વર્તુળ લીધું. અને એક જણ બોલ્યો.

'રત્નસિંહે સાંભળ્યું?'

'શું?'

'ખળવાડ સળગી' બીજો બોલ્યો.

'તમારે પાપે.' કહી રત્નસિંહ બમણા વેગથી ધૂમ્યો.

'મદદની આશા હવે ન રાખો રત્નસિંહજી.'

'ભલે.' બોલનારને ઝટકાવતાં રત્નસિંહે જવાબ આપ્યો.

'એકલે હાથે થાકી જઇશ' થોડીવારે બીજો એક અવાજ આવ્યો.

રત્નસિંહે જવાબ ન આપ્યો.

'રાજબાને બોલાવું?' કોઇએ અટ્ટહાસ્ય કરતાં કહ્યું.

રત્નસિંહના ક્રોધનો પાર ન રહ્યો. તેણે જોઇ લીધું કે ખળવાડ સળગાવવામાં આ લોકો ફાવ્યા હતા. આથમણા પાદરે સળગતી ખળવાડ મૂકી દક્ષિણ તરફના રાત્રે સદાય નિર્જન રહેતા વડ નીચે એને સહાય કરનાર અત્યારે કોણ હોય?' તેની શોધ કરવાનું એ અગ્નિ આગળ કોને સૂઝે?

મશ્કરી ઉડાવનારને તેણે તલવારથી જવાબ આપ્યો. બે વર્તુળ એક બની રત્નસિંહને સંકાડાઇને ઘેરી લીધો. તલવારીઓ રત્નસિંહ એમ કોઇથી ગાંજ્યો જાય તેમ નહતો. તલવારોની તાળી પડી અને શૂરવીર રત્નસિંહે એક પછી એક ભોગ લેવા માંડયા. પડતા ઘાવ ચૂકવી ઘાવ દેવાની તેની કળા અજબ હતી. જીવલેણ ઘાવને રોકવાની તેની તાકાત ભારી હતી. તેના યૌવનથી દીપતું તેનું શૌર્ય પચ્ચીસ માણસોના મોમાં આંગળી નંખાવી રહ્યું હતું. તેમનાથી ન તો રત્નસિંહને ઘાવ કરી શકાતો કે ન તો રત્નસિંહનો ઘાવ ઝીલી શકાતો. કુશળ યોધ્ધો ખાંડાને ખરી રીતે ખેલી રહ્યો હતો. પેલી બાજુ બૂમ

વધી રહી હતી. આકાશમાં ગુલાબી ગોટા ઉછળી રહ્યા હતા. રત્નસિંહથી લડતાં લડતાં હામ નંખાઇ ગઇ. ઠાકરડાઓ તેને ભુલાવી ગયા હતા; પણ હવે છૂટકો નહતો. મારવું કે મરવું. વધુ ઝડપથી તેણે તલવાર ફેરવવા માંડી. સાંકડું વર્તુળ રત્નસિંહની તલવારનો માર સહન ન થઇ શકવાથી પહોળું બન્યું. કેટલાક ઘાયલ થયા. કેટલાક તલવારનો સ્વાદ ચાખતાં રામશરણ થયા અને લડનારામાંનાં કેટલાક રત્નસિંહની યુદ્ધનિપુણતા જોઇ આશ્ચર્યમાં તલવાર હાથમાં રાખી ઉભા રહ્યા. પણ સમયે કામ કર્યું. સતત તલવાર ફેરવતાં રત્નસિંહનાં બાવડાં દુઃખવા માંડયાં. કાંડામાં કળતર થવા માંડી. માથે ચક્કર આવવા માંડયાં. એ અસ્વસ્થતામાં એને કેટલાક ઘાવ વાગ્યા. અને એનાથી મોટેથી બોલી જવાયું 'હીચકારા !'

એ શબ્દે રહ્યા સહ્યા ઠાકરડાઓમાં શૂરાતન રેડયું. તેમણે જોરશોરથી બૂમરાણ કરી તલવારો વીંઝવા માંડી. રત્નસિંહ તો વધુ થાકતો હતો. તેનો શ્વાસ ઘેરાતો હતો. માથું ચક્કર ચક્કર ફરતું હતું. તેની આંખે અંધારાં આવતાં હતાં. પડેલા ઘાવોમાં કાળી બળતરા ઉઠતી હતી.

એક તલવાર ઉછળી બરાબર રત્નસિંહના માથા પર તોળાઇ. ઘાવ થાય તે પહેલાં પાછળથી એક જબ્બર ધાહ્ આવ્યો અને તલવાર સાથે ઉગામનારનો હાથ હવામાં ઉડી ગયો. પણ એટલાથી કૈં ન પત્યું. એજ રીતે એક બીજો ઘાવ ઉંચકાયો. અને દેવાયો. રત્નસિંહનું મસ્તક ધડથી જુદું થઇ પડયું. આવનાર સામંતનો બચાવ નિરર્થક થઇ પડયો. રત્નસિંહને મારી ઘાયલ માણસો તથા મરનાર સાથીઓનાં માથાંને ઉઠાવી ઠાકરડાઓ નાસી ગયા. સામંતથી રત્નસિંહના નામની પોક મૂકાઇ ગઇ.

વડ નીચે આમ 'રત્ન' રોળાયું ત્યારે ખળવાડમાં અગ્નિદેવ તાંડવ નૃત્ય આદરી રહ્યા હતા. સામંત મૃત સાથીનું ધડ અને માથું સાચવતો રડી રહ્યો હતો. તેનું કઠણ હૃદય આજે પીગળીને વહી રહ્યું હતું.

## પ્રકરણ ૨૯ મું

## આખરી નિર્ણય

( સોરઠો )

**જન મનની મહેલાત, ઘડીએકમાં ભાંગતી;**
**કુદરતથી કર વાત, એનું ધાર્યું થાય ત્યાં.**

કર્યું કારવ્યું આખરે ધૂળ મળ્યું. કુકા મહેતા હામ હારી ગયા, ગાંગજીભાઇ ભૂલ્યા અને પદ્મનાભના હાથ હેઠા પડયા. ઠાકરડાઓ અજબ થાપ આપી ભરપૂર ખળવાડને ફરીથી એક વખત સળગાવવામાં સફળ થયા હતા. ચોકીદાર સામંતને તેમણે પળ પારખીને છેતર્યો હતો. સામંત ચોકીદાર હતો ત્યારે બધું સુમસામ હતું. દૂરથી રત્નસિંહ સવાર બની આવ્યો ત્યારે બાજુમાં સંતાઇ બેઠેલા માણસોએ તેને ભોળવ્યો. તેમને નાસતા જોઇ રત્નસિંહ તેમની પાછળ પડયો. વાર થઇ છતાં રત્નસિંહ પાછો ન આવ્યો અને આગળ માણસો નાઠા હતા તે સામંતે જોએલું એટલે તેની ધીરજ ન રહી. તેણે રત્નસિંહ ગએલો એ માર્ગ લીધો. ખળવાડમાં એ વખતે કંઇ થાય એવો સંભવ ન હતો. હમણાં આવું છું માનીને ગએલા સામંતને રસ્તામાં બે સશક્ત માણસોએ રોકયો. એટલામાં તેણે શિયાળના બનાવટી સ્વર જેવું સાંભળ્યું. તેને શક પેઠો. રત્નસિંહ પાછળ જવાનું છોડી તે ખળવાડ તરફ દોડયો. તો એ બાજુથી પણ તેને બીજા બે સશક્ત માણસોએ રોકયો. પેલા બે માણસો પણ ત્યાં આવી પહોંચ્યા. સામંતને બે બાજુની ફીકર પેઠી. ખળવાડની અને રત્નસિંહની. એવામાં તેણે ખળાવાડ તરફ બૂમ થતી સાંભળી અને તે મરણીઓ થઇ ચારે જણાની તલવારો વચ્ચે થઇ નાઠો. ખળવાડ ચારે બાજુ માણસોથી ઘેરાઇ ગઇ હતી. તેને હોલાવવાના પ્રયત્નો નકામા થઇ પડે તેમ હતું. આગ ચારે બાજુથી ફેલાઇ ચૂકી હતી અને વચ્ચે જઇ શકાય તેવું રહ્યું ન હતું. તેને રત્નસિંહની ચિંતા પેઠી. એ એકલાનું શું થયું હશે? ઠાકરડાઓની જાળમાં તે ફસાઇ જાય

તો ! કોઇને વાત કર્યા વિના તે સીધો પેલા રસ્તે ઉપડયો. તેનો પંથ રોકનાર તે વખતે કોઇ ન હતું. આમ આખરે તે એકલો મરતા રત્નસિંહના વીર મૃત્યુનો સાક્ષી બન્યો.

રત્નસિંહના મૃત્યુની જાણ તો કરવી જ જોઇએ. એમ ધારી તે પાછો ખળવાડમાં આવ્યો. કુકા મહેતા, ગાંગજીભાઇ, ઘેલાશા, મોંઘજીભાઇ અને પદ્મનાભ નિસ્તેજ મોંએ ઉભા હતા. સામંતે ત્યાં જઇ રત્નસિંહના મૃત્યુના સમાચાર આપ્યા. એક ઘાવ ઉપર બીજો વજ્ર ઘાવ સહન કરવાની શક્તિ ન હોવાથી કુકા મહેતા રડી ઉઠયા. ગાંગજીભાઇ દુઃખથી મોં ફેરવી ગયા, પદ્મનાભ નીચું જોઇ ગયા, મોંઘજીભાઇ અને ઘેલાશાના મુખમાંથી અરેરાટી નીકળી ગઇ, સળગતી ખળવાડમાંથી કાંઇ બચે એમ ન હતું. નિરર્થક અગ્નિદર્શન કરી જીવ બાળવાનું છોડી દઇ તે પાંચે જણા સામંતની સાથે વડ નીચે આવ્યા. ધીમે ધીમે માણસોમાં વાત ફેલાઇ અને દરેક જણ જાણે આફતથી ઘેરાયું હોય તેમ ગભરાઇ ગયું. ખળવાડ છોડી વડ નીચે માણસોનો બહોળો જમાવ થયો.

શોણિતભીની એજ ભૂમિ પર રત્નસિંહને કુકા મહેતાએ અગ્નિદાહ દીધો અને ટોળું વિખરાયું, રાજબાનું હૃદય ટુકડા થઇને ભાંગી જતું હતું.

બપોરે કુકા મહેતાએ અગ્રણી નાગરોને પોતાને ત્યાં બોલાવ્યા, અને થએલા સર્વનાશ પછી હવે શું કરવું તે માટે દરેકનો મત પૂછયો.

'હવે તો એકજ ઉપાય છે મહેતાજી ! ગામને છેલ્લા નમસ્કાર કરવાનો.'

'મને પણ એમજ લાગે છે.' બીજો એક આગેવાન બોલી ઉઠયો.

'વધુ રહેવામાં વધુ કલંકોનો બોજો શિર પર આવશે.' વિશ્વનાથ બોલ્યો.

કુકા મહેતા વિચારતા હતા 'ગઇ સાલનું ગામનું ઋણ અદા થઇ શકયું નથી અને આ બધા ગામ છોડવાની વાતો કરે છે તેનું શું ?' તેમણે પ્રસ્તાવ રજુ કર્યો.

'જુઓ ભાઇઓ ! એટલું તો ચોખ્ખું જણાય છે કે હવે આપણાથી આ ગામમાં રહી શકાશે નહિ. કદાચ રહીશું તો માનભેર જીવી શકાશે નહિ. કારણ કે અનાજનો એક પણ કણ આપણે માટે બચ્યો નથી. ગઇ સાલનું અનાજ દેવાનું બાકી છે, એ સ્થિતિમાં કોઇ ઉપાય શોધતાં પણ શરમ લાગે છે. ગામ હજુ પણ આપણને કદાચ એક વર્ષ વધુ નિભાવવાને તૈયાર હોય પણ તેમાં કંઇ અર્થ મને દેખાતો નથી. આપણે ગામ છોડવું પડશે એ તો સ્પષ્ટ છે પછી તે આજે છોડો કે બે માસ પછી છોડો. માનભરી સુલેહના સર્વ પ્રયત્નો પર પાણી ફરી વળ્યાં છે, અને દુશ્મનાવટે ઉગ્ર સ્વરૂપ લીધું છે. પૂરતો બંદોબસ્ત છતાં એ લોકો ગામડાં પાડવા સમર્થ બન્યા છે.'

'તો પછી જવુંજ છે તો વાર શાને કરવી ?' વિશ્વનાથ બોલ્યા.

'કેમ નહિ ? ગામનું ઋણ ચૂકવ્યા સિવાય આપણાથી ન જઇ શકાય.' કુકા મહેતાએ ચોખવટ કરી.

'ઋણ શી રીતે ચૂકવાશે ? કઇ પેદાશ પર ?'

'પેદાશ રહી હોત તો આપણે ગામ છોડવાનો વિચારજ શાને કરત ?'

'તો પછી ઋણ શી રીતે અદા કરવું ?'

'એજ સવાલ છે ને ?' કુકા મહેતાએ બધાનું ધ્યાન દોરતાં કહ્યું.

'અમે એ ઋણનો સ્વીકાર કરતા નથી. ગામે પોતાની ફરજ બજાવી છે. પડોશ ધર્મ બજાવ્યો છે. તેમાં તેણે નવું શું કર્યું છે કે આપણે તેના ઋણી ગણાઇએ ?' એક જણ બોલી ઉઠયો.

'નાગર જાત લજાવવાનો વિચાર કર્યો લાગે છે. ઋણ સ્વીકાર ન કરીને તમે શું ખાટી જશો ?' કુકા મહેતાએ પૂછયું.

'શું ખાટી જઇશું એ અમારે જોવાનું છે. પડોશી ધર્મ એમણે બજાવ્યો એમ પળ આવે અમે પણ બજાવીશું, એટલે એ રીતે ચઢેલું ઋણ ઉતરશે,' જવાબ મળ્યો.

'ક્યાં સુધી આ દઝાડતી આગ જેવી પથારીમાં આળોટવું છે ?'

'જ્યાં સુધી આગ સહન કરી શકીએ ત્યાં સુધી.'

'તમે અહીં રહેવા માગો છો?' કુકા મહેતાએ પૃછ્યું.

'જરૂર' બેએક માણસો આગળ આવી બોલ્યા.

'ભલે તમને સૂઝે એમ તમે કરી શકો છો. થોડીવાર બધે મૌન છવાયું. અંતે મૌનનો ભંગ કરતાં કુકા મહેતા બોલ્યા.

'સ્વમાનને સાચવવા ખાતર, કુલ કલંકથી દૂર રહેવા ખાતર, નાગરિકપણું જાળવવા ખાતર અને સુખે જીવન જીવવા ખાતર વાલમના નાગરો માટે એકજ માર્ગ જણાય છે, કે તેમણે ગામ છોડવું, અને પરદેશમાં વાસ કરવો, પણ તે પહેલાં આપણા માથે ચઢેલો ઋણનો ભાર આપણે ઉતારવો જોઇએ. એ માટે મને લાગે છે કે ઋણના બદલામાં આપણી જમીન અને ઘરબાર ગામને સોંપી બાકીની મિલ્કત લઇ ચાલી નીકળવું. મારા આ મતને કોનો ટેકો છે તે હું જાણવા માગું છું.' કુકા મહેતા થાક ખાવા થોભ્યા.

ઘરબાર અને જમીનનો મોહ ન છોડી શકનારાઓએ નીચાં મોઢાં કર્યાં. બેઠેલામાંથી અર્ધા મતે મહેતાના મતને ટેકો આપ્યો. નીચે મોંએ બેઠેલા અર્ધા ભાગના માણસો તરફ મહેતાને દયા આવી. તેમણે કહ્યું.

"કયી લાલચને કારણે તમે લુંટાતી જમીનને વળગી રહેવા માંગો છો?' કયાં સુખ સગવડ ભોગવવા ખાતર તમે સળગાવાતા અને ભંગાતાં ઘરોમાં રહેવાનું પસંદ કરો છો? કઇ ઇજ્જતને કારણે વાલમને તમે અત્યારે પણ ત્યજી શકતા નથી?' નીચાં મુખ કેટલાંક ઉંચાં થયાં. મહેતાએ પોતાના શબ્દોની થએલી અસર જોઇ. આખરે ત્રણેક માણસોએ મહેતાના મતને મળતા થવા માટે અખાડા આદર્યા. મહેતાની સમજાવટ કામ ન આવી અને એ ન સમજનારાઓએ હઠ લીધી કે વાલમને તે કોઇ હિસાબે છોડી શકનાર ન હતા.

સાંજે કુકા મહેતાએ વાલમની જવાબદાર વ્યક્તિઓને લક્ષ્મીનારાયણના મંદિરમાં બોલાવી પોતાનો નિર્ણય જાહેર કર્યો.

'મહેતાજી! આમ એકાએક તમે ચાલ્યા જાઓ એ અમને રૂચતું નથી. ઠાકરડાઓની બદદાનતને કારણે ગામને માથે તમને તરછોડવાનો આરોપ આવે તે અમને ખમાતું નથી.' ઘેલાશા બોલ્યા.

'ઘેલાશા ! વાલમ અમને તરછોડતું નથી અમે વાલમને તરછોડીયે છીએ. વાલમને તરછોડવાનું પાપ અમારા શિરે છે. ઠાકરડાઓ તો નિમિત્ત માત્ર છે.' કુકા મહેતાએ કહ્યું.

'મહેતાજી ! ગામ છોડવામાં તમે ભૂલ કરો છો. અમારો કોપ ઠાકરડા સહન નહીં કરી શકે. એક વર્ષ વધુ વસી રહો. અમે ઠાકરડાઓની જડ ઉખાડી નાખીશું.' મોંઘજીભાઇએ કહ્યું.

'નહિ મોંઘજીભાઇ ! અમારે કારણે કોઇની જડ ઉખેડાય તે અમને ન પોષાય, સમય આવે સૌને મળી રહેશે. અમારે નિમિત્ત બનવાની જરૂર નથી.' નમ્રતાથી મહેતાએ કહ્યું.

'તો પછી કયાં જશો મહેતાજી ?' ઘેલાશાએ પૂછ્યું.

'ધરતી મારગ દેશે ત્યાં.'

'મહેતાજી ! ગામ છોડવાજ ધાર્યું છે તો સાંભળી લો. ગુજરાત કરતાં માળવા શ્રેષ્ઠ છે. ત્યાંના લોકો, ત્યાંની જમીન, ત્યાંની રીતભાત પરદેશીને જલ્દી પોતાનો કરી લે છે. જવા ધાર્યુંજ હોય તો માળવા જાઓ.'

'પદ્મભાઇ ! માળવામાં એવું શું છે?' મહેતાએ પૂછ્યું.

'મેં કહ્યુંને કે ત્યાંના લોકો, ત્યાંની જમીન, અને ત્યાંની રીતભાત પરદેશીને જલ્દી પોતાનો કરી લે છે, માળવામાં તમને પારકાપણું નહિ લાગે.'

'તમને માળવાનો કેટલો અનુભવ ?' મહેતાએ પૂછ્યું.

'મારી છેલ્લી પાંચ પેઢીએ માળવાને વતન ગણી ત્યાં વાસ કર્યો છે.' પદ્મનાભે કહ્યું.

'ભલે, તમારી ભલામણ છે તો હું વિચાર કરી જોઇશ.'

'મહેતાજી ! તમને જવા દેતાં અમારૂં દીલ કંપે છે, અમે તમારાં માટે કંઇ ન કરી શકયા.' ગાંગજીભાઇએ કહ્યું.

'અમારે માટે તમે કૈં કર્યું નથી એમ માની હું કૃતઘ્નીમાં ખપવા નથી માગતો. ગાંગજીભાઇ ! અમારે માટે તમે બત્રીસ લક્ષણો શવજી હોમ્યો છે, અને જાતને તોડી નાખી છે અમારા રક્ષણ પાછળ. પણ કુદરત સીધી નહિ એટલે અમારા આ દહાડા આવ્યા.' ગળગળા મહેતાજી બોલ્યા.

'જવુંજ છે તો પછી તમારી સ્થાવર મિલ્કતની તમે શું વ્યવસ્થા કરવાનું ધાર્યું છે?' મોંઘજીભાઇની લોભી વૃત્તિ સળકી ઉઠી.

'અમારો ઋણભાર હલકો કરતાં અમારી પાસે સ્થાવર મિલ્કત રહેતી નથી.'

'એમ કેમ?' સર્વે ચોંકી ઉઠયા.

'ગઇ સાલના દેવા પેટે અમારાં જમીન, જાગીર અને ઘરબાર અમે ગામને સોંપવાનો નિરધાર કર્યો છે. રોકડ નાણું, ઘરેણું, સાધનો અને ઢોરઢાંખર એ બધું અમે સાથે લઇ જઇશું.'

કુકા મહેતાના શબ્દોએ સર્વને ચકિત કરી નાખ્યા. દુઃખની પળે પણ તે મનુષ્યત્વ ભૂલ્યા ન હતા.

'મહેતાજી! તમારી જમીન, જાગીર અને ઘરબાર પરનો હક્ક હું તમને પાછો સોંપું છું. ગામનું તમારા પરનું લેણું બદામ દોકડા સાથે હું ચૂકવીશ'. ઘેલાશાએ ઉદારતા દાખવી.

'આભાર, ઘેલાશા શેઠ, અમારો ઋણભાર અમે હલકો કરીએ એમાં અમારી શોભા છે.' કુકા મહેતા વિનયથી બોલ્યા.

'મહેતાજી, ગામના લેણામાંથી અમે તમને મુક્ત કરીએ છીએ.' પદ્મનાભે ગાંગજીભાઇને ઇશારત કરતાં તેમણે મોંઘજીભાઇની સલાહ મુખભાવ દર્શાવી લઇ લીધી અને કુકા મહેતાને કહ્યું.

'આભાર, આપનો અને ગામ સમગ્રનો, અમને ઋણ મુક્ત કરવા બદલ અમારાં ઘરબાર અને જમીન જાગીર અમે ગામને અર્પણ કરીએ છીએ. ગામ તેનો યથા યોગ્ય ઉપયોગ કરી શકશે' કુકા મહેતાએ ભેટના રૂપમાં દેવું ભરપાઇ કરતાં કહ્યું.

'મહેતાજી! હદ થાય છે.'

'હદ નથી, કિંચિત માત્ર છે.' શરમથી કુકા મહેતા બોલ્યા.

'કયારે જવાનો નિર્ણય કર્યો છે?' પદ્મનાભે પૂછ્યું.

'હજુ ચોક્કસ મુહૂર્ત નક્કી નથી કર્યું, પદ્મભાઇ!' કહેતાં કુકા મહેતાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. તે જોઇ ત્યાં બેઠેલા બધાની આંખો પાણીભીની બની ગઇ

આખરે બધા વિખરાયા.

# પ્રકરણ ૩૦ મું

## ઉપસંહાર

નૈઋર્ત્યથી ઇશાન તરફ પથરાએલાં વાલમ ગામની જમણી બાજુએ વડ નીચે એક પાળીઓ ઉભો કરવામાં આવ્યો હતો. પરગામથી આવતી એક અજાણી બાઇ તે પાળીઆ નજીક આવી અટકી. ગામમાંથી ગાડાંની લંગાર, પુરુષો, બાળકો અને સ્ત્રીઓનાં જૂથ આવી રહ્યાં હતાં. ગાડાં સામાનથી લદાએલાં હતાં. તથા તેમના પાછલા ભાગ પર ઘાસ બાંધવામાં આવ્યું હતું. બાઇ ઉભી રહી. ગાડાં એક પછી એક પસાર થયાં. કેટલાં ગાડાં? ગણતાં ન ગણાવી શકાય તેટલાં. કેટલાં બધાં સ્ત્રીપુરુષો એ ગાડાં સાથે ચાલી રહ્યાં હતાં? બાઇ અચરજ પામી ગઇ.

દહાડો ચઢીને સરખો થયો. એટલે ગાડાંની લંગાર પૂરી થઇ. પાછળ પુરુષોનું એક મોટું ટોળું આવી રહ્યું હતું. તેમાં એક જ સ્ત્રી હતી તે બાજુ પર ચાલતી હતી. આગળ ચાલતા આઠેક માણસો શાન્ત અને શોકગ્રસ્ત લાગતા હતા. કોઇ બોલતું ન હતું. કોઇ ઉંચું જોતું ન હતું. પાછળ ટોળામાં ગણગણાટ થતો હતો. આખરે એ બધા પેલા પાળીઆ પાસે આવી ઉભા રહ્યા. પેલી ટોળા સાથે ચાલતી સ્ત્રી પાળીઆને અડકીને ઉભી.

'બધા દેવોનાં દર્શન કરીને આવ્યા. મહેતાજી, પણ સાચો વીર તો અહીં રહીજ ગયો.' કહી ટોળામાંથી પદ્મનાભે પાળીઆ તરફ આંગળી કરી. એ રીતે વાતાવરણ હલકું કરવા પ્રયત્ન કર્યો.

'કેમ ભૂલું મારા વીર રત્નસિંહને!' કહી કુકા મહેતા પાળીઆને બાઝી પડયા. પેલી અડકીને ઉભેલી બાઇ ત્યાંથી સહજ દૂર હઠી ગઇ. પાળીઆને બાઝી મહેતાજી પોકે પોક મૂકી રડયા. હૃદયભાર હલકો થતાં તે પાળીઆથી છૂટા પડયા. દરેકની આંખમાં તેમણે પાણી જોયાં. બાજુ પર ઉભેલી સ્ત્રી તરફ જોઇ મહેતા બોલ્યા,

'રાજબા! તારૂં જીવન સ્વપ્ન ભાંગી નાખનાર આ કુકા મહેતાને ક્ષમા કરજે બહેન!'

'મહેતાજી! મારૂં જીવન સ્વપ્ન તમે ભાંગ્યું નથી પણ અમર કર્યું છે. રત્નસિંહ મારી રગે રગે રમી રહ્યો છે. મારૂં સૌભાગ્ય અખંડ છે.' ગર્વથી રાજબા બોલી.

સર્વને નમસ્કાર કરી કુકા મહેતા ગાડાં પાછળ ચાલી નીકળ્યા. તેમને જતા રોકતાં મહેરામણે* કહ્યું.

'મહેતા કાકા મારી પ્રતિજ્ઞા સાંભળતા જાઓ.' કુકા મહેતાએ પાછળ જોયું.

'શું ભાઇ!' તેમણે પૂછ્યું.

'રત્નસિંહ વીરના પાળીઆ સમક્ષ હું પ્રતિજ્ઞા લઉં છું કે ઠાકરડાઓને, તમે જાઓ છો એ રીતે ન ભગાડું ત્યાં સુધી રાત્રે હું ઉંઘીશ નહિ.' મહેરામણે નિશ્ચય જાહેર કર્યો.

'શા માટે? ભાઇ! અમારા દુઃખને તું તારૂં કરી લે છે?' સમજાવતા હોય તેમ મહેતા બોલ્યા.

'કાકા! આજે તમારા જતાં ઠાકરડાઓ સાથેનું અમારૂં જુનું વેર તાજું થાય છે.' કહી મહેરામણે શવજીનો બનાવ આગળ આણ્યો.

કંઇ પણ બોલ્યા સિવાય આકાશ તરફ દષ્ટિ કરી નિરાધારના આધારની મદદ માગતા કુકા મહેતા આગળ વધ્યા.

ગામમાંથી પચાસ માણસો તેમને દૂર સુધી સહીસલામત મૂકી આવવાની જવાબદારી લઇ સાથે ચાલી નીકળ્યા.

વળાવવા આવેલું ટોળું પાછું વળ્યું. પેલા સાત માણસો હજુ પાળીઆ પાસે ઉભા હતા, અને દૂરદૂર જતા કુકા મહેતા તરફ અનિમિષ નયને જોઇ રહ્યા હતા. માર્ગમાં વળાંક આવ્યો અને કુકા મહેતા

---

* વહીવંચા ભાટને ચોપડે 'મેરો' નામ છે.

દેખાતા બંધ થયા. પેલા સાતે જણનાં હૈયાં હીબકી ગયાં, પેલી દૂર ઉભેલી પરગામી બાઈએ નજીક આવી પૂછ્યું.

'મારે રત્નસિંહને મળવું છે. ક્યાં હશે ?'

'રત્નસિંહ! તો બાઇ અમારા હૃદયમાં છે. તારે જોવો હોય તો આ ઉભો,' કહી ગાંગજીભાઇ પાળીઆ બતાવી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયા.

'મારા વીર' કહી બાઇ પાળીઆને ભેટી પડી. અઢળક આંસુ સારતી રડી પડી. રાજબાએ તેને બાથમાં લઇ વિખુટી કરી. બાઇએ પૂછ્યું.

'તમે કોણ છો ?'

'હું ? તમારા વીરનાં અધૂરાં કાર્યો પૂરાં કરવાને જીવન ધારતી તેમની વિધવા.'

વાતાવરણને તંગ બનતું અટકાવવા ઘેલાશાએ કહ્યું.

'ચાલો હવે સૂર્ય માથે આવી ગયો.'

અને સ્વજન બની ચૂકેલાં સ્નેહીઓનાં અશ્રુની માળાઓ સ્વીકારતો રત્નસિંહનો પાળીઓ વડ નીચે ધીર, ગંભીર ભાવે સ્થિતપ્રજ્ઞશો ઉભો હતો.

× × × ×

બીજે દિવસે કેટલાએક બ્રાહ્મણો*એ ગાડાં ભરી પ્રયાણ આદર્યું. વિપત્તિની આશંકાએ ઘેરાએલાં એ કુટુંબો ગામમાં વાર્યાં પાછાં ન વળ્યાં ત્યારે ગામની પ્રજાના દીલમાં દુ:ખની આશંકાઓએ સનસનાટી ફેલાવી દીધી. શોકની ઘેરી છાયાએ આખું ગામ છાઇ દીધું હતું.

સમાપ્ત

* હાલના 'વાલમ' બ્રાહ્મણો.